# નિવેદન

આ પુસ્તકમાં અપાએલ સારભૂત અવતરણ **શ્રી જૈન પ્રવચન** સાપ્તાહિક વર્ષ દશમાના કેટલાક અંકોમાં અને વર્ષ અગીઆરમાના બે અંકોમાં પ્રગટ થયું હતું. તેને આજે પુસ્તકાકારે પ્રગટ કરવાની શુભ તક સાંપડી છે.

અમારા અનુપયોગાદિથી, આ પુસ્તકમાં જો ભગવાન શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞાથી વિરૂદ્ધ કાંઈ પણ છપાઇ જવા પામ્યુ હોય, તો તે બદલ તેમ જ પૂ. પ્રવચનકાર મહાત્માના વાસ્તવિક આશયથી વિરૂદ્ધ આશયને જણાવે તેવી કોઈ પંક્તિ પ્રગટ થઇ જવા પામી હોય, તો તે બદલ પણ મિચ્છા મિ દુક્કડં દઈએ છીએ.

શ્રી જૈન પ્રવચન સાપ્તાહિકના વાર્ષિક ગ્રાહકોને ભેટ પુસ્તક આપવાની પ્રથા નહોતી; પરંતુ છેલ્લા બે વર્ષોથી તે સ્વીકારવામાં આવી છે. દર વર્ષે વાર્ષિક ગ્રાહકોને ભેટ પુસ્તક આપવાની પ્રથા ચાલુ રાખવાની અમારી ભાવના છે.

—પ્રકાશક.

## આભાર-દર્શન

જામનગરવાળા સ્વ. શેઠ શ્રી શાન્તિદાસ **ખેતશીભાઈએ** આવા સાહિત્યના પ્રકાશનના અમારા કાર્યમાં અમને જે મદદ કરેલી છે, તેને આ સમયે યાદ કર્યા વિના રહી શકતા નથી.

—પ્રકાશક.

જે ધર્મને કહેવાને ઈચ્છે છે, તેના કથનની પ્રસ્તાવના કરતાં બીજી ગાથાની રચના કરી છે. ધર્મનો ઉપદેશ આપવાને ઈચ્છતા સૂત્રકાર પરમર્ષિએ કરેલી પ્રસ્તાવના પણ ખૂબ મનન કરવા જેવી છે. ઉપદેશની આ ભૂમિકા છે. ભૂમિકાની રચના એવી હોવી જોઈએ, કે જેથી જે વસ્તુનું કથન કરવાનું હોય, તેની આવશ્યકતા અને મહત્તા સુયોગ્ય શ્રોતાજનોના અન્તરમાં પ્રતીત થયા વિના રહે નહિ. ભૂમિકાના યોગે કથનીય વસ્તુ પ્રત્યે સુયોગ્ય શ્રોતાજનો આકર્ષાવા જોઈએ અને ઉપદેશકે દર્શાવેલા માર્ગે ચાલવાનો તેઓમાં ઉલ્લાસ પ્રગટવો જોઈએ. આ શાસ્ત્રરત્નના રચયિતા પરમર્ષિએ કરેલી પ્રસ્તાવના એવી જ ગુણસંપન્ન છે. લઘુકર્મી આત્માઓ આ પ્રસ્તાવનાને સાંભળીને, સમજીને અને વિચારીને ધર્મની આરાધના કરવાને માટે સહજ રીતિએ પ્રેરાય તેમ છે. સુયોગ્ય આત્માઓને એમ થઈ જાય એવું છે કે–' આ મનુષ્યભવની એક પણ ક્ષણ સદ્ધર્મની આરાધના વિના ગુમાવવી, એ હિતકર નથી પણ હાનિકારક જ છે.'

<u>જન્મ, જરા અને મરણ:</u>

આ જગતમાં કર્મવશ અનેક પ્રકારના આત્માઓ છે. તેમાંના કોઈ પણ પ્રકારના આત્માને આપત્તિ પસંદ નથી. આપત્તિ, એ ભલે કોઈની પણ પસંદગીની વસ્તુ ન હોય, તે છતાં પણ તે આવે છે અને મને કે કમને પણ સૌને તે ભોગવવી પડે છે. બીજી આપત્તિઓની વાત હમણાં દૂર રાખીએ, તો પણ જન્મ, જરા અને મરણની આપત્તિઓ તો એવી છે કે એ બધી કે અમુક તો સંસારવર્તી એવા

સૌ કોઈને ભોગવવી પડે છે. પુણ્યોદયે જન્મથી મરણ પર્યન્ત બીજી કોઈ પણ પ્રકારની આપત્તિ ન આવે, તો પણ જન્મ સંબંધી આપત્તિને વેઠીને આવેલા મનુષ્યોને વિશેષ આયુષ્ય હોય તો જરાની અને છેવટ મરણની આપત્તિ તો ભોગવવી જ પડે છે આ વસ્તુને લગભગ બધા સમજે છે, છતાં પણ આ આપત્તિના નિવારણને માટે શું કરવું જોઈએ, તેનો વિચાર કરનારા આ વિશ્વમાં ઘણા જ થોડા આત્માઓ છે. જન્મ, જરા અને મરણ, એ કાંઈ માત્ર આ ભવની જ આપત્તિ છે–એમ પણ નથી. અનન્તા કાળમાં આપણે કરેલા અનન્તા ભવોમાં, આ પ્રકારની આપત્તિને આપણે ભોગવતા આવ્યા છીએ. જન્મ અને મરણની આપત્તિ ઉપરાન્ત, બીજી પણ ઘણી આપત્તિઓ સંસારના જીવોને ભોગવવી પડી છે, ભોગવવી પડે છે અને ભોગવવી પડશે. પણ–'આ ભવમાં આપણે આવ્યા ક્યાંથી અને આપણે અહીંથી જવાનું ક્યાં ?'–એનો વિચાર કેટલા કરે છે ? " કેટલા કાળથી મારો આત્મા એક ભવમાંથી બીજા ભવમાં અને બીજા ભવમાંથી ત્રીજા ભવમાં, એમ ભવચક્રમાં ભમ્યા કરે છે ?"–એનો વિચાર પણ નથી થતો, એ જગતના જીવોની કારમી અજ્ઞાનતાનો અને ગતાનુગતિક વૃત્તિનો જ પ્રતાપ છે.

કારમા નાસ્તિકોનો બળવો :

આપત્તિથી ડરનારૂં, આપત્તિને નહિ ઈચ્છનારૂં જગત તો આપત્તિની જડનો નાશ કરનારા ધર્મની આરાધનામાં આસક્ત હોવું જોઈએ : એને બદલે જગત ભોગાસક્ત બનેલું દેખાય છે : કારણ કે–જગત અજ્ઞાનથી ઘેરાએલું છે અને એ કારણે જગતની લગભગ સઘળી જ પ્રવૃત્તિઓ ગતાનુ-

ગતિકતા રૂપ છે. આ જગતમાં એવા પણ નાસ્તિકો વિદ્યમાન હોય છે, કે જેઓ આત્મા અને પરલોક આદિના વાસ્તવિક અસ્તિત્વને જ સ્વીકારતા નથી. પરલોકના અસ્તિત્વને સિદ્ધ કરનારી વસ્તુઓનો સ્વયં અનુભવ કરતા હોવા છતાં પણ અને બીજાઓને પણ તેવો અનુભવ કરતા જાણવા છતાં પણ, તેઓની દૃષ્ટિ પરલોક તરફ દોડતી જ નથી. આ ભવની પૂર્વે આપણે અનન્તા ભવો કર્યા છે અને આ ભવની પછી પણ ભવો કરવાના છે, એવી વાત પણ તેવા કારમા નાસ્તિકોને રૂચતી નથી. તેઓ આંખ સામે જૂએ છે કે–સાથે જ શિક્ષાને પામેલા બે વિદ્યાર્થિઓમાંથી એક પાસ થાય છે તો એક નાપાસ થાય છે, એક વિચક્ષણ હોય છે તો એક મૂઢ હોય છે, એક થોડા શબ્દોથી ઘણું સમજે છે તો બીજો ઘણા શબ્દો દ્વારા થોડું પણ મુશ્કેલીએ સમજે છેઃ આવા તો અનેકવિધ ભેદો, કે જે પૂર્વભવની કાર્યવાહી સાથે જ સંબધ ધરાવે છે, તેને જૂએ છે. જન્મે ત્યારથી એકને પરિપૂર્ણ ઈન્દ્રિયવાળો અને અન્યને અપરિપૂર્ણ ઇન્દ્રિયોવાળો તેઓ જૂએ છે. એકને વગર મહેનતે કે અલ્પ મહેનતે દુનિયાની સુન્દર ગણાતી સામગ્રી ઘણા મોટા પ્રમાણમાં પ્રાપ્ત થઈ જાય છે, તો બીજાને રાત–દિવસ કાળી મહેનત કરવા છતાં પણ પેટ પૂરતું અનાજ મેળવવું મુશ્કેલ થઈ પડે છે એક પ્રૌઢ વક્તા બની હજારો આદમીઓને આકર્ષે છે અને એક શ્રોતા તરીકે પણ સમજવા જેટલુ સમજી શકતો નથી. આ જાતિની સઘળી જ વિષમ સ્થિતિ, પૂર્વભવની કાર્યવાહીની સાથે સંબંધ ધરાવનારી છે અને સામાન્ય બુદ્ધિશાલી પણ એ વસ્તુને અનુમાનાદિ દ્વારા સમજી શકે તેમ છે. આમ

છતાં પણ, ભોગમાં જ સર્વસ્વને માની બેઠેલા નાસ્તિકો, પરલોકને માનવાનો ઈન્કાર કરે છે. એવા નાસ્તિકોએ તો ધર્મના ઉપદેશની સામે ખૂલ્લો બળવો જ જગાવેલો છે : કારણ કે–ધર્મ આત્મસુખને સંપાદન કરવાની પ્રેરણા કરે છે અને ભોગસુખોની રસિકતા ટળ્યા વિના આત્મસુખની ઝાંખી પણ થતી નહિ હોવાને કારણે, ભોગસુખોને તજવાનો ઉપદેશ આપે છે.

ભવને ભોગનું સાધન માનનારા :

મિથ્યાદૃષ્ટિ જગતમાં પણ, સઘળા જ આત્માઓ આવા પ્રકારના નાસ્તિકો હોય છે–એવું નથી. એવા પણ આત્માઓ હોય છે, કે જેઓ આત્મા અને પરલોક આદિના અસ્તિત્વને અમૂક અમૂક રીતિએ સ્વીકારે છે. આત્મા અને પરલોક આદિના અસ્તિત્વનો અપલાપ નહિ કરવા છતાં પણ, કારમા નાસ્તિકોની સ્વાભાવિક અસરથી રંગાએલા અને એ કારણે આ ભવને ભોગનું સાધન માની બેઠેલાની જેમ વર્તનારા પણ, આ દુનિયામાં થોડા નથી. આવાઓ પણ ધર્મનો ઉપદેશ, કે જે ઉપકારનું અજોડ અને પરમ કારણ છે, તેનો વિરોધ કરે છે. આવા વિરોધમાં મુખ્ય કારણ તરીકે તેઓના અજ્ઞાનને ગણી શકાય. આવા આત્માઓનો વિરોધ કારમા નાસ્તિકોના જેવો ક્રૂર નથી હોતો, પણ કાંઇક સૌમ્ય હોય છે. કદાગ્રહી નાસ્તિકો જ્યારે ધર્મોપદેશને માટે લગભગ અયોગ્ય જેવી દશાને ભોગવે છે, ત્યારે અજ્ઞાનતાથી ભોગમાં સુખ માની બેઠેલાઓ હોવા છતાં પણ આત્મા, પરલોક આદિના ગમે તે સ્વરૂપના પણ અસ્તિત્વને માનનારાઓ, બહુલતયા વસ્તુસ્થિતિના દર્શન પૂર્વકના ધર્મોપદેશને માટે લાયક હોય

છે. આવા આત્માઓને ધર્મોપદેશની સન્મુખ કરવા, એ પણ ધર્મોપદેશક ધર્માચાર્યોનું પરમ કર્તવ્ય છે. હૃદયના કટ્ટર નાસ્તિક નહિ હોવા છતાં પણ, નાસ્તિક પ્રલાપોના વિષમય વાયરાઓના પ્રતાપે જેઓ ભોગસુખને જ સર્વસ્વ માની બેઠા હોય અને એ જ કારણે જેઓ ધર્મને ભોગસુખમાં વિઘ્નકર માનીને ધર્મના ઉપદેશોથી વિમુખ રહેતા હોય તથા એમ માનતા હોય કે–' ધર્મ તો આગળ પણ થશે : મનુષ્યભવ અને સદ્ધર્મ દરેક ભવે ન મળે એવું નથી : માટે અત્યારે તો મળેલા ભોગોને ભોગવવા એ જ ઠીક છે. '– એવા બીચારા અજ્ઞાન આત્માઓને, તેઓના ખોટા ભ્રમને ટાળીને તેમને સાચા ધર્મના ઉપદેશની સન્મુખ કરવા, એ પણ ઉપકારી ધર્માચાર્યોનું એક આવશ્યક કર્ત્તવ્ય છે. સ્વ–પરની અનુગ્રહબુદ્ધિથી સદ્ધર્મના પાલન પૂર્વક સદ્ધર્મનો પ્રચાર કરવો, એ જ ધર્માચાર્યોનું વાસ્તવિક અને પરમ કર્ત્તવ્ય છે.

<u>એવુ મરણ અને એવુ ભાવચારિત્ર–</u>

<u>મનુષ્યગતિ સિવાય પ્રાપ્ત થઈ શકતુ જ નથી:</u>

આ કારણે, પરમ ઉપકારી ધર્માચાર્યો, જગતના જીવોને ધર્મોપદેશની સન્મુખ બનાવવાને માટે, પહેલા તો ભવનું સ્વરૂપ સમજાવે છે. ભવનું સ્વરૂપ સમજાવ્યા બાદ, આ મનુષ્ય ભવ આદિની પ્રાપ્તિની દુર્લભતાને સમજાવે છે : કારણ કે–આત્માને આપત્તિમુક્ત બનાવવાને માટેનો સુન્દરમાં સુન્દર અને શ્રેષ્ઠ કોટિનો પ્રયત્ન, આ મનુષ્યભવ વિના બીજા ભવમાં થઈ શકતો નથી. આ સંસારનો કોઈ પણ જીવ, આ ભવને પામીને આરાધના કર્યા વિના, સર્વથા આપત્તિ

મુક્ત બન્યો હોય, એવું કોઈ કાળે બન્યું પણ નથી અને બનવાનું પણ નથી. એક આ ભવ જ એવો છે, કે જે ભવમાં એવા પણ મરણને પામી શકાય છે, કે જે મરણ પછી ચાર ગતિઓમાંની કોઈ પણ ગતિમાં જન્મ પામવાપણું રહે જ નહિ. આવા મરણની પ્રાપ્તિ મનુષ્યગતિ સિવાયની કોઈ પણ ગતિમાં થઈ શકતી નથી. બીજી વાત એ પણ છે કે– એવા મરણની પ્રાપ્તિમાં પરમ કારણભૂત એવું જે ભાવચારિત્ર છે, તે આ મનુષ્યભવ સિવાયના બીજા કોઈ પણ ભવમાં પામી શકાતું નથી. આ વિગેરે કારણો, આ મનુષ્યભવને પામેલા જીવોને, મનુષ્યભવની મહત્તાને સમજાવવી અને તેઓને આપત્તિમુક્ત બનવાના ઉપાયનું આરાધન કરવામાં પ્રાપ્ત થયેલા મનુષ્યભવનો ઉપયોગ કરતા બનાવવા, એ પણ પરમ ઉપકારનું જ કાર્ય છે. સાચા ઉપકારિઓ, જગતના જીવો ઉપર, આ પ્રકારે ઉપકાર કરવાને માટે સદા ય સુસજ્જ હોય છે.

દુનિયામાં ગણાતા ધર્મોમાંથી–

સદ્ધર્મ અને અસદ્ધર્મોને પારખવાની રીતિ :

મનુષ્યભવની દુર્લભતાને અને મહત્તાને સમજાવવાની સાથે, મનુષ્યભવ દ્વારા સાધ્ય વસ્તુની મહત્તાને પણ સમજાવવી જોઇએ. સર્વથા આપત્તિમુક્ત દશા, એ જ આત્માની મુક્તાવસ્થા છે. આત્માની જન્મ, જરા અને મરણ આદિ રૂપ જે આપત્તિ છે, તેનો કોઈ પણ ઉપાય દ્વારા નાશ થઈ શકે તેમ હોય, તો તે એક સદ્ધર્મ રૂપ ઉપાય જ છે. સદ્ધર્મનું આરાધન, એ જ આપત્તિમુક્ત બનવાનો એક અને અજોડ

અર્થાત્–ભવ એટલે સંસાર. આ ભવ કહો કે સંસાર કહો, આમાં પ્રાણિઓ નારક આદિ રૂપે પરિભ્રમણ કરે છે. કર્મવશવર્તી જીવ કોઈ તેવા કર્મના ઉદયે નારક પણ બને છે, તિર્યંચ પણ બને છે, દેવ પણ બને છે અને મનુષ્ય પણ બને છે જેવા પ્રકારના કર્મનો ઉદય હોય છે, તેવા પ્રકારની સ્થિતિને કર્મવશવર્તી પ્રાણિઓ પ્રાપ્ત કરે છે.

ભવજલધિનું જલ :

પોતપોતાના કર્મના પ્રતાપે અનાદિકાલથી સંસારમાં પરિભ્રમણ કરતા આત્માઓની દશા ઘણી જ દયાપાત્ર હોય છે. દેવગતિમાં ઉત્પન્ન થયેલા જીવને પણ, આયુષ્ય પૂર્ણ થયે, ઈચ્છા ન હોય તો પણ, ત્યાંથી ચ્યવવું જ પડે છે અને કર્માનુસાર ઈતર ગતિમાં ઉત્પન્ન થવું પડે છે. મનુષ્યગતિમાં પણ એ જ દશા છે. મનુષ્યગતિમાં ચક્રવર્તી બનેલા પણ જીવને, આયુષ્યને અન્તે કર્માધીન દશામાં એટલે અસંયમી હોય તો, નરકે જવું પડે છે. આ જ કારણે, સૂત્રકાર પરમર્ષિએ આ બીજી ગાથામાં સંસારને જલધિની ઉપમા આપી છે સંસારને જ્યારે જલધિની ઉપમા આપવામાં આવે, ત્યારે સંસારમાં અસ્તિત્વ ધરાવતી કોઈક પણ વસ્તુને ઘટિત રીતિએ જલની ઉપમા આપવી જ પડે : કારણ કે–જેમાં જલનો જ અભાવ હોય, તેને જલધિ કહેવાય જ નહિ આથી, ઉપકારી પરમર્ષિઓ ફરમાવે છે કે–સંસાર એ જો જલધિ છે, તો તેમાં જન્મ, જરા અને મરણ આદિ રૂપ જલ રહેલું જ છે. આ સંસાર જન્મ, જરા અને મરણાદિ રૂપ જલને ધારણ કરનારો છે, માટે આ સંસારને જલધિ તરીકે પણ ઓળખાવાય છે.

સંસારને અપાયેલી ઉપમાઓનો હેતુ :

આ સંસારને, માત્ર જલધિ એટલે સાગરની જ ઉપમા આપવામાં આવી છે, એમ પણ નથી. અનન્ત ઉપકારિઓએ, આ સંસારને અનેક પ્રકારની કારમી ઉપમાઓથી નવાજ્યો છે. આ સંસારની વિષમતા આદિને દર્શાવવાને માટે, જે જે ઉપમાઓ એને લાગી શકે તેમ છે, તે તે ઉપમાઓને લગાડી લગાડીને અનન્ત ઉપકારી મહાપુરૂષોએ, આ સંસારના યથાસ્થિત સ્વરૂપનું વર્ણન કર્યું છે. ઉપકારિઓએ આ સંસારને જેમ સાગરની ઉપમાથી વર્ણવ્યો છે, તેમ અટવી, દાવાનલ આદિની ઉપમાથી પણ વર્ણવ્યો છે. આ રીતિએ, ભિન્ન ભિન્ન ઉપમાઓ દ્વારા વર્ણન કરવાનો હેતુ એક જ છે અને તે એ જ કે–સંસારની વિષમતા જીવોને સમજવી સહેલી થઈ પડે. ઉપકારી મહાપુરૂષો આ સંસારને આપણી સમક્ષ એવા રૂપે રજૂ કરે છે, કે જેથી યોગ્ય આત્માઓને આવા કારમા સંસારથી મુક્ત બનવાની ઈચ્છા થયા વિના રહે નહિ. વાત પણ સાચી છે કે–સંસારનું સ્વરૂપ ભયંકર છે અને એનાથી મુક્ત બનવું એ જ એકાન્તિક અને આત્યન્તિક સુખને પામવાનો ઉપાય છે. સંસારનું યથાસ્થિત સ્વરૂપ સમજાઈ જાય, તો સંસારથી મુક્ત બનવાની ભાવના ઉત્પન્ન ન થાય એ બને જ નહિ : પણ ભોગસુખમાં લીન બનેલા આત્માઓને, એને જાણવાની કે વિચારવાની દરકાર જ ક્યાં છે ?

સંસારસાગરની અનન્તતા :

સૂત્રકાર પરમર્ષિ ફરમાવે છે કે–આ સંસારસાગર.

ઈતર સાગરોની જેમ અન્તવાળો નથી, પણ અપાર છે 'અપારે' એવા વિશેષણ દ્વારાએ, સંસારની અનાદિ–અનન્તતાનો ખ્યાલ આપવામાં આવ્યો છે સંસાર રૂપ સાગરને નથી તો આદિ નથી તો અન્ત અનન્ત કાલ પૂર્વેય આ સંસારની અવિદ્યમાનતા હતી–એમ પણ નથી અને અનન્ત કાલ બાદેય આ સંસારની અવિદ્યમાનતા થવાની છે, એમ પણ નથી. એટલે કે–અનન્ત કાલ પૂર્વે પણ સંસાર હતો અને અનન્ત કાલ જવા છતા પણ સંસારનું અસ્તિત્વ કાયમ જ બન્યુ રહેવાનું છે.

પોતાના સંસારને સાન્ત બનાવો .

સંસારની આ જેવી–તેવી ભયંકરતા નથી જન્મ, જરા અને મરણ આદિ આપત્તિઓથી ભરેલો આ સંસાર, પર્યન્ત વિકલ છે. આવા સંસારમા ફસેલા જીવોને માટે જન્મ, જરા અને મરણાદિની આપત્તિઓ પણ સુનિયત જ છે સંસારી જીવ અને જન્માદિ આપત્તિઓથી મુક્ત, એ શકય જ નથી જન્માદિ આપત્તિઓથી મુક્ત તો તે જ છે, કે જે સંસારથી મુક્ત છે. સંસાર સ્વરૂપે ભલે અદૃષ્ટપર્યન્ત હોય, પરન્તુ ભવ્ય જીવો પોતાના સંસારના ઉચ્છેદને સાધી શકે છે કોઈ પણ કાળે મુક્તિને પામનારા આત્માઓનો સંસાર અનાદિ હોવા છતા પણ અનન્ત નથી જો કોઈ પણ જીવનો સંસાર સાન્ત ન હોય, તો તો ધર્મનો કોઇ વિશેષ અર્થ જ રહેતો નથી, પરન્તુ આ સંસારમા અનન્તા આત્માઓ એવા પણ હતા અને હોવાના, કે જે આત્માઓનો સંસાર સાન્ત હતો અને છે. ધર્મ, આત્માને સંસારના અન્તને પમાડનારો હોવાના કારણે જ, સેવ્ય અને ઉપદેશ્ય છે.

અધ્યાહારનું ગ્રહણ આવશ્યક છે:

સંસારને આ રીતિએ જન્મ, જરા અને મરણાદિ રૂપ જલને ધારણ કરનારા તરીકે તેમજ પાર વિનાના તરીકે વર્ણવવા પૂર્વક, સૂત્રકાર પરમર્ષિ ફરમાવે છે કે–"અપાર એવા સંસાર રૂપ સાગરમાં ખૂબ ખૂબ પરિભ્રમણ કરતા પ્રાણિઓને મનુષ્યભાવ પણ દુર્લભ છે." શ્રી ધર્મરત્ન પ્રકરણ નામના આ શાસ્ત્રરત્નની બીજી ગાથાના પૂર્વાર્દ્ધનો આ અર્થ છે. આ શાસ્ત્રરત્નની બીજી ગાથાના પૂર્વાર્દ્ધનો આ રીતિએ અર્થ કરવો, એ જ વ્યાજબી છે: પરન્તુ કેવલ શબ્દોને જ પકડનારાઓ આવા વાસ્તવિક અર્થને સમજી કે સમજાવી શકતા નથી. મૂળ ગાથામાં "ખૂબ ખૂબ પરિભ્રમણ કરતા" –એવા અર્થને જણાવનારા વિશેષણનો સ્પષ્ટ પદ દ્વારા ઉલ્લેખ કરવામાં આવ્યો નથી, પરન્તુ રહસ્યને જાણવાનું સામર્થ્ય ધરાવનારાઓ 'बम्भ्रम्यमाणानाम्' એવું પદ અધ્યાહાર રહેલું છે–એ વાતને સમજી શકે છે અને એથી જ ઉભય વૃત્તિકાર પરમર્ષિઓએ તેનો ઉલ્લેખ કરેલો છે. સૂત્રાદિની વ્યાખ્યા કરતાં, ક્રિયાપદ આદિ જે અધ્યાહાર રહેલ હોય, તેને ગ્રહણ કરવાપૂર્વક વ્યાખ્યા કરવાનો નિયમ છે: કારણ કે–જો એમ કરવામાં આવે નહિ, તો મૂળ વસ્તુના વાસ્તવિક ભાવને સ્પષ્ટ કરી શકાતો નથી.

'अपि'નો પ્રયોગ કરવા દ્વારા–

આર્યદેશાદિની સૂચવાએલી વિશેષ દુર્લભતા:

એ વાત પણ સમજી લેવા જેવી છે કે–આ શાસ્ત્રરત્નની બીજી ગાથામાં 'मणुयत्तणंपि' એટલે કે–'मनुजत्वमपि'

એવો જે ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે સહેતુક છે. 'મનુષ્યપણું દુર્લભ છે'–એમ નહિ જણાવતાં, 'મનુષ્યપણું પણ દુર્લભ છે'–એમ જે જણાવ્યું છે, તે દેશ, કુળ, જાતિ અને આરોગ્યાદિ સંબંધી ઈતર સામગ્રીઓની એક એકથી અધિક દુર્લભતા છે, તેને પણ જણાવનાર છે. 'मनुजत्वम्'ની સાથે 'अपि'નો પ્રયોગ કરીને, સૂત્રકાર પરમર્ષિ, એ જ ફરમાવે છે કે–જ્યારે સંસારમાં ખૂબ ખૂબ પરિભ્રમણ કરતા પ્રાણિઓને મનુષ્યભાવ પણ દુર્લભ છે, તો પછી ઉત્તમ દેશ, કુલ અને જાતિ આદિ સામગ્રી દુર્લભ હોય, એમાં તો પ્રશ્ન જ શો ? જ્યારે મનુષ્યભાવ પણ દુર્લભ હોય, તો પછી એ મનુષ્યભાવની, ધર્મપ્રાપ્તિ અને ધર્મસાધનામાં સહાય અર્પે એવા આર્ય દેશમાં, આર્ય કુલમાં અને આર્ય જાતિમાં પ્રાપ્તિ થવી, તે વિશેષ મુશ્કેલ જ હોય તથા તેમાં પણ આરોગ્યાદિની પ્રાપ્તિ વિશેષ મુશ્કેલ હોય, એ તો તદ્દન સીધી અને સ્પષ્ટ જ વાત છે. દુર્લભ એવો પણ મનુષ્યભાવ પ્રાપ્ત તો થાય, પણ તે સાથે અનાર્ય દેશ મળે તો ? આર્ય દેશમાં પણ અધમ જાતિ અને અધમ કુળ મળે તો ? દેશ, જાતિ અને કુળની સુન્દરતા પ્રાપ્ત થવા છતાં પણ આરોગ્યની પ્રાપ્તિ ન થાય તો ? આરોગ્ય મળે પણ બુદ્ધિની મન્દતા હોય તો ? આ વિગેરે વસ્તુઓ એવી છે કે–ધર્મની પ્રાપ્તિમાં અને અને ધર્મની સાધનામાં તેનો પણ ફાળો રહે છે અને આના અભાવમાં, પ્રાપ્ત થયેલો મનુષ્યભાવ નિરર્થક પ્રાયઃ થઈ જાય છે. મનુષ્યભાવની પણ દુર્લભતા–એમ જણાવીને એ જ સૂચવે છે કે–મનુષ્યભાવ ઉત્તમ સંયોગો આદિમાં પ્રાપ્ત થવો, એ વસ્તુ એથી પણ અધિક દુર્લભ છે. મનુષ્યભાવ કરતાં પણ,

એ મનુષ્યભાવની પ્રાપ્તિને સાર્થક બનાવવામાં સહાયભૂત થઈ શકે તેવી ઉત્તમ દેશ, ઉત્તમ કુલ અને ઉત્તમ જાતિ આદિ સામગ્રી અતિશય દુર્લભ જ હોય, તે સ્વાભાવિક છે. ધર્મની સાધનામાં સહાયક થઈ શકે એવો ઉત્તમ દેશ, એવું ઉત્તમ કુલ અને એવી ઉત્તમ જાતિ મળવા છતાં પણ રૂપ, આરોગ્ય અને બુદ્ધિ આદિ સામગ્રી મળવી, એ અતિ દુર્લભ છે. પ્રાયઃ પરિપૂર્ણ ધર્મની પ્રાપ્તિ વિશિષ્ટ ક્ષેત્ર, વિશિષ્ટ જાતિ, વિશિષ્ટ કુલ, રૂપ, આરોગ્ય, દીર્ઘ આયુષ્ય અને સુંદર બુદ્ધિ આદિ સામગ્રીના સદ્ભાવમાં થાય છે. આથી જ 'अपि'નો પ્રયોગ કરીને, મનુષ્યભાવની સાથે આર્યદેશાદિની દુર્લભતાનુ પણ સૂત્રકાર પરમર્ષિએ સૂચન કર્યું છે.

## મનુષ્યપણાની દુર્લભતા શાથી?

આ રીતિએ જ્યારે મનુષ્યભાવની દુર્લભતા વર્ણવાઈ રહી હોય, તેવા સમયે વસ્તુસ્વરૂપથી અનભિજ્ઞ એવા આત્માઓને 'આ મનુષ્યભવની અતિશય દુર્લભતા શા માટે વર્ણવાય છે?'–આવો પ્રશ્ન પણ ઉઠવો, એ અસ્વાભાવિક નથી. ઉપકારરસિક મહાપુરૂષોએ, જગતના જીવોને વસ્તુસ્વરૂપનું સત્ય નિદર્શન કરાવી, તેઓને સન્માર્ગના ઉપાસક બનાવવાને માટે, સ્થળે સ્થળે સંભવિત પ્રશ્નોને ઉપસ્થિત કરીને, તે તે પ્રશ્નોનું સમાધાન પણ સમર્પ્યું છે; કે જેથી યોગ્ય જીવો સન્માર્ગની શ્રદ્ધામાં અને ઉપાસનામાં નિઃશંકપણે સુસ્થિત બની શકે. શ્રી જિનાગમમાં 'ચોલ્લક, પાશક, ધાન્ય, દ્યુત, રત્ન, સ્વપ્ન, ચક્ર, ચર્મ, યુગ અને પરમાણુ'–આ સંબંધી દશ દૃષ્ટાન્તો દ્વારા પણ મનુષ્યભવની દુર્લભતા વર્ણવવામાં આવી

છે. આવાં દશ દશ દૃષ્ટાન્તો દ્વારા મનુષ્યભવની દુર્લભતાનું વર્ણન કરવામાં આવે, એથી ચકિત થઈ જનારાઓ–' શા માટે આ પ્રમાણે મનુષ્યજન્મની અતિ દુર્લભતા વર્ણવાય છે ?'–આવો પ્રશ્ન કરે, એ અસંભવિત વસ્તુ નથી. આથી, એવા પ્રશ્નને ઉભો કરીને, તેનું સમાધાન કરતાં ઉપકારી મહાપુરૂષો ફરમાવે છે કે–" પ્રથમ તો સઘળા ય જંતુઓ સ્થાવરપણે અનંત પુદ્ગલપરાવર્તો પર્યંત અવ્યવહાર–નિગોદોમાં રહે છે. અવ્યવહાર–નિગોદમાંથી જે સંસારી જીવો પોતપોતાની ભવિતવ્યતા વશે નીકળવા પામે છે, તે સંસારી જીવો, અવ્યવહાર–નિગોદમાથી નીકળ્યા પછીથી પણ, અનંતકાયાદિપણે અનંતકાળ પર્યંત વ્યવહાર–વનસ્પતિમાં વાસ કરે છે. વ્યવહાર–વનસ્પતિમાંથી પણ બહાર નીકળેલા જીવો, અસંખ્ય ઉત્સર્પિણી–અવસર્પિણી જેટલા સમય સુધી ભિન્ન–ભિન્નપણે પૃથ્વીકાય, અપકાય, તેઉકાય અને વાયુકાયમાં વસે છે. ત્યાર બાદ સંખ્યાતકાલ પર્યન્ત બેઇન્દ્રિયપણામાં, સંખ્યાતકાલ પર્યંત તેઇન્દ્રિયપણામાં અને સંખ્યાતકાલ પર્યંત ચતુરિન્દ્રિયપણામાં,–આ રીતિએ વિકલેન્દ્રિયપણામાં સંખ્યાતકાલ પર્યંત વસે છે. આ પ્રમાણે જીવો વ્યવહારરાશિમાં પુનઃ પુનઃ પરિભ્રમણ કરે છે. આ પ્રમાણે ભ્રમણ કર્યા બાદ, કેટલાક જીવો, પંચેન્દ્રિય તિર્યંચપણાને પણ પામે છે અને તે પછી ઘણી જ મુશીબતે કેટલાક આત્માઓ મનુષ્યપણાને પામે છે. આ પ્રમાણે હોવાથી આ મનુષ્યપણું દુર્લભ છે."

મુશ્કેલીએ મળેલા પણ મનુષ્યજન્મના દુરૂપયોગથી

પુનઃ નરક–નિગોદાદિ પ્રાપ્ત થાય છે :

અનન્ત ઉપકારી મહાપુરૂષોએ આપેલા આ સમાધાન

ઉપર જો શાન્ત ચિત્તે અને શ્રદ્ધાપૂર્વક વિચાર કરવામાં આવે, તો મનુષ્યપણાની દુર્લભતા ઘણી જ સહેલાઈથી સમજી શકાય તેમ છે. કેટલી કેટલી મુશીબતે જીવને મનુષ્યપણાની પ્રાપ્તિ થાય છે, એ સમજાય તો મનુષ્યપણાની સાચી કિંમતનો ખ્યાલ આવી શકે અવ્યવહાર નિગોદમાંથી નીકળ્યા પછીથી પણ, કર્મવશવર્તી જીવને, ઘણાં સ્થાનો અને તે પણ ચિરકાલ પર્યન્ત ભટકવાનાં હોય છે. એ બધાં સ્થાનોમાં ભટકતાં ભટકતાં, જો ભવિતવ્યતા આદિ અનુકૂળ થાય તો જ મનુષ્યજન્મની પ્રાપ્તિ થઈ શકે તેમ છે. આ રીતિએ અત્યન્ત મુશીબતે પણ પ્રાપ્ત થયેલા મનુષ્યભાવનો જો દુરૂપયોગ કરવામાં આવે, મનુષ્યજીવનમાં જો પાપરસિક બનીને જ વર્તાય, તો એ પાપોના યોગે જીવ નરક, નિગોદ આદિને પણ પ્રાપ્ત કરે છે મનુષ્યભવ મળ્યો, એટલે હર વખતે મનુષ્યભવ જ મળ્યા કરે અગર મનુષ્યજન્મમાંથી મરીને દેવલોકે જ જવાય, એવો કોઈ નિયમ નથી. મનુષ્યજન્મમાંથી મરીને અનન્તા આત્માઓ નરક અને નિગોદ આદિમાં પણ ચાલ્યા ગયા છે. આ રીતિએ નરક અને નિગોદ આદિને પામેલા આત્માઓને માટે, મનુષ્યજન્મની પુનઃ પ્રાપ્તિ મુશ્કેલ બની જાય છે. તેવી કોઈ સુન્દર ભવિતવ્યતા આદિના યોગે, નરકમાંથી નીકળીને પુનઃ મનુષ્યપણાને કોઈ ન જ પામે એમ નહિ, પણ એમ એકાદ ભવના અંતરે પુનઃ મનુષ્યજન્મને પામનારા આત્માઓ વિરલ હોય છે. મનુષ્યપણાની પ્રથમ પ્રાપ્તિ કેટલી બધી મુશ્કેલ છે એ અને પ્રાપ્ત થયેલા મનુષ્યપણાને પાપકાર્યોમાં મશગુલ બનીને ખોઇ નાખતાં તેની પુનઃ પ્રાપ્તિ કેટલી બધી મુશ્કેલ છે એ, જો બરાબર સમજાઈ જાય, હૈયામાં જચી જાય, તો આ

જન્મનો એક પણ સમય એળે જાય, એનું આત્માને દુઃખ થયા વિના રહે નહિ. પરન્તુ ઘણા જીવોને મનુષ્યભાવ આદિની દુર્લભતાની ઉપકારિઓએ ફરમાવેલી વાત બરાબર જચતી નથી અને એ જ કારણે એ જીવોને મનુષ્યજન્મના સદુપયોગની એકાન્ત હિતકર એવી પણ વાત ગમતી નથી.

એક સમય પણ પ્રમાદ ન કરો :

વસ્તુની કિંમત સમજાઈ જાય છે, તો કિંમતી લાગેલી વસ્તુની રક્ષા આદિ માટે આપોઆપ જ ભાવના જન્મે છે. કિંમતી વસ્તુ વહેલી યા મોડી પણ ચાલી જવાની છે એ નિયત છે અને એ ચાલી ગઈ તો હિત દૂર રહી જશે તથા કારમું અહિત સધાઈ જશે એવી ખાત્રી છે, તો કિંમતી વસ્તુ દ્વારા સાધવા યોગ્યને સાધી લેવામાં પ્રમાદ કોણ કરે ? મનુષ્યભાવનું કિંમતીપણું સમજાઈ જાય અને સાધવા યોગ્ય ધર્મની સાધના વિના તેની પ્રાપ્તિ નિષ્ફલ અગર તો નુકશાનકારક છે-એમ લાગી જાય, તો મનુષ્યભાવ આદિ પ્રાપ્ત થયેલી સામગ્રીનો સદુપયોગ સાધવાનો ઉલ્લાસ ન પ્રગટે, એ બને જ નહિ. સાધવા યોગ્યની સાધનામાં રહેતી ઉણપ ખટક્યા વિના રહે નહિ. આમ છતાં પણ, અનાદિ કાલનો અભ્યાસ આત્માને ક્યારે પ્રમાદી બનાવી દે, તે કહી શકાય નહિ. આ કારણે ઉપકારિઓએ એક પણ, સમયનો પ્રમાદ ન આવી જાય, તેની કાળજીવાળા બનવાનો ઉપદેશ કર્યો છે. જગદેકબન્ધુ એવા ભગવાન શ્રી મહાવીર પરમાત્માએ, પ્રભુ શ્રી ગૌતમસ્વામિજી જેવા ગણધરભગવાનને પણ એક સમય પણ પ્રમાદ નહિ કરવાનો ઉપદેશ આપ્યો હતો. ' મનુષ્યત્વ

પણ દુર્લભ છે.'—એ વાતના સમર્થનને માટે, ઉભય વૃત્તિકાર આચાર્યભગવન્તોએ, અહીં એ જ વાતને રજૂ કરી છે. જગદેકબન્ધુ એવા ભગવાન શ્રી વર્ધમાનસ્વામિજીએ, શ્રી અષ્ટાપદગિરિજીથી આવેલા શ્રી ગૌતમસ્વામિજી નામના મહામુનિજીને ફરમાવ્યું હતું કે–

" दुल्लहे खलु माणुसे भवे, चिरकालेणवि सव्वपाणिणं ।
गाढा य विवागकम्मुणो, समयं गोयम ! मा पमायए ॥१॥ "

પ્રમાદમગ્નતા અને જાગૃત દશા :

પ્રથમ ગણધરદેવ, ચાર જ્ઞાનના સ્વામી, તદ્‌ભવમુક્તિગામી, દ્વાદશાંગીના પ્રણેતા અને ભગવાન શ્રી મહાવીરદેવની આજ્ઞાનું પાલન કરવામાં જ વિનમ્રભાવે ઉદ્યત એવા પણ ગણધર ભગવાન શ્રી ગૌતમસ્વામિજી જેવાને, ભગવાન શ્રી મહાવીર પરમાત્માએ આપેલો આ ઉપદેશ, પ્રત્યેક કલ્યાણકામી આત્માના હૃદયને હચમચાવી મૂકે એવો છે. મહા અપ્રમાદી એવા પણ મહર્ષિને ભગવાને આપેલો આ ઉપદેશ, એ શું પ્રમાદી બનેલાઓને માટે ઓછો પ્રેરક છે ? સુશ્રદ્ધાળુ આત્માઓને માટે તો આ ઉપદેશ અતિશય પ્રેરક છે, પરન્તુ પ્રમાદવશ બનેલા આત્માઓને તો આવાય ઉપદેશની સહજ પણ અસર ન થાય, એ ય સુસંભવિત છે. પ્રમાદમગ્નતા, એ વસ્તુની કિંમતનું અભાનનું અથવા તો વસ્તુની કિંમતની સ્મૃતિ આદિના અભાવનું પરિણામ છે. જ્યારે જ્યારે આત્માને વસ્તુની કિંમતનું અભાનનું થાય છે, ત્યારે ત્યારે કિંમતી પણ વસ્તુને વેડફી નાખનારી અને કિંમતી પણ વસ્તુનો ઉપયોગ અહિતસાધનામાં કરાવનારી પ્રમાદમગ્નતાને માટે, આત્માને ઘણો જ તિરસ્કાર છૂટે છે. આસક્તિના યોગે પ્રમાદી બનેલા આત્માઓ

જ્યારે જ્યારે જાગૃત થાય છે, ત્યારે ત્યારે તે સમયે અને તે પછીથી પણ જાગૃત દશામાં તેઓએ કરેલી ભાવનાઓ અને પ્રવૃત્તિઓ, ભલભલાને હેરત પમાડે એવી હોય છે. સુયોગ્ય આત્માઓ, એવા જાગૃત આત્માઓની ભાવનાઓ અને પ્રવૃત્તિઓની અનુમોદના કર્યા વિના રહી શકતા નથી. પોતાની પૂર્વની પાપકાર્યવાહીથી ચોંકી ઉઠેલા તે આત્માઓ, પોતાના સઘળા જ સામર્થ્યનો આત્મહિતને માટે એવો તો ઉલ્લાસપૂર્વકનો ઉપયોગ કરે છે, કે જે ઉપયોગ ભયંકર પણ પાપાત્માને પરમ પાવનકારી બનાવી દે છે. સઘળા જ શ્રદ્ધાળુ આત્માઓ આવી ઉચ્ચ દશાને એકદમ પામી શકતા નથી, તો પણ પોતાની પ્રમાદાધીનતાને માટે તિરસ્કારવાળા બનેલા આત્માઓમાં, એક પ્રકારનું જાણે નવીન ચૈતન્ય જ પ્રગટ્યું હોય–એમ બીજાઓને લાગી જાય છે.

**પ્રમાદ ખટકવો જોઈએ અને–**
**અપ્રમત્તતાને પ્રાપ્ત કરવાની ભાવનાદિ જોઈએ :**

ખરેખર, કિંમતી પણ વસ્તુનો સદુપયોગ ન થાય, એનું દુઃખ આત્માને ત્યારે જ થાય છે, કે જ્યારે તે જાગૃત થાય છે. આથી, એવા દુઃખનો અનુભવ કરવાની જેઓને ઈચ્છા ન હોય અને કિંમતી સામગ્રીનો શરૂઆતથી જ સદુપયોગ સાધી લેવાને જેઓ ઈચ્છતા હોય, તેઓએ ભગવાન શ્રી મહાવીર મહારાજાએ, ગણધરદેવ શ્રી ગૌતમસ્વામિજીને ઉદ્દેશીને આપેલો આ ઉપદેશ, હૃદયપટ ઉપર કોતરી રાખવો જોઈએ અને પ્રતિસમય એના અમલને માટે ઉદ્યત બન્યા જ જોઈએ. 'સઘળા ય પ્રાણિઓને ચિરકાલે કરીને પણ

મનુષ્યભવ મળવો એ ખરેખર દુષ્કર છે અને કર્મના વિપાક ગાઢ-ભયંકર છે.'–આવી વસ્તુનું સૂચન કરવાપૂર્વક, ભગવાને એક સમય પણ પ્રમાદ નહિ કરવાનું, શ્રી ગૌતમસ્વામિજી મહારાજાને ફરમાવ્યું હતું. આ ઉપદેશનું રહસ્ય સમજાઈ જાય, તો જીવો પ્રમાદ દ્વારા આ દુર્લભ માનવજીવનને જે રીતિએ નિષ્ફળ અને નુકશાનકારક બનાવે છે, તે જરૂર ન બનાવે: એટલું જ નહિ, પણ મનુષ્યભવની દુર્લભતાને અને કર્મના વિપાકોની ભયંકરતાને ખ્યાલમાં રાખીને, આ મનુષ્યભવમાં, કર્મના સંયોગથી આત્માને સર્વથા મુક્ત બનાવવાને માટે જ, યથાશક્ય પ્રયત્નશીલ બને. આ ઉપદેશનું રહસ્ય સમજાઈ જાય, તો મુક્તિની કામનાથી અગર તો મુક્તિની સાધનામાં સહાયક એવી કામનાઓથી વિપરીત કામનાઓ ઉત્પન્ન થવા પામે નહિ અને તેવી કામનાઓ ઉત્પન્ન થઈ જાય, તો આત્માને તે ખટક્યા વિના પણ રહે નહિ. એક ક્ષણનો પણ પ્રમાદ ન આવે-એ ઉત્તમ વાત છે, પણ તેવી ઉગ્ર અપ્રમત્તતા જ્યાં સુધી પ્રાપ્ત થાય નહિ, ત્યાં સુધી પણ હૈયામાં પ્રમાદનો ખટકારો અને અપ્રમત્તતા પ્રાપ્ત કરવાની ભાવનાદિ, એટલું તો બન્યું જ રહેવું જોઈએ

સુખ રૂપ સસ્યના બીજભૂત મનુષ્યપણું :

જન્મ, જરા અને મરણાદિ રૂપ જલને ધારણ કરનાર હોવાના કારણે જલધિની ઉપમાને પામેલા અને અપાર એવા સંસારમાં ખૂબ ખૂબ પરિભ્રમણ કરતા પ્રાણિઓને મનુષ્યત્વ પણ દુર્લભ છે, એમ ફરમાવતા સૂત્રકાર પરમર્ષિએ પોતાની રચેલી વૃત્તિમાં તેમજ આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરી-

શ્વરજી મહારાજાએ રચેલી બૃહદ્ વૃત્તિમાં, મનુષ્યભવની દુર્લભ તાનું સમર્થન કરવાને માટે, ભગવાન શ્રી મહાવીર પરમાત્માએ શ્રી અષ્ટાપદગિરિજીથી આવેલા શ્રી ગૌતમસ્વામિજી નામના મહામુનિજીને આપેલા ઉપદેશનો ઉલ્લેખ કર્યો છે, જે આપણે જોઈ આવ્યા. સૂત્રકાર પરમર્ષિ પોતાની રચેલી વૃત્તિમાં આટલો જ ઉલ્લેખ કરીને આ ગાથાના આગળના પદનો અર્થ કરવામાં પ્રવૃત્ત થયા છે, જ્યારે બૃહદ્ વૃત્તિકાર આચાર્યભગવાને તો મનુષ્યભવની દુર્લભતાનું સમર્થન કરતાં—

" अन्यैरप्युक्तम् "

—એમ લખીને ફરમાવ્યું છે કે—

" संसारकान्तारमपास्तपारं, बम्भ्रम्यमाणो लभते शरीरी ।
कृच्छ्रेण नृत्वं सुखसस्यबीजं, प्ररूढदुःकर्मशमेन नूनम् ॥१॥ "

" नरेषु चक्री त्रिदशेषु वज्री, मृगेषु सिंहः प्रशमो व्रतेषु ।
मतो महीभृत्सु सुवर्णशैलो, भवेषु मानुष्यभवः प्रधानः ॥२॥ "

— तथा —

" अनर्घ्याण्यपि रत्नानि, लभ्यन्ते विभवैः सुखम् ।
दुर्लभो रत्नकोट्यापि, क्षणोऽपि मनुजायुषः ॥ १ ॥ "

અહીં સંસારને કાન્તાર એટલે અરણ્યની ઉપમા આપવામાં આવી છે. અરણ્યની ઉપમા આપવા છતાં પણ, એ વાત સ્પષ્ટ કરવામાં આવી છે કે—સંસાર રૂપ જે અરણ્ય છે, તે અપાર છે. આવા અપાર સંસારકાન્તારમાં અતિશયપણે ભ્રમણ કરતો જન્તુ, સુખ રૂપ ધાન્યોને માટે બીજભૂત એવા મનુષ્યપણાને, ખરેખર કષ્ટે કરીને પામે છે અને તે પણ

પ્રરૂઢ દુષ્કર્મના શમ દ્વારાએ જ પામે છે. વાત પણ સાચી છે કે-જ્યાં સુધી આત્માને લાગેલાં દુષ્કર્મો શમને નથી પામતાં, ત્યાં સુધી સકળ સુખો રૂપ ધાન્યોની પ્રાપ્તિને માટે બીજભૂત એવા મનુષ્યપણાને પ્રાપ્ત કરવું, એ અપાર સંસાર રૂપ અરણ્યમાં પરિભ્રમણ કરી રહેલા આત્માઓને માટે શક્ય જ નથી અને પ્રરૂઢ દુષ્કર્મોનો શમ થવો એ કાંઈ સહજ વસ્તુ નથી. આથી પણ સમજી શકાય તેમ છે કે-સંસારમાં ભટકતા પ્રાણિઓને માટે, મનુષ્યભવની પ્રાપ્તિ, એ ઘણી જ દુર્લભ વસ્તુ છે. ધાન્યની ઉત્પત્તિ માટે કારણ-ભૂત બીજ પણ, જમીન ઉપર ઉગેલ ઘાસને સાફ કર્યા વિના, સારી પણ જમીનમાં જેમ નથી વવાતું, તેમ પ્રરૂઢ થયેલા દુષ્કર્મના શમ વિના, સુખ રૂપ સસ્યના બીજભૂત મનુષ્યપણું પણ નથી જ મળતું.

<u>સરખામણી દ્વારા પ્રધાનતાનું સૂચન :</u>

દુષ્કર્મોના શમથી જ મળતો અને સુખ રૂપ સસ્યોની પ્રાપ્તિ માટે બીજનું કામ કરતો એવો જે મનુષ્યભવ છે, તેની મહત્તા ગાવી, એ પણ જરૂરી છે. જેને આવા મનુષ્ય-ભવની થોડી પણ કિંમત સમજાણી છે, તે તો આવા કિંમતી માનવજન્મની મહત્તાને અવસરે ગાયા વિના રહે જ નહિ. અતિશય કિંમતી એવા માનવજન્મની મહત્તાને ગાતાં, એક કવિ વર્ણવે છે કે-સઘળા ય ભવોમાં મનુષ્યભવ એ પ્રધાન ભવ માનેલો છે. મનુષ્યોમાં જેમ ચક્રવર્તિને પ્રધાન માનેલો છે, દેવોમાં જેમ ઈન્દ્રને પ્રધાન માનેલો છે, મૃગોમાં જેમ સિંહને પ્રધાન માનેલો છે અને પર્વતોમાં જેમ મેરૂપર્વતને

પ્રધાન માનેલો છે: એટલું જ નહિ, પણ નતોમાં જેમ પ્રશમને પ્રધાન માનેલ છે, તેમ સર્વ ભવોમાં મનુષ્યભવને પ્રધાન માનેલ છે! મનુષ્યોમાં પ્રધાન ચક્રવર્તી, દેવોમાં પ્રધાન ઈન્દ્ર, મૃગોમાં પ્રધાન સિંહ અને પર્વતોમાં પ્રધાન સુવર્ણશૈલ–એ વાત તો ઘણાઓમાં પ્રસિદ્ધ છે, પણ નતોમાં પ્રધાન પ્રશમ છે–એ વાત ઘણા થોડાઓમાં પ્રસિદ્ધ છે. પ્રશમના વાસ્તવિક સ્વરૂપને નહિ સમજનારાઓ, નતોમાં પણ એની મહત્તાનો સ્વીકાર નથી કરી શકતા. આ પ્રશમનું સ્વરૂપ પણ કલ્યાણકામિઓએ ખાસ સમજી લેવા જેવું છે અને કોઈ તેવો અવસર પ્રાપ્ત થઈ જશે, તો આપણે તેનું પણ અહીં વર્ણન કરીશું; અહીં તો જોવાનું એ છે કે–વિવેકિઓમાં મનુષ્યભવની કેટલી બધી મહત્તા મનાયેલી છે!

આજે પ્રચારની મુશ્કેલી શા કારણે?

દુનિયાના સામાન્ય બુદ્ધિવાળા જીવો પણ સમજી શકે, એવી સરલ રીતિએ પણ મનુષ્યભવની પ્રધાનતાને વર્ણવતાં, એક કવિ કહે છે કે–'ધન દ્વારા અમૂલ્ય એવાં પણ રત્નો સુખપૂર્વક મેળવી શકાય છે, જ્યારે રત્નની કોટિ દ્વારા પણ મનુષ્યભવનો એક ક્ષણ પણ મળવો એ દુર્લભ છે.' આથી પણ સમજી શકાશે કે–સામાન્ય વિવેકી વર્ગમાં પણ મનુષ્યજન્મની કેટલી મહત્તા મનાય છે. જેઓ મનુષ્યભવની આટલી મહત્તા માને અને એની સાર્થકતા માટે જાગૃત રહે, તેઓ તો આ જગતમાં કોઈ નવો જ યુગ જન્માવે. આવા પુણ્યાત્માઓના પ્રતાપે, અનીતિ આદિ પાપોને માટે તો સ્થાન રહેવું પણ મુશ્કેલ બને. પણ કમનશિબી તો એ

છે કે—મનુષ્યજન્મની કિંમત આંકનારા વિવેકિઓ જ થોડા છે અને એ થોડામાં પણ એનો સદુપયોગ કરવામાં જાગૃત તો ઘણા જ અલ્પ છે. મનુષ્યભવની પ્રધાનતા જે જે હેતુઓથી જ્ઞાનિઓએ વર્ણવી છે, તે તે હેતુઓનો જોરશોરથી જો માનવસમાજમાં પ્રચાર થાય અને માનવસમાજ જો એ હેતુઓને ઝીલતો બની જાય, તો આજે પણ સત્યુગની ઝાંખી થઈ શકે તેમ છે. પણ જે સમયમાં રાજા અને પ્રજા-ઉભય પૌદ્‌ગલિક સ્વાર્થોની જ સાધનામાં સજ્જ બનેલ હોય અને પૌદ્‌ગલિક સ્વાર્થની સિદ્ધિ રૂપ મૃગજલને દર્શાવનારા દમ્ભિઓ જે સમયમાં સંત અને ઉદ્ધારક તરીકે મહાલી અને પૂજાઈ શકતા હોય, તે સમયમાં તે હેતુઓનો સવિશેષ પ્રચાર જ શક્ય નથી. છાપાંઓ પ્રચારનાં મૂખ્ય સાધનોમાંનું એક સાધન ગણાય છે, પરન્તુ આજનાં છાપાંઓ મોટે ભાગે ચાલતી ગહેલમાં ચઢી બેસનારાં હોઈને, તેઓ દ્વારા આત્મ હિતકર સત્યોનો સુન્દર પ્રકારે પ્રચાર થઇ શકે, એમ માનવુ એ ઘણું જ વધારે પડતું છે. આજે રાજાઓ અપ્રામાણિક છે અને પ્રજા પ્રામાણિક છે—એમ જેમ કહી શકાય તેમ નથી, તેમ પ્રજા અપ્રામાણિક છે અને પ્રજાના નાયક ગણાતાઓ પ્રામાણિક છે, એમ પણ કહી શકાય તેમ નથી. કમનશિબે પ્રજાના નાયક ગણાતા માણસોમાં પણ કેટલાક અપ્રામાણિકો ઘુસી ગયા છે. એક તો લગભગ બધા પૌદ્‌ગલિક સ્વાર્થોની સાધનામાં સજ્જ બન્યા છે અને તેમાં નાયક ગણાતા વર્ગમાં પણ સડો હોય, ત્યાં આત્મહિતની વાતોને સાંભળે પણ કોણ અને સાંભળવા દે પણ કોણ ? આજે દુનિયાનો મોટો ભાગ કારમા ખેલાડીઓના નાદે નાચી રહ્યો છે અને અજ્ઞાન જગત

તેવાઓના કલ્પિત સિદ્ધાન્તોથી ખૂબ જ મુંઝાયુ છે. ભણેલો ગણેલો, બુદ્ધિશાલી અને વસ્તુને વિચારે તો તેના ભાવને પામવાની યોગ્યતાવાળો પણ વર્ગ, અહિંસા આદિના આડંબરથી એવો ભ્રમિત થઈ ગયો છે કે–એને અહિંસા આદિના વાસ્તવિક સ્વરૂપને જાણવાની દરકાર જ રહી નથી, એમ કહીએ તો ચાલી શકે. આર્ય દેશમાં પણ જ્યારે આવી સ્થિતિ જોરશોરથી પ્રવર્તી રહી હોય, ત્યારે ઉપકારપરાયણ પણ મહાત્માઓના પ્રયત્નો જેવા સફળ થવા જોઈએ, તેવા સફળ થાય જ નહિ ! પાપપ્રચારકોનો પુણ્યોદય તીવ્ર હોય અને પ્રજાનો પાપોદય તીવ્ર હોય, ત્યારે આવી અગર આથી પણ ખરાબ સ્થિતિ આર્ય દેશમા પણ ઉત્પન્ન થઈ જાય, તેમા નવાઈ પામવા જેવું કાંઈ જ નથી. આવા કાળમાં અનન્તજ્ઞાનિઓએ ફરમાવેલા હેતુઓ આદિને ઝીલનારા અને પચાવનારા બહુ થોડા હોય છે. જેઓ પરમ ભાગ્યશાલી હોય છે, તેઓ જ આવા કાળમા શ્રદ્ધાળુ બની શકે છે અને પોતાની શ્રદ્ધાને અખંડપણે ટકાવી શકે છે. એવા વિરલ આત્માઓ આજે પણ વિદ્યમાન છે અને એવાઓથી જ જગત થોડા પણ સુખને અનુભવે છે.

એક એકથી દુર્લભ વસ્તુઓ

અનન્ત ઉપકારિઓએ ફરમાવેલી મનુષ્યભવની દુર્લભતાને સમજનારાઓ, વિશિષ્ટ ક્ષેત્રાદિને પણ દુર્લભ તરીકે સહજમાં સમજી શકે તેમ છે. દુર્લભ એવો પણ મનુષ્યભવ અનાર્ય દેશમાં મળે, આર્ય દેશમાં પણ અનાર્ય જાતિ અને અનાર્ય કુલમાં મળે, તો એ મનુષ્યભવ સાધક નિવડવાને

બદલે પ્રાયઃ બાધક નિવડે છે. એવા અધમ દેશ, અધમ જાતિ અને અધમ કુલમાં તો કોઈ ભાગ્યવાનને જ સુંદર સામગ્રી મળી જાય : તે પછીથી પણ તે મળેલી ઉત્તમ સામગ્રીને સાર્થક કરી શકે તો કરી શકે: અન્યથા તો, દુર્લભ પણ મનુષ્યભવ તેઓ માટે આત્માના અહિતમાં જ સહાયક થાય અને પુનઃ કારમા સંસારની મુસાફરી કારમી રીતિએ વધે. આર્ય દેશમાં, આર્ય જાતિમાં અને આર્યકુલમાં મનુષ્યપણું પામવા છતાં પણ, જો પાંચેય ઇંદ્રિયોની સંપૂર્ણતા ન મળે, આયુષ્ય અલ્પ મળે, રોગમય શરીર મળે અને કારમી જડતા મળે, તો પણ આર્ય દેશાદિમાં મળેલા મનુષ્યપણા દ્વારા શું સધાય ? કબૂલ જ કરવું પડશે કે–આર્ય દેશ, આર્ય જાતિ અને આર્ય કુલ મળવા છતાં પણ જો ઇંદ્રિયોની ખામી, અલ્પ આયુષ્ય, આરોગ્યનો અભાવ અને કારમી અજ્ઞાનતા મળે, તો આ દુર્લભ એવો ય મનુષ્યભવ મળ્યો, તે પણ બહુલતયા ન મળ્યા જેવો જ થઈ જાય. માનો કે–આર્ય દેશ, આર્ય જાતિ અને આર્ય કુલ સાથે પાંચેય ઈંદ્રિયોની પૂર્ણતા, દીર્ઘ આયુષ્ય, આરોગ્ય અને બુદ્ધિ પણ મળી, છતાં ય એ સઘળી ય વસ્તુઓનો સદુપયોગ કરાવનાર સદ્દગુરૂનો યોગ જો ન થાય અને સદ્દગુરૂઓનો યોગ થઈ જવા છતાં પણ ધર્મશ્રવણની રૂચિ જો જાગૃત ન થાય, તો પ્રાયઃ આર્ય દેશાદિ પ્રાપ્ત થએલી બધી ય વસ્તુઓનો ધાર્યો સદુપયોગ તો નથી થતો, પણ કારમો દુરૂપયોગેય થાય છે. આથી સમજી શકાશે કે–એકલા મનુષ્યભવથી જ કામ પૂર્ણ થતું નથી, પણ સાથે બીજું ય ઘણું ઘણું જોઈએ છીએ: અને એ બધુંય મનુષ્યભવની માફક જ દશ દશ દૃષ્ટાન્તોથી દુર્લભ છે. આ જ હેતુથી

ભાષ્યકાર પરમર્ષિ પણ ફરમાવે છે કે–

" दसहिं उदाहरणेहिं, दुलहं मणुयत्तणं जहा भणियं ।
तह जाइकुलाईणिवि, दसदिट्ठंतेहिं दुलहाइं ॥ १ ॥'

અર્થાત્–'શ્રી તીર્થંકર મહારાજા આદિ મહાપુરૂષોએ ફરમાવ્યું છે કે–જેમ મનુષ્યપણું દશ ઉદાહરણોથી દુર્લભ છે, તેમ જાતિ અને કુલ આદિ વસ્તુઓ પણ દશ દૃષ્ટાન્તોથી દુર્લભ છે.'

બધુ મળે પણ ધર્મ મળવો બહુ મુશ્કેલ :

'મનુષ્યપણું એ દુર્લભ છે'–એમ જણાવતાં, 'પણ' મૂકીને સૂત્રકાર પરમર્ષિએ આર્ય દેશાદિ સામગ્રીની પણ વિશેષ દુર્લભના સૂચવી દીધી છે. મનુષ્યપણું એ આદિ વસ્તુઓમા પૂર્વ–પૂર્વની વસ્તુઓને પામ્યા પછીથી પણ, આગળ આગળની વસ્તુઓને પામવી, એ દુર્લભ છે. એક પછી એકની વધુ દુર્લભતા સમજવાની છે. એ બધી જ વસ્તુઓ મળ્યા પછીથી પણ, જીવને સદ્ધર્મ રૂપ શ્રેષ્ઠ રત્ન પ્રાપ્ત થવું એ દુર્લભ છે. આ જ કારણે, બીજી ગાથાના પૂર્વાર્દ્ધ દ્વારા–'અપાર ભવસમુદ્રમાં પરિભ્રમણ કરતા પ્રાણિઓને મનુષ્યપણું પણ દુર્લભ છે.'–આ પ્રમાણે ફરમાવ્યા પછીથી, ઉત્તરાર્દ્ધ દ્વારા સૂત્રકાર પરમર્ષિ આચાર્ય ભગવાન શ્રીમત્ શાન્તિસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે–'તેવા પણ મનુષ્યપણામાં અનર્થોનું હરણ કરનાર સમ્યગ્દર્શનાદિ રૂપ સદ્ધર્મ, તે રૂપ જે શ્રેષ્ઠ રત્ન, તે દુર્લભ છે.' મનુષ્યપણું અને તે પણ આર્ય દેશાદિ સામગ્રીએ સહિત પ્રાપ્ત થઇ જાય, તે છતાં પણ સદ્ધર્મ પ્રાપ્ત થવો એ મુશ્કેલ છે. સદ્ધર્મની પ્રાપ્તિ જ

આર્ય દેશાદિ સામગ્રીએ સહિત એવા પણ મનુષ્યભાવને સુન્દર પ્રકારે સફલ બનાવનારી છે. આથી જ કહેવાય છે કે–' ભાઈ! બધું મળવું એ સહેલું છે, પણ સદ્ધર્મ રૂપ શ્રેષ્ઠ રત્ન મળવું એ અત્યન્ત મુશ્કેલ છે.'

અનર્થનાશક શ્રેષ્ઠ રત્ન :

આ બીજી ગાથાના ઉત્તરાર્દ્ધમાં દુર્લભતા ' સદ્ધર્મ રૂપ વરરત્ન 'ની વર્ણવવામાં આવી છે. દુર્લભ એવા ' સદ્ધર્મ રૂપ વરરત્ન 'ને અનર્થનાશક તરીકે ઓળખાવેલ છે. ' સદ્ધર્મ-વરરત્ન 'ને અનર્થનાશક તરીકે ઓળખાવવાને માટે જે વિશેષણનો અહીં ઉપયોગ કરવામા આવ્યો છે, તે છે– ' अणत्थहरणं ', આનુ સંસ્કૃત રૂપ થાય છે–' अनर्थहरणं ' અને એનો અર્થ થાય છે–' અનર્થનાશક. ' અર્થથી વિપરીત એનું નામ અનર્થ. જેની કોઈ પણ અભિલાષા ન કરે, એનું નામ અનર્થ છે. દારિદ્ર અને ક્ષુદ્ર ઉપદ્રવો આદિ વસ્તુઓ એવી છે, કે જેની અભિલાષા કોઇ પણ ન કરે. એ, સુખના અર્થિઓને અપાય રૂપ હોવાથી અનર્થો છે. એ સઘળા ય અનર્થો ધર્મના પ્રતાપે નાશ પામે છે. જે ધર્મના આસેવનના પ્રતાપે દારિદ્ર અને ક્ષુદ્ર ઉપદ્રવો આદિ અનર્થો રૂપ અપાયો વિશિષ્ટ પ્રકારે નાશ પામે, એવા ધર્મને જ વાસ્તવિક રીતિએ ' અનર્થહરણ ' તરીકે ઓળખાવી શકાય. દારિદ્ર આદિ અપાયો રૂપ અનર્થોનો સમૂલ વિનાશ કરનાર આ વિશ્વમાં કોઈ પણ હોય, તો તે એક સદ્ધર્મ રૂપ વરરત્ન છે. દારિદ્ર આદિથી ભડકેલા આત્માઓએ પણ શરણ લેવા લાયક કોઈ વસ્તુ હોય, તો તે એક સદ્ધર્મ રૂપ વરરત્ન જ

છે. સદ્ધર્મ રૂપ વરરત્નનું શરણ પણ વિવેકિઓએ અનંતજ્ઞાનિઓની આજ્ઞા મુજબ જ સ્વીકારવું જોઈએ. એ રીતિએ સ્વીકારેલા સદ્ધર્મ રૂપ વરરત્નની આરાધનાથી જ, દારિદ્ર આદિ રૂપ અનર્થો ટળે છે. અત્યાર સુધીમાં જે જે આત્માઓ અનર્થોથી મુક્ત થયા છે, તે સઘળા ય આત્માઓ આ સદ્ધર્મ રૂપ વરરત્નની આરાધના કરવાથી જ મુક્ત થયા છે. જે આત્માઓએ અનંતજ્ઞાનિઓની આજ્ઞા મુજબ આ સદ્ધર્મ રૂપ વરરત્નની સંપૂર્ણપણે આરાધના કરી, તે આત્માઓ અનર્થોથી મુક્ત બન્યા વિના રહ્યા જ નથી. આ કારણે, જેઓને દારિદ્ર આદિ રૂપ અનર્થો પ્રત્યે અરૂચિ હોય, તેઓએ સઘળા જ અનર્થોથી બચવાને માટે, અનંતજ્ઞાનિઓની આજ્ઞા મુજબ આ સદ્ધર્મ રૂપ વરરત્નના સાચા આરાધક બનવું જોઈએ. સાચા સુખની સાધક વસ્તુની સાચી આરાધનાથી અનીષ્ટ અનર્થોનો વિનાશ સંપૂર્ણ રીતિએ સિદ્ધ થવો, એમાં આશ્ચર્ય પામવા જેવું કશું જ નથી.

<u>પૂર્વાપરવિરોધ દોષથી મુક્ત ધર્મ :</u>

આ ' અનર્થહરણ ' વિશેષણ, એકલા ધર્મને આપવામાં નથી આવ્યું, પણ 'સદ્ધર્મવરરત્ન' આ આખા ય વિશેષ્યનું એ વિશેષણ છે. આથી સ્પષ્ટ છે કે–સામાન્ય ધર્મમાં મૂળથી અનર્થોનો વિધ્વંસ કરવાની તાકાત નથી. ધર્મ પણ સુંદર હોવો જોઈએ, એ જ કારણે વરરત્નની ઉપમા પણ ધર્મ માત્રને નહિ આપતાં સુંદર ધર્મને આપી છે સદ્ધર્મ તેને જ કહેવાય, કે જે શોભન ધર્મ હોય. એવો ધર્મ જે–તે ન હોઈ શકે, પણ સમ્યગ્દર્શન આદિ જ હોઈ શકે. સમ્ય

ગ્દર્શનાદિ ધર્મ, પૂર્વાપરવિરોધ ન પામવો, એ આદિ ગુણ-ગણથી અલંકૃત હોવાને કારણે, પરપ્રવાદિઓ દ્વારા કલ્પિત ધર્મની અપેક્ષાએ સુંદર છે. પરપ્રવાદિઓએ કલ્પેલો ધર્મ કલ્પિત હોવાના કારણે, એ પૂર્વાપરવિરોધ આદિ દોષોથી ભરપૂર છે. અનંતજ્ઞાની શ્રી જિનેશ્વરદેવોએ પ્રરૂપેલો સમ્યગ્દર્શનાદિ ધર્મ એવો છે, કે જેમાં પૂર્વાપરવિરોધ નામના દોષને અવકાશ જ નથી. પૂર્વાપરવિરોધ દોષ અજ્ઞાનિઓએ કલ્પેલા ધર્મમાં જ આવે, પણ અનંતજ્ઞાનિઓએ પ્રરૂપેલા ધર્મમાં એવો દોષ ન જ આવે. પૂર્વાપરવિરોધ ન આવવો, એ ધર્મનો પ્રધાન ગુણ છે. એ એક ગુણ જે ધર્મમાં આવે, તે ધર્મમાં અન્ય સઘળા ય સદ્ગુણો આવી જાય એમ કહી શકાય: પણ પૂર્વાપરનો અવિરોધ, આ ગુણવાળો તો એક સર્વજ્ઞપ્રણીત શ્રી સમ્યગ્દર્શનાદિ ધર્મ જ છે અને એથી એ ધર્મ પૂર્વાપર અવિરોધ આદિ અનેક ગુણગણથી અલંકૃત હોવાના કારણે, પરપ્રવાદિઓએ કલ્પેલા ધર્મ કરતાં અતિશય સુંદર છે, એમાં શંકાને અવકાશ જ નથી. સમ્યગ્દર્શનાદિ ધર્મની આ સુંદરતા જો હૈયામાં જચી જાય, તો મિથ્યાત્વ રૂપ પિશાચનો આત્મામાંથી પ્રલય થવામાં વિલમ્બ લાગે જ નહિ અને મિથ્યાત્વ રૂપ પિશાચનો નાશ થયા પછી, આત્મા જે આનંદ અનુભવે છે, તે એ આત્માને માટે કોઈ અપૂર્વ જ હોય છે.

<u>વરરત્નની ઉપમા કેમ ?</u>

પૂર્વાપરનો અવિરોધ આદિ અનેક ગુણોના સમુદાયથી સારી રીતિએ અલંકૃત હોવાના કારણે, મિથ્યાત્વ આદિના પ્રતાપે પરપ્રવાદિઓએ કલ્પી કાઢેલા ધર્મ કરતાં સર્વ રીતિએ

શ્રેષ્ઠ એવા શ્રી સર્વજ્ઞપ્રણીત સમ્યગ્દર્શનાદિ ધર્મને, સૂત્રકાર પરમર્ષિ રત્નની જ ઉપમા નહિ આપતાં, વરરત્નની ઉપમા આપે છે, એ પણ સમજવા જેવું છે. સામાન્ય રત્ન તો માત્ર ઐહિક અર્થનું જ પ્રદાયક હોવાથી, એવા રત્નની ઉપમાં આવા અનુપમ કોટિના સદ્ધર્મને ન જ આપી શકાય: એ જ કારણે, સૂત્રકાર પરમર્ષિ આ સદ્ધર્મને વરરત્નની ઉપમા આપે છે. સામાન્ય રત્ન જ્યારે માત્ર ઐહિક અર્થનું જ પ્રદાન કરનાર છે, ત્યારે આ સદ્ધર્મ શાશ્વત અને અનન્ત એવા મોક્ષ રૂપ અર્થનું પ્રદાન કરનાર છે. શાશ્વત અને અનન્ત એવા મોક્ષ રૂપ અર્થના દાતારપણાને લઈને, ઈતર રત્નોની અપેક્ષાએ આ સમ્યગ્દર્શનાદિ સદ્ધર્મ રૂપ રત્ન, એ પ્રધાન રત્ન છે. આથી સ્પષ્ટ છે કે—આ શ્રી સર્વજ્ઞ પરમાત્માએ શ્રી તીર્થંકરનામકર્મના વેદન માટે પ્રરૂપિત કરેલ શ્રી સમ્યગ્દર્શનાદિ ધર્મ રૂપ વરરત્ન અનર્થનું નાશક હોઇ, મોક્ષલક્ષ્મીનું પણ સંપાદક છે. આવા અનર્થહર સદ્ધર્મવરરત્નના પ્રતાપે, આત્માઓ યાવત્ મોક્ષલક્ષ્મીના સ્વામી ન બને, ત્યાં સુધી આ ભયંકર સંસારમાં પણ મનોહર જીવનના સ્વામી તરીકે જીવી શકે છે. આ પુણ્યાત્માઓની સંસારાવસ્થામાં પણ રહેતી વિરાગતા, ઈતર દર્શનના સંન્યાસિઓ માટે સ્પૃહણીય બની જાય છે. આવા ધર્મથી ઓતપ્રોત બનેલા ધર્માત્માઓ જે સુખમય દશાને ભોગવે છે, તેની તો આજના શહેનશાહોને પણ ઈર્ષ્યા આવે એમ છે. આવા સુંદર ધર્મ રૂપ વરરત્નના ઉપાસકો શોકાદિથી અસ્પૃષ્ટ રહી, આનંદ આદિના સાચા માલિક બની, શાશ્વત અને અનંત એવું શિવસુખ સાધે, એ સહજ છે.

સદ્ધર્મની દુર્લભતા :

પણ આવા અનુપમ સદ્ધર્મ–વરરત્નની પ્રાપ્તિ, એ ઉપકારી ફરમાવે છે કે–દુર્લભ છે. પ્રથમ તો, આ અપાર સંસાર સાગરમાં પરિભ્રમણ કરતા પ્રાણિઓને મનુષ્યભવ દુર્લભ છે; એના કરતા પણ વિશિષ્ટ ક્ષેત્ર, એટલે કે–આર્ય દેશ અધિક દુર્લભ છે; એના કરતા વિશિષ્ટ કુલ, વિશિષ્ટ જાતિ, રૂપ, આરોગ્ય, દીર્ઘ આયુ અને સુંદર બુદ્ધિ આદિ અતિશય દુર્લભ છે. આ બધી વસ્તુઓની દુર્લભતાના કરતા ય આ સદ્ધર્મ–વરરત્નની પ્રાપ્તિ અતિશય દુર્લભ છે. આ જ કારણે, ભાષ્યકાર પરમર્ષિ ફરમાવે છે–

" एत्थं पुव्वं पुव्वं लद्धंपि तदुत्तरं पुणो दुलहं ।
जं माणुस्साईण सुदुल्लहो तेण जिणधम्मो ॥ "

અર્થાત્–અહીં આ મનુષ્યપણાદિ વસ્તુઓમાં પૂર્વ પૂર્વની વસ્તુને પામ્યા પછીથી પણ, તેનાથી ઉત્તર ઉત્તરની વસ્તુ જે કારણથી દુર્લભ છે, તે કારણથી શ્રી જિનધર્મ અતિશય દુર્લભ છે. આ શાસ્ત્રરત્નના મૂળ રચયિતા આચાર્યભગવાન શ્રીમત્ શાંતિસૂરીશ્વરજી મહારાજા પણ, અનર્થહારક અને અપાય નાશક એવા શ્રી સમ્યગ્દર્શનાદિ રૂપ સદ્ધર્મવરરત્નની દુર્લભ તાને વર્ણવતાં, પૂર્વપુરૂષના શ્લોકને ટાંકીને, એ દ્વારા તદ્દન સ્પષ્ટપણે જાહેર કરે છે કે–

" मानुष्यकर्मभूम्यार्य-देशकुलकल्यतायुरुपलब्धौ ।
श्रद्धाकथकश्रवणेषु सत्स्वपि सुदुर्लभा बोधिः ॥१॥"

અર્થાત્–મનુષ્યપણું, કર્મભૂમિ, આર્ય દેશ, આર્ય કુલ, આરોગ્યતા, દીર્ઘ આયુષ્ય અને રૂપની ઉપલબ્ધિ થયે છતે

ધર્મશ્રવણ કરવાની શ્રદ્ધા, ધર્મકથકનો યોગ અને ધર્મનું શ્રવણ, આટલી વસ્તુઓની પ્રાપ્તિ થવા પામી હોય, તે છતાં પણ, બોધિ-શ્રી જિનવરધર્મની પ્રાપ્તિ અતિશય દુર્લભ છે

## ધર્મ અને ભોગસુખ

આવી આવી રીતિએ અનંત ઉપકારી પરમર્ષિઓ કાર્યસાધક વસ્તુઓની દુર્લભતા બતાવે, તે છતા પણ ભોગલપટ બનીને એમ બોલવું કે-'મનુષ્યભવ અને શ્રી જિનેશ્વર દેવોનો ધર્મ ભવે ભવે ક્યા નથી મળવાનો, કે જેથી અત્યારે આવી મળેલા ભોગોને છોડીને અમે ધર્મની આરાધના કરીએ?' -એ કારમી ધૃષ્ટતા વિના શક્ય જ નથી. અનંત ઉપકારિઓ તો ફરમાવે છે કે-ભોગસુખ, એ ધર્મની આરાધનાના સુખની આગળ પણ તુચ્છ છે અને પરિણામે ભયકર દુઃખને આપનાર હોવાથી અતિશય હેય છે વધુમા, સામાન્યમા સામાન્ય એવું પણ ભોગસુખ એ પણ ધર્મનુ જ ફળ છે અને સંસારના ઉત્તમમા ઉત્તમ ભોગસુખો પણ, ધર્મની આરાધનાનું જ પરિણામ છે એટલુ જ નહિ, પણ અવિનાશી, શાશ્વત અને અનંત આદિ અનેક વિશેષણોથી વિશિષ્ટ બનતું તથા પ્રાણિમાત્રને અતિશય ઈષ્ટ એવુ સર્વોત્તમ સુખ પણ, ધર્મની જ આરાધનાથી પ્રાપ્ય છે આથી, ભોગસુખમા મગ્ન બની, દુર્લભ ચીજોને પામ્યા પછીથી પણ એકાન્તે સ્વપરહિતકારક એવા ધર્મની આરાધનામા બેદરકાર બનવું, એ કારમી અજ્ઞાનતા સાથે ભયકર કોટિની ગુરૂકર્મિતા સિવાય બીજુ કશુ જ નથી. એમા ડહાપણનો તો એક અંશ પણ નથી. વિશ્વના પ્રાણિમાત્રનુ કલ્યાણ ચાહનારા સાચા ઉપકારી મહા-

પુરૂષો જ્યારે મનુષ્યભવની અને તે સાથે આર્ય દેશાદિ સામગ્રીની તેમજ સદ્ધર્મની દુર્લભતા વર્ણવે, ત્યારે તુચ્છ અને આત્મહિતઘાતક એવા ભોગસુખને આગળ ધરવાની વૃત્તિ જાગે, એ તો એક પ્રકારની કારમી કમનશિબી જ ગણાવી જોઈએ. મનુષ્યભવ આદિની અને સદ્ધર્મની દુર્લભતાને સાંભળીને તેમજ સદ્ધર્મ દ્વારા થતા અનર્થહરણનો ખ્યાલ કરીને, સુખના અર્થી જીવોએ તો ભોગાસક્તિને તજી દઈને, સદ્ધર્મની શક્ય આરાધના કરવાને માટે ઉજમાલ બનવું જોઈએ. એ વિના જન્મ, જરા અને મરણાદિ રૂપ આપત્તિઓથી કોઈ પણ કાળે મુક્ત બનાય, એ શક્ય નથી. સદ્ધર્મની પ્રાપ્તિ અને આરાધના સુન્દર પ્રકારે થઈ શકે, એવી મનુષ્યભવ આદિ સામગ્રીને તમે પામ્યા છો, છતાં પણ તમે જો સદ્ધર્મ હૃદયમાં પરિણમે અને સદ્ધર્મની આરાધનામાં ઉજમાલ બનાય એવા શક્ય પ્રયાસો ન કરો, તો તમે તમારી દશાને તમારી જાતે જ અત્યન્ત દયાપાત્ર બનાવી દો છો. આજનું વાતાવરણ ગમે તેટલું વિષમ હોય, તે છતાં પણ જેઓને આવું સાંભળવાનું, સમજવાનું અને આદરવાનું પવિત્ર અને કલ્યાણકર વાતાવરણ પણ મળ્યું છે, તેઓ તો પોતાને પ્રાપ્ત થયેલા સુંદર વાતાવરણનો ધારે તો સારામાં સારો ઉપયોગ કરી શકે તેમ છે. તેઓએ બીજી સઘળી જ કાર્યવાહીથી પરાङ્મુખ બનીને, પોતાના આત્માનું હિત સધાય એવા જ વિચારોમાં અને આચારોમા મશગુલ બની જવું જોઈએ. સુગુરૂનો યોગ, સુગુરૂના મુખે કહેવાતા ધર્મના શ્રવણનો યોગ અને તે પછીથી પણ સદ્ધર્મની રૂચિ–એ કેટલી બધી દુર્લભ વસ્તુઓ છે, તે તો તમે તમારા અનુભવ ઉપરથી પણ

ઓછે-વધતે અંશે સમજી શકો તેમ છો. તમે તમારા અનુભવનો સદુપયોગ કરો, એ પણ આવશ્યક છે : કારણ કે-મળેલી મનુષ્યભવ આદિ દુર્લભ સામગ્રીની સાચી સાર્થકતા સાધવાનો, તે સામગ્રી દ્વારા સદ્ધર્મની આરાધના કરવી, એ જ એક વાસ્તવિક ઉપાય છે.

[ ૧૧ ]

"जह चिंतामणिरयणं, सुलहं न हु होइ तुच्छविहवाणं।
गुणविभववज्जियाणं, जियाण तह धम्मरयणंपि॥ ३॥"

દુર્લભ સામગ્રીની સાર્થકતા

આપણે જોઈ ગયા કે-શાસ્ત્રકાર પરમર્ષિ આચાર્ય ભગવાન શ્રીમત્ શાન્તિસૂરીશ્વરજી મહારાજાએ, શ્રી ધર્મરત્ન પ્રકરણ નામના આ અર્થગમ્ભીર શાસ્ત્રરત્નની પ્રથમ ગાથા દ્વારા, ભગવાન શ્રી મહાવીરદેવને નમસ્કાર કર્યો અને આ શાસ્ત્રરત્ન દ્વારા તેઓ ધર્મરત્નના અર્થી જનોને ઉપદેશ આપવાને ઈચ્છતા હોવાથી, તે વાતને પણ જણાવી. ધર્મ રૂપ રત્નના અર્થી જનોને, પોતે કરેલી પ્રતિજ્ઞા મુજબ, ઉપદેશ આપવાને તત્પર બનેલા શાસ્ત્રકાર પરમર્ષિએ, આ શાસ્ત્રરત્નની બીજી ગાથા દ્વારા જે પ્રસ્તાવના કરી, તે પણ આપણે જોઈ આવ્યા જન્મ, જરા અને મરણાદિ રૂપ જલને ધારણ કરવાના યોગે જલધિની ઉપમાને પામેલા અને અપાર એવા આ સંસારસાગરમાં અતિશયપણે પરિભ્રમણ કરતા જીવોને, મનુષ્યપણું એ પણ જ્યાં દુર્લભ છે, ત્યાં એ મનુષ્યપણું

આર્ય દેશ, આર્ય જાતિ અને ઉત્તમ કુલમાં મળવું, એ તો ખૂબ જ દુર્લભ ગણાય, તે સ્વાભાવિક છે. આર્ય દેશાદિમાં મળેલું પણ મનુષ્યપણું આરોગ્યતાએ સહિત હોવું, દીર્ઘ આયુષ્યવાળું હોવું અને ઈન્દ્રિયોની ખામી વગરનુ હોવું, એ એથી પણ અધિક દુર્લભ ગણાય, એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ છે જ નહિ. આટલી આટલી દુર્લભ વસ્તુઓ મળ્યા પછીથી પણ, સુન્દર બુદ્ધિ પ્રાપ્ત થવી એ દુર્લભ છે; અને માનો કે–સુન્દર બુદ્ધિ પણ મળી જાય, તો ય સદ્ગુરૂઓનો યોગ થવો તથા સદ્ગુરૂઓના મુખે કહેવાતા ધર્મનું શ્રવણ થવું, એ દુર્લભ છે. સદ્ગુરૂઓના શ્રીમુખે અનન્ત ઉપકારી શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલા ધર્મને સાંભળવાની સુન્દર તક પ્રાપ્ત થવા છતાં પણ, અનર્થોનો વિશિષ્ટ કોટિનો વિનાશ કરનાર સદ્ધર્મ રૂપ જે વરરત્ન, તે પ્રાપ્ત થવું અતિશય મુશ્કેલ છે. મનુષ્યભાવ આદિ વસ્તુઓ દુર્લભ અવશ્ય છે; પછીની વસ્તુઓ પૂર્વની વસ્તુઓની અપેક્ષાએ જરૂર વિશેષ વિશેષ દુર્લભ છે; પરન્તુ શ્રી જિનોક્ત ધર્મ, એ તો સર્વ કરતાં ય દુર્લભ છે. આથી સ્પષ્ટ છે કે–શ્રી જિનોક્ત ધર્મ, એ જ એક પરમ સારભૂત વસ્તુ છે : અને ઉત્તમ દેશ, ઉત્તમ જાતિ, ઉત્તમ કુળ, આરોગ્ય, દીર્ઘાયુષ્ય, પંચેન્દ્રિયપટુતા અને સુન્દર બુદ્ધિ તેમજ સદ્ગુરૂનો યોગ અને સદ્ગુરૂના શ્રીમુખે ધર્મશ્રવણ–એ સર્વની સાચી સાર્થકતા શ્રી જિનોક્ત ધર્મની પ્રાપ્તિ ઉપર જ અવલંબે છે. શ્રી જિનોક્ત ધર્મની પ્રાપ્તિ થાય, તો જ આર્ય દેશાદિ સામગ્રીએ સહિત મળેલું મનુષ્યત્વ, સુન્દર પ્રકારે ફળ્યું–એમ કહી શકાય. દુર્લભથી પણ દુર્લભ એવી વસ્તુઓ. અતિશય દુર્લભ એવા શ્રી જિનોક્ત ધર્મની

પ્રાપ્તિ થતાં જ, વાસ્તવિક કિંમતને પામનારી બની શકે છે. શ્રી જિનોક્ત ધર્મથી હીન એવી દુર્લભ પણ સામગ્રીઓનો સમૂહ પ્રાયઃ મુડદા જેવો છે. દેહની કિંમત તેમાં રહેલા પ્રાણના આધારે છે, તેમ દુર્લભ સામગ્રીસમૂહની ખરી કિંમત પણ શ્રી જિનોક્ત ધર્મના યોગે જ છે. સદ્ધર્મની કિંમતને સમજનારાઓ તો સમજી શકે છે કે–આ જીવનમાં જો શ્રી જિનોક્ત ધર્મ મળ્યો, તો સર્વ કાંઈ મળ્યુ છે અને જો શ્રી જિનોક્ત ધર્મ ન મળ્યો, તો દુન્યવી સઘળી જ સામગ્રી નિરર્થક પ્રાયઃ છે. આ વસ્તુને સમજીને, મનુષ્યભાવ આદિ–એક એકથી અધિક અધિક દુર્લભ સામગ્રીને પામેલા આત્માઓએ, બીજા સઘળા જ પ્રયત્નોથી વિરામ પામીને, એક માત્ર સદ્ધર્મની આરાધનાના જ પ્રયત્નમાં લાગી જેવું જોઈએ, કે જેથી અનર્થ માત્રથી મુક્ત બની શકાય. અનર્થોનો વિશિષ્ટ કોટિનો વિનાશ જેમ સદ્ધર્મ રૂપ વરરત્નની પ્રાપ્તિ થયા વિના શકય નથી, તેમ સદ્ધર્મ રૂપ શ્રેષ્ઠ રત્નની શ્રેષ્ઠ આરાધના પણ મનુષ્યભાવ આદિ સામગ્રીના અભાવમાં શકય નથી. આ કારણે, મનુષ્યભાવ આદિ પ્રાપ્ત થયેલી દુર્લભ વસ્તુઓ વિનાશને ન પામે, ત્યાં સુધીમાં સદ્ધર્મની શકય આરાધના કરી લેવી, એ જ વાસ્તવિક અને સ્પૃહણીય ડહાપણ છે. આથી વિપરીત પ્રકારનું વર્તન કરવામાં જેઓ ડહાપણ માને છે, તેઓ ડહાપણના નામે પણ ગેરડહાપણના જ ઉપાસકો બનેલા છે, એમ કહેવામાં લેશ પણ અતિશયોક્તિ જેવું નથી. આ વસ્તુને યથાસ્થિતપણે સમજનારાઓ જ,–' સઘળા ય પ્રાણિઓને ચિરકાલે કરીને પણ મનુષ્યભાવ મળવો એ ખરેખર દુષ્કર છે અને કર્મના વિપાક ગાઢ–ભયંકર છે. '–આવા સૂચનપૂર્વક, એક

સમયનો પણ પ્રમાદ નહિ કરવાના, ભગવાન શ્રી મહાવીર દેવે, શ્રી અષ્ટાપદગિરિજીથી આવેલા ગણધરદેવ શ્રી ગૌતમ સ્વામિજીને આપેલા ઉપદેશનું, રહસ્ય સમજી શકે તેમ છે: અને તેમાંથી જ્વલન્ત પ્રેરણા પણ મેળવી શકે તેમ છે.

જેમ ચિન્તામણિરત્ન સુલભ નથી, તેમ
ધર્મ રૂપ વરરત્ન પણ સુલભ નથી જ:

સૂત્રકાર પરમર્ષિએ આ શાસ્ત્રરત્નની બીજી ગાથામાં જણાવેલી આ વાતને જ, ત્રીજી ગાથા દ્વારા દૃષ્ટાન્તવિશિષ્ટ બનાવીને, સ્પષ્ટતર કરી છે. આ દુનિયામા ' ચિન્તામણિ ' રત્ન, એ અત્યન્ત મહામૂલું રત્ન ગણાય છે સર્વ પ્રકારના રત્નોમા ચિન્તામણિરત્ન શ્રેષ્ઠ ગણાય છે. રત્નોમાં જેમ ચિન્તામણિ રત્ન શ્રેષ્ઠ છે, તેમ ધર્મોમા શ્રી જિનોક્ત ધર્મ એ જ શ્રેષ્ઠ છે. આ કારણે, શાસ્ત્રકાર પરમર્ષિએ ચિન્તામણિ રત્નનું જે દૃષ્ટાન્ત આપ્યું છે, તે યથાયોગ્ય જ છે. ચિન્તામણિ રત્ન પૂર્વના પુણ્યશાલિઓને પ્રત્યક્ષ હતું અને શાસ્ત્રોમા માનનારાઓને આજે પણ સુપ્રતીત છે. ચિન્તામણિ રત્નની પ્રાપ્તિ તેઓને જ થાય છે, કે જેઓ તેના મૂલ્યને ઉચિત એવા વિભવે કરીને સહિત હોય તુચ્છ વિભવવાળા આત્માઓને ચિન્તામણિ રત્ન સુલભ નથી શાસ્ત્રકાર પરમર્ષિ ફરમાવે છે કે—જેઓની પાસે વિભવ તુચ્છ એટલે સ્વલ્પ હોય, તેઓને તુચ્છ વિભવવાળા કહેવાય છે અને તેવા તુચ્છ વિભવવાળા આત્માઓને ચિન્તામણિ રત્ન સુલભ નથી. એ જ રીતિએ ગુણવિભવથી વર્જિત એટલે રહિત જીવોને પણ ધર્મરત્ન સુલભ નથી જ. ચિન્તામણિ રત્ન સુલભ તેઓને જ માટે છે, કે જેઓ અતુચ્છ

વિભવવાળા છે, એટલે કે-જેઓ ચિન્તામણિ રત્નને ઉચિત એવા વિભવથી યુક્ત છે: એજ રીતિએ, ધર્મરત્ન પણ સુલભ તેઓને જ માટે છે, કે જેઓ ધર્મરત્નની પ્રાપ્તિને માટે આવશ્યક એવા ગુણો રૂપ જે વિભવ, તેનાથી સંયુક્ત છે. તથાવિધ વિભવથી વિહીન એવા જીવોને માટે જેમ ચિન્તામણિ રત્ન સુલભ નથી જ, તેમ ધર્મ રૂપ રત્ન પણ ગુણવિભવથી વિહીન એવા જીવોને માટે સુલભ નથી જ!

વિભવનો અર્થ

સૂત્રકાર પરમર્ષિએ, પોતાની રચેલી વૃત્તિમાં વિભવનો અર્થ 'ધન' થાય-એમ જણાવીને, 'तुच्छविभवानाम्'નો 'अल्पधनानाम्' એવો અર્થ કર્યો છે, પરન્તુ બૃહદ્વૃત્તિકાર આચાર્ય-ભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ 'तुच्छविभवानाम्'નો અર્થ કરતાં, કારણમાં કાર્યનો ઉપચાર કર્યો છે. વિભવ એટલે ધન-એ કાર્ય અને તેનું કારણ-પુણ્ય: કારણ કે-પુણ્ય વિના વિભવની પ્રાપ્તિ અશક્ય છે આ રીતિએ 'તુચ્છ વિભવવાળા' જીવોને 'સ્વલ્પ પુણ્યવાળા' જીવો તરીકે પણ વર્ણવી શકાય છે. કારણમાં કાર્યનો ઉપચાર કરીને પણ આવી રીતિએ શાસ્ત્રપાઠોના અર્થ આદિ કરી શકાય છે અહીં કોઈ પૂછે કે-'શબ્દકોષમાં કોઈ સ્થળે વિભવનો અર્થ પુણ્ય થાય એમ જણાવ્યું છે?'-તો એમ કહેવું પડે કે-'આવું પૂછતાં પહેલા રહસ્યને સમજવાનો પ્રયત્ન કર, કે જેથી આવા કંગાલ પ્રશ્નો ઉદ્ભવવા પામે નહિ.' વિભવનું કારણ પુણ્ય હોવાના કારણે, કારણમાં કાર્યનો ઉપચાર કરવા દ્વારાએ 'તુચ્છ વિભવવાળા'ઓને, 'સ્વલ્પ પુણ્યવાળા' કહેવા, એ પણ તેઓને 'અલ્પ ધનવાળા' કહેવાની જેમ યથાર્થ જ છે.

રૂચિની અસર ·

અહીં પ્રસંગ પામીને આપણે એ પણ વિચારવું જોઇએ કે-' ધનનું કારણ પુણ્ય છે,–એવું બોલનારાઓ તો ઘણા છે, પણ આ વાતને હૃદયપૂર્વક માનનારા કેટલા છે ?' બોલવું એ એક વાત છે અને હૃદયથી માનવું એ જૂદી વાત છે. કોઈ પણ વસ્તુની સાચી માન્યતા, તેવી માન્યતા થતાં પૂર્વે જે દશા હોય છે, તેમાં કાંઇક ને કાંઇક પરિવર્તન લાવ્યા વિના રહેતી જ નથી. માન્યતામાં પરિવર્તન આવતાંની સાથે, માત્ર વિચારોમાં જ પરિવર્તન આવે છે એમ નથી : પરન્તુ વાણીમાં અને વર્તનમાં પણ ઓછા–વધુ પ્રમાણમાં પરિવર્તન આવી જ જાય છે. જ્યાં આ જાતિનું પરિવર્તન શક્ય છતાં ન આવતું હોય, ત્યા માનવું જ પડે કે–' માન્યતા મજબૂત હોવાની વાત મોંઢે બોલે છે, પણ મહીં કાંઇક પોલાણ જરૂર છે.' આત્માની રૂચિ વિચાર, વાણી અને વર્તન ઉપર અસર નિપજાવ્યા વિના રહેતી જ નથી. અધમ જાતિની રૂચિ અધમ પ્રકારની અસર નિપજાવે છે, તો ઉત્તમ જાતિની રૂચિ ઉત્તમ પ્રકારની અસર નિપજાવે છે, પરન્તુ રૂચિ કોઈ પણ કાળે બીનઅસરકારક હોઈ શકતી જ નથી, એ નિર્વિવાદ વાત છે.

હૃદયનો વિશ્વાસ

તમે ખરેખર માનો છો કે–'ધનનું કારણ પુણ્ય છે ?' ધનનું કારણ પુણ્ય છે, એમ માનનારા અને ધનની પ્રાપ્તિના અભિલાષી એવા પણ જીવો, શું ધનપ્રાપ્તિને માટે એવો પ્રયત્ન રસપૂર્વક કરે ખરા, કે જે પ્રયત્નના યોગે પુણ્યથી વિપરીત એવા પાપની જ વૃદ્ધિ થવા પામે ? ધનનું કારણ પુણ્ય છે, આટલી

પણ વાત જો આજની દુનિયાને બરાબર રૂચેલી હોય, તો તમે માનો છો કે–જે અનીતિ આદિનો કારમો પ્રચાર આજે કાળમી રીતિએ થયો છે અને થયે જાય છે, તે શક્ય બનત ? પુણ્ય–પાપને બોલવામાં માનનારો, એટલું જ નહિ પણ પોતે પુણ્ય–પાપને ખૂબ જ શ્રદ્ધાપૂર્વક માને છે, એવી વાતો કરનારો પણ માણસ, ધન ન મળતા તરફડે છે અને ધન મેળવવાને માટે અત્યન્ત પાપમય અને નિન્દ્ય એવા પણ કર્મોને કરતાં અરેરાટી અનુભવતો નથી, એ શું તમારા અનુભવ બહારની વાત છે ?

સ૦ એવા પણ હોય છે તો શું એવાઓની વાતો કેવળ દંભ રૂપ જ ગણાય ?

કેટલીક વાર એવું પણ બને છે કે–માણસ દંભ ખાતર દંભ ન સેવતો હોય, છતા તેનું કાર્ય દામ્ભિક છે એમ લાગે. કેટલીક વાર માણસ પોતાના હૃદયની યથાસ્થિત સ્થિતિને જાણવાનો પ્રયત્ન નથી કરતો અને કોઈની કહેલી, સાંભળેલી, લોકમાં બોલાતી વાતો પોતે પણ બોલ્યે જાય છે; પરન્તુ તે વાતો ઉપર તેનો વાસ્તવિક વિશ્વાસ હોતો નથી. આ કારણે પણ ઘણી વાર એવા માણસો મળી આવે છે, કે જેઓનું વર્તન તેઓની પોતાની વાતોથી જ સર્વથા વિપરીત હોય. આથી, તમારે પણ તમારા અન્તરની પરીક્ષા કરવા માટે તત્પર બનવું, એ હિતાવહ છે.

### ... માનસિક સ્વાસ્થ્ય

ધનની પ્રાપ્તિ વિના પુણ્યે સંભવિત નથી, એમ માનનારો ધનનો અર્થી ધન માટે અનીતિ આદિ પાપોને રસ

પૂર્વક આચરવાનું દુઃસાહસ કેમ જ કરે ? અનીતિ આદિને આચરીને ધન કમાનારાઓને ડાહ્યા અને હુંશીયાર કેમ જ માને ? અનીતિ આદિને આચરવા છતાં પણ ધનની પ્રાપ્તિ પુણ્ય વિના થાય જ નહિ, એ વાતને એ કેમ સમજે નહિ ? આજે જ નહિ, પરન્તુ ભૂતકાળમાં પણ જેઓ પુણ્ય-પાપની શ્રદ્ધાથી પરવારેલા હતા, તેઓ યથેચ્છપણે અનીતિ આદિને આચરીને, મનુષ્યભવનો કારમી રીતિએ વિનાશ કરીને સંસારસાગરમાં ડુબી ગયા છે. એ જ રીતિએ, એવી જ વૃત્તિવાળાઓ આજે પણ એવું જ કરી રહ્યા છે. પુણ્ય-પાપની સાચી શ્રદ્ધા આત્મામાં કેટલું સુંદર પરિવર્તન આણે છે, એનો અનુભવ તો તેઓને જ થાય, કે જેઓએ એ શ્રદ્ધાનો સાચો આસ્વાદ જાણ્યો હોય. જેઓ પુણ્ય-પાપની સાચી શ્રદ્ધાના સ્વામી બન્યા છે, તેઓ પુણ્યના પ્રતાપે મળેલા વિભવથી ઉન્મત્ત પણ નથી બનતા અને પાપના યોગે આવતી દરિદ્રતા આદિમાં દીન પણ નથી બનતા ! આ વાત યથાસ્થિતપણે અનુભવ વિના સમજાવી મુશ્કેલ છે. શ્રદ્ધાસંપન્ન આત્માઓ હરેક અવસ્થામાં કેવું અને કેટલું માનસિક સ્વાસ્થ્ય અનુભવે છે, એનો સાચો ખ્યાલ પણ શ્રદ્ધાથી પરવારેલા અને વધુમાં શ્રદ્ધાની ઠેકડી કરનારાઓને કદી જ આવ્યો ય નથી અને આવવાનો પણ નથી.

<u>પુણ્ય-પાપ માન્યા વિના મુક્તિ નહિ :</u>

પુણ્ય અને પાપની શ્રદ્ધાથી સમલંકૃત બનેલા આત્માઓ, જ્યારે સુખ-દુઃખ ઉભયમાં માનસિક સ્વાસ્થ્યને સુન્દર પ્રકારે જાળવી શકે છે, ત્યારે એ તત્ત્વોની શ્રદ્ધાથી શૂન્ય બનેલા આત્માઓ ઉભયના યોગમાં અસ્વસ્થ જ રહે છે. 'સુખની

સામગ્રી મળવી એ પુણ્યનો પ્રતાપ છે અને દુઃખની સામગ્રી મળવી એ પાપનો પ્રતાપ છે.'—આ વાતનો અનુભવ ડગલે ને પગલે થતો હોવા છતાં પણ, નાસ્તિકતામાં જ આનંદ માનનારાઓ, એ વાતનો સ્વીકાર કરતા અચકાય છે. આમ છતાં ય, એ વાત સુનિશ્ચિત જ છે કે-પુણ્ય-પાપને નહિ માન નારાઓ, પુણ્ય-પાપને નહિ માનવા માત્રથી, પુણ્ય-પાપના પરિણામથી અલિપ્ત રહી શકતા જ નથી. પુણ્ય-પાપને યથા સ્થિતપણે માનનારાઓની તો કોઈ કાળે પણ મુક્તિ નિયત જ છે, પરન્તુ પુણ્ય-પાપને નહિ માનનારાઓને તો તેની આધીન તામાં જ રોકાવાનુ છે. એ આધીનતા ત્યારે જ ટળશે, કે જ્યારે પુણ્ય-પાપ આદિને યથાસ્થિત સ્વરૂપે સ્વીકારી, તેની આધી‑નતાથી મુક્ત બનવાનો યોગ્ય પ્રયત્ન થશે. પુણ્ય-પાપને નહિ માનનારાઓથી એવો પ્રયત્ન થવો એ શક્ય નથી અને ત્યાં સુધી તેઓને મુક્તિની પ્રાપ્તિ થવી એ પણ શક્ય નથી. બૃહદ્વૃત્તિકાર આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહા રાજાએ તો, પોતે રચેલી 'બૃહદ્વૃત્તિ'માં, 'તુચ્છ વિભવ એટલે સ્વલ્પ પુણ્યને ધરનારા આત્માઓને ચિંતામણિ રત્ન સુલભ નથી.'—એ વાતને વિશેષ સ્પષ્ટપણે સમજાવવાને માટે, તેવા પ્રકા રનું પશુપાલનું દૃષ્ટાન્ત પણ દર્શાવ્યું છે. આ ગાથાની સ્પષ્ટતા કરી લીધા પછીથી એ દૃષ્ટાન્તને જોવું એ ઠીક થશે. એ દૃષ્ટાન્તને જાણ્યા પછીથી તો એ વાત બહુ સહેલાઈથી સમજી શકાશે કે- અલ્પ પુણ્યને ધરનારાઓના હાથમાં ચિંતામણિ આવતો નથી અને કદાચ આવી પણ જાય છે, તો પણ એ બીચારાઓ એનો લાભ લેવા જોગું સામર્થ્ય ધરાવતા નથી.

ધર્મ માટે ગુણવિભવની આવશ્યકતા :

ચિન્તામણિ રત્નને પામવાને માટે તો પુણ્ય આવશ્યક છે, પણ સદ્ધર્મ રૂપ વરરત્નને પામવાને માટે શું આવશ્યક છે ? ખરી વિચારવાની વસ્તુ તો આ છે: કારણ કે-ચિન્તામણિ રત્ન તેવા પુણ્યના યોગે પ્રાપ્ત થઈ જાય, તો ય તે આત્માના દારિદ્યને કાંઇ થોડું જ ફેડી શકે છે? ચિન્તામણિ રત્નની પ્રાપ્તિ, બહુ બહુ તો આ ભવમાં સમૃદ્ધ બનાવે, પરન્તુ મૃત્યુ પછી શું ? ચિન્તામણિ રત્ન પણ મૃત્યુ બાદ સાથે આવતું નથી. આત્માની સમૃદ્ધિ જ એક એવી સમૃદ્ધિ છે, કે જે એક વાર સંપૂર્ણપણે પ્રગટી જાય, તો શાશ્વત કાળ એક સરખી રીતિએ ટકી રહે એ સમૃદ્ધિ સદ્ધર્મ રૂપ વરરત્નના યોગે પ્રગટાવી શકાય છે. આ સદ્ધર્મ રૂપ વરરત્નને પામવાને માટે, ગુણવિભવ આવશ્યક છે. હવે ગુણવિભવનો અર્થ કરતાં, ઉભય વૃત્તિકાર પરમર્ષિઓ શું ફરમાવે છે, તે જોઈએ. આ શાસ્રરત્નમાં–' સદ્ધર્મ રૂપ વરરત્નની પ્રાપ્તિને માટે કોણ યોગ્ય છે ? '–એને દર્શાવતા, શાસ્રકાર પરમર્ષિએ અક્ષુદ્રતા આદિ એકવીસ ગુણોનું વર્ણન કર્યું છે. અક્ષુદ્રતા આદિ એ એકવીસ ગુણોનો જે વિશેષે કરીને સદ્ભાવ, તે કહેવાય ગુણવિભવ : અથવા ગુણો એ જ સંપત્તિ છે, એટલે તેને કહેવાય ગુણવિભવ. અક્ષુદ્રતા આદિ ગુણોની વિશેષેણ સત્તા રૂપ ગુણવિભવથી અથવા તો ગુણ રૂપી જે વિભૂતિ, તેનાથી રહિત એવા પંચેન્દ્રિય પ્રાણિઓને માટે ધર્મરત્ન એ સુલભ નથી.

જીવ કોને કહેવાય?

આ ગાથામાં આવતા 'नियाणं' એ પદનો ' पंचेन्द्रिय

પ્રાણિનામ્' એવો અર્થ કરવામાં આવ્યો છે. जीवानाम् પદથી પંચેન્દ્રિય પ્રાણિઓ કેમ લીધા ?–એવી શંકા ઉપસ્થિત થવા પામે નહિ અગર તો એવી શંકા ઉપસ્થિત થતાંની સાથે જ શમી જવા પામે, એ માટે શાસ્ત્રકાર પરમર્ષિએ પોતાની રચેલી વૃત્તિમાં તેમજ પરમ ઉપકારી, આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ પણ પોતાની રચેલી બૃહદ્‌વૃત્તિમાં 'उक्तं च' આ પ્રમાણે ફરમાવીને, પ્રાચીન પરમર્ષિઓના કથનનો આધાર ટાંકી દીધો છે; અને તે એ છે કે–

"प्राणा द्वित्रिचतुः प्रोक्ता, भूतानि तरवः स्मृताः ।
जीवाः पञ्चेन्द्रियाः प्रोक्ताः, शेषाः सत्त्वा इतीरिताः ॥१॥"

પ્રમાણ તરીકે ટાંકેલા આ શ્લોકમાં, બૃહદ્‌વૃત્તિકાર આચાર્યભગવાને, ઉત્તરાર્ધમાં આવતા 'प्रोक्ता' પદને સ્થાને 'ज्ञेया' પદનો પ્રયોગ કર્યો છે, પરન્તુ તેથી જે વસ્તુ કહેવાઈ છે, તેના ભાવમાં કાંઈ ભેદ પડતો નથી. આ શ્લોક દ્વારા ઉભય વૃત્તિકાર પરમર્ષિઓ ફરમાવે છે કે–બે ઇંદ્રિયોને ધરવાવાળા, ત્રણ ઇંદ્રિયોને ધરવાવાળા અને ચાર ઇંદ્રિયોને ધરવાવાળા આત્માઓને 'પ્રાણ' કહેલા છે: વનસ્પતિના આત્માઓને 'ભૂત' કહેલા છે: પાંચ ઇન્દ્રિયોને ધરવાવાળા આત્માઓને 'જીવ' કહેલા છે: અગર તો 'જીવ' તરીકે તે જાણવા યોગ્ય છે અને બાકીના પૃથ્વીકાય આદિને 'સત્ત્વ' એ પ્રમાણે કહેલા છે. આથી સ્પષ્ટ છે કે–પંચેન્દ્રિય પ્રાણિઓને 'જીવ' તરીકે સંબોધાય છે: અને એ જ કારણે આ શાસ્ત્રરત્નના રચયિતા પરમર્ષિએ 'પંચેન્દ્રિય પ્રાણિઓને' એવા અર્થમાં 'जीवानां' એવા પદનો પ્રયોગ કર્યો છે.

'અપિ' દ્વારા પ્રાપ્ત થતું સૂચન :

હવે ગાથામાં 'અપિ' શબ્દ અન્તે છે, પણ એને 'जीवानाम्' આ પદની સાથે યોજવાનો છે અને એથી જ એવો અર્થ થાય છે કે-'ગુણવિભવથી વર્જિત એવા પંચેન્દ્રિય પ્રાણિઓને પણ' સદ્ધર્મ રૂપ વરરત્નની પ્રાપ્તિ સુલભ નથી. 'अपि' શબ્દને 'જીવોની' સાથે યોજવાથી જે ભાવ સ્પષ્ટ થાય છે, તેને દર્શાવતા બૃહદ્‌વૃત્તિકાર આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે-

"अपिशब्दस्य वक्ष्यमाणस्येह संबन्धादेव भावना कार्या"

"વક્ષ્યમાણ 'अपि' શબ્દનો સંબંધ અહીં 'जीवानाम्' ની સાથે હોવાના કારણે આ પ્રમાણે ભાવના કરવા યોગ્ય છે." આ રીતિનું કથન કરીને, તેઓશ્રી ફરમાવે છે કે-

"एकेन्द्रियविकलेन्द्रियाणां तावद् धर्मप्राप्तिर्नास्ति, पञ्चेन्द्रियजीवानामपि तत्तद्योग्यताहेतुगुणसामग्रीविकलानां 'तथा' तेन प्रकारेण धर्मरत्न सुलभं न भवति।"

આ કથન યોગ્ય જીવોને તો ખૂબ જ પ્રેરણા આપે અને ધર્મમાર્ગે યોજે એવું છે: કારણ કે-આ કથનનો ભાવ એ છે કે-એકેન્દ્રિય અને વિકલેન્દ્રિય એટલે બે ઇન્દ્રિયો વાળા, ત્રણ ઈન્દ્રિયોવાળા, અને ચાર ઇન્દ્રિયોવાળા પ્રાણિઓ: તેઓને તો ધર્મની પ્રાપ્તિ થતી નથી અને પાંચ ઇન્દ્રિયોવાળા જે જીવો છે, તે જીવો પણ જો તે તે જાતિની યોગ્યતામાં હેતુભૂત એવી જે ગુણોની સામગ્રી, તેનાથી રહિત હોય છે, તો જે રીતિએ સ્વલ્પ પુણ્યવાળાઓને ચિંતામણિ રત્ન સુલભ નથી, તે જ પ્રકારે તે પંચેન્દ્રિય પ્રાણિઓને પણ ધર્મરત્ન

પાંડિત્યમાં આ બે પરિણામોને નિપજાવવાનું સામર્થ્ય ન હોય, તે પાંડિત્ય વાસ્તવિક રીતિએ પાંડિત્ય જ નથી. પાંડિત્ય જેમ પ્રમાદનું નાશક હોવું જોઈએ, તેમ તેને ધરનારા આત્માને તે સત્ય વસ્તુનો અર્થી બનાવનારૂં પણ હોવું જોઈએ. આ વાત પણ આપણને હમણાં જે દૃષ્ટાન્ત આપણે શરૂ કરીએ છીએ, એ દ્વારા પણ જાણવા મળશે. દૃષ્ટાન્તને સાંભળી, તેના ભાવને હૃદયમાં ઉતારવા મથનારા આત્માઓ, દૃષ્ટાન્ત માંથી ઘણું લઈ શકે છે. દૃષ્ટાન્ત કેવળ શ્રોતાઓને રાજી કરવા માટે જ નથી હોતું, પણ ગુણ પ્રાપ્ત કરાવવા માટે જ હોય છે, એ ય ખ્યાલમાં રાખવાનું છે.

## 'પશુપાલ'નું દૃષ્ટાન્ત

નગર

આ 'જમ્બૂદ્વીપ' નામના દ્વીપમાં, 'હસ્તિનાપુર' નામનું એક નગર હતું. આ નગર પુરંદરપુરની માફક શ્રેષ્ઠ હતું. પુરંદરપુરમાં જેમ દેવતાઓનો વાસ હોય છે, તેમ આ 'હસ્તિનાપુર'માં પંડિતજનોનો વાસ હતો. પંડિતો, એ હંમેશાં નગરનો શણગાર મનાય છે. સાચા પંડિતોમાં ગંભીરતા આદિ અનેક ગુણોનો નિવાસ હોઈ, તેઓ નગરને અનેક પ્રકારે નામાંકિત બનાવનાર ગણાય છે. પુરંદરપુર જેમ ઇંદ્રથી રક્ષિત છે, તેમ આ 'હસ્તિનાપુર' નામનું નગર 'હરિ' નામના રાજાથી રક્ષિત હતું. પુરંદરપુર જેમ સેંકડો અપ્સરાઓ એટલે દેવાંગનાઓથી સહિત છે, તેમ આ 'હસ્તિનાપુર' નામનું ઉત્તમ નગર પણ પાણીના તળાવોથી સહિત હતું. નગરનું આવું વર્ણન સૂચવે છે કે-પુરની શોભા પંડિતોથી છે,

પણ મૂર્ખાઓથી નથી: એ જ રીતિએ, પુરની ક્ષેમ કરતા રક્ષક રાજાથી છે, પણ ભક્ષક રાજાથી નથી: અને સુકાલ એ પુરનો રક્ષક છે, જ્યારે દુષ્કાલ એ પુરનો ભક્ષક છે. દુષ્કાલથી રીબાતું નગર હજુ પણ સુંદર મનાય, પણ મૂર્ખાઓથી મંડિત અને રાજાથી ભક્ષિત નગર તો, કોઈ પણ રીતિએ સુંદર ન જ મનાય. દુષ્કાળથી રીબાતા પણ નગરને, સુરક્ષિત રાખવાને માટે, તેનો રક્ષક રાજા બનતું બધું જ કરી છૂટે છે અને નગરમાં વસતા પંડિતો નગરના સામાન્ય જનોને પણ સુપ્રસન્ન રાખી શકે છે; જ્યારે સુકાલથી કલ્લોલ કરતું નગર પણ જો મૂર્ખાઓથી ઉભરાતું હોય અને ભક્ષક રાજાનું ભક્ષ્ય બનતું હોય, તો એ નગરની ખાનાખરાબી જ થાય છે. ભક્ષક રાજાથી શાસિત થતું અને મૂર્ખાઓથી ભરચક બનેલું નગર, પરિણામે સ્મશાન થવાને જ સરજાયેલું છે. એવું નગર, થોડો કાળ જો આબાદી ભોગવતું દેખાય, તો પણ એ નગરમાં વસતા લોકોના પૂર્વપુણ્યના પ્રતાપે જ અથવા તો વર્તમાન કોઈ કોઈ ધર્મી જનોના જ પ્રતાપે.

નાગદેવ :

ઇંદ્રપુરીની માફક, ઇંદ્ર જેવા 'હરિ' નામના રાજાથી સુરક્ષિત, વિબુધજનોથી મંડિત અને સુંદરતામાં અપ્સરાઓ જેવાં પાણીનાં સરોવરોથી અલંકૃત એવા 'હસ્તિનાપુર' નામના પુરમાં, '**નાગદેવ**' નામનો એક શેઠ વસતો હતો. શ્રેષ્ઠિઓમાં અતિશય શ્રેષ્ઠ એવો તે નાગદેવ, માત્ર નામથી જ નાગદેવ હતો—એમ નહિ, પરન્તુ તેનુ નાગદેવ એવું નામ સાર્થક હતું : કારણ કે-તે પુન્નાગ હતો. "वृन्दारकनागकुञ्जराः ।"

–એ નિયમાનુસાર, 'પુન્નાગ'નો અર્થ 'પુરુષશ્રેષ્ઠ' આદિ થઈ શકે : અને સંભવિત કલ્પનાના બળે એમ પણ કહી શકાય કે–પુરુષોમાં તે હાથી સમાન હતો : કારણ કે–આમ કહીને પણ તેની શ્રેષ્ઠતાનું જ પ્રતિપાદન કરાય છે.

શેઠ અને શેઠાઈ :

શેઠીયાઓએ શ્રીમંતાઈથી મલકાવાનું નથી, પણ સદ્‌ગુણોથી અલંકૃત થવાનું છે. નામના શેઠીયાઓ તો શઠને પણ ટપી જાય એવા બની જાય છે. ઉદારતા આદિ ગુણોથી રહિત બનવાથી તો, શેઠાઈ પણ ટકતી નથી. 'હું શેઠ છું'–એમ પોતે માનવું એ જૂદી વાત છે અને સજ્જન માણસો પણ શેઠ માને એ જૂદી વાત છે: પોતે જ પોતાની જાતને શ્રેષ્ઠ માનીને મલકાનારાઓ તો સાચે જ મૂર્ખશિરોમણિઓ છે. માત્ર બંગલા આદિ જ બંધાવવામાં અને મોટર આદિ દોડાવવામાં કે લુચ્ચાઈ ભરેલા ધંધા આદિ કરવામાં શેઠાઈ સાચા રૂપમાં આવતી જ નથી. એવી રીતિએ શેઠ બની બેઠેલાઓ, પોતાના આશ્રિતોનાં પણ અંતઃકરણ જોવાની જો તસ્દી લે, તો તેઓને જણાઈ જાય કે–'તેઓ તેઓના આશ્રિતોના હૃદયમાં પણ શેઠ છે કે કેમ?' પણ કલ્પિત અભિમાનમાં જ રાચી રહેલાઓને, આવું જોવાની વૃત્તિ પણ શાની જ થાય? એવાઓ તો, ખાલી મોટાઈમાં જ મરવાને અને અન્યોને મારવાને સરજાયેલા હોય છે. એવાઓએ તો 'શેઠ' શબ્દને પણ કલંકિત કર્યો છે. સાચો શેઠ તો તે છે, કે જે સુજનોના હૃદયમાં વાસ કરે.

વસુંધરા:

શ્રેષ્ઠિગરિષ્ઠ અને પુન્નાગ એવા આ 'નાગદેવ' નામના

શેઠની ધર્મપત્નીનું નામ 'વસુંધરા' હતું. સ્ત્રીગુણોમાં મુખ્ય ગણાતા એવા નિર્મલ શીલગુણને તે ધરનારી હતી. એક તો શ્રેષ્ઠિપત્ની અને વળી શીલગુણથી અલંકૃત, એટલે તે પણ સ્ત્રીસમાજમાં વિશેષ નામાંકિત હોય તે સ્વાભાવિક છે.

રાક્ષસી અને દેવી :

શીલગુણથી શૂન્ય સ્ત્રી, એ રમણી નથી પણ રાક્ષસી છે. શીલહીન પુરૂષ જેમ રાક્ષસ છે, તેમ શીલશૂન્યા સ્ત્રી રાક્ષસી છે. પુરૂષોની માફક સ્ત્રીઓ પણ પોતાની મર્યાદામાં સ્વતંત્ર હોઈ શકે છે : પરન્તુ શીલસંપન્ન સ્ત્રીઓ મર્યાદાહીન સ્વતંત્રતાની, કે જે સ્વચ્છન્દતા જ છે, તેની ઉપાસક બનતી જ નથી. સ્વતંત્રતાના નામે આજે જેમ પુરૂષો સ્વચ્છંદી બન્યા છે, તેમ સ્ત્રીઓ પણ સ્વચ્છન્દી જ બની રહી છે. સ્વચ્છંદતા, એ સ્ત્રી-પુરૂષ ઉભય માટે શ્રાપ રૂપ છે. આજના સ્વચ્છંદી સમાજે શીલગુણનો કારમો વિધ્વંસ કર્યો છે. શીલસંપન્ન સ્ત્રી, એ સાચી ગૃહલક્ષ્મી છે. એવી લક્ષ્મી રૂપ સ્ત્રીઓથી સમલંકૃત ઘર, નગર કે દેશ સ્વર્ગ સમાન છે. વિષયની ઉત્કટ ભૂખથી સ્ત્રી જ્યારે વિકરાળ બને છે, ત્યારે એ સ્ત્રી સાચે જ દોષમૂર્તિ બની જાય છે. સ્ત્રીસ્વભાવ સાથે ઓતપ્રોત બનેલા દોષો,સ્વચ્છંદી સ્ત્રીઓમાં કારમી રીતિએ ખીલી ઉઠે છે. લજ્જાળુ અને અબળા ગણાતી એ જાત જ્યારે વિફરે છે, ત્યારે તેની નિર્લજ્જતા અને સબળતા ભલભલાને પણ ભારે પડી જાય એવી અનુભવાય છે. એક શીલગુણ એવો છે કે-એ સ્ત્રીને સાચી દેવી બનાવી દે છે. શીલગુણના પ્રતાપે એના સ્વાભાવિક ગણાતા દોષો પણ નાશ પામી જાય

છ. આ જ કારણે, શીલસંપન્ન સ્રીની નામના ઉપકારિઓએ પણ ઘણી ગાઈ છે.

જયદેવ :

'નાગદેવ' નામનો શ્રેષ્ઠિવર્ય તો ભાગ્યવાન હતો, એટલે ભાગ્યવાન એવા તે શેઠને મળેલી 'વસુધંરા' નામની સ્રી શીલગુણને નિર્મળપણે ધરનારી હતી. આવા નિર્મલ શીલગુણને ધરનારી સ્રીથી, 'નાગદેવ' નામના શેઠને એક પુત્ર થયો હતો, જેનું નામ 'જયદેવ' રાખવામાં આવ્યું હતું. સઘળા ય ગુણોને લાવનારો જે 'વિનય' ગુણ છે, તે એ જયદેવમાં સ્વાભાવિક હતો.

વિનયથી મતિની સુન્દરતા અને વૃદ્ધિ :

વિનયગુણ, મતિને ઉજ્જવળ બનાવવા સાથે ખૂબ ખૂબ વધારનાર છે. વિનયગુણથી વિદ્યમાન મતિ ઉજ્જવળ બને છે અને એ મતિ એક સુંદર વિભવ રૂપ બની જાય છે : એટલું જ નહિ, પણ એ ગુણના પ્રતાપે સુંદર વિભવ રૂપ બનેલ મતિ વૃદ્ધિ જ પામતી જાય છે. પરિણામે વિનયગુણનો સ્વામી આત્મા, ઉજ્જવળ મતિના વિભવભરથી સમૃદ્ધિશાળી બની જાય છે.

રત્નપરીક્ષાનો અભ્યાસ :

એવી જ ઉત્તમ દશાને પામેલો 'જયદેવ' હતો. આથી તે ઘણો જ દક્ષ બની ગયો હતો. સુંદર મતિની સમૃદ્ધિવાળો અને દક્ષ એવા જયદેવે જરૂરી ભાષાજ્ઞાન આદિનો અભ્યાસ કર્યો. તે પછી તે રત્નની પરીક્ષા કરતાં શીખે છે. રત્નની પરીક્ષા કરવાની આવડત પ્રાપ્ત કરવામાં તેણે બાર વર્ષો પસાર

કર્યો. કોઈ પણ વસ્તુનો સાંગોપાંગ અભ્યાસ વર્ષો માગે છે. કામચલાઉ અભ્યાસમાં અને સાંગોપાંગ અભ્યાસમાં અંતર રહેવાનું જ. ક્ષયોપશમની તીવ્રતાથી જલદી જ્ઞાન થઈ જાય એ સંભવિત હોવા છતાં, સૌને માટે એ માર્ગ નથી હોઈ શકતો.

ચિન્તામણિ ·

રત્નની પરીક્ષાના અભ્યાસમાં કુશળ બનેલ તે જયદેવ, એક ચિંતામણિને છોડીને, બાકીના મણિઓને પત્થર સમાન ગણે છે. ચિંતામણિની સમક્ષ અન્ય મણિઓ પત્થર સમાન છે, એ વાત બરાબર છે : કારણ કે—અન્ય મણિઓ, એ સામાન્ય કોટિના મણિઓ છે, જ્યારે ચિંતામણિ એ વિશિષ્ટ કોટિનો મણિ છે, એમાં તો શંકાને અવકાશ જ નથી. ચિંતામણિ, એ એક એવો મણિ છે, કે જેની હાંસી કોઈ જ કરી શકતું નથી : એ જ કારણે, એ મણિ અન્યોની હાંસીનો વિજેતા મનાય છે. અન્યોની હાંસીનો વિજેતા એવો એ મણિ નિર્મલ છે, છેકા વિનાનો છે અને ચિંતિત અર્થોનું દાન કરવામાં પટુ છે. કોઈ પણ જાતિના દોષ વિનાના, નિર્મલ અને ઈચ્છિત અર્થોને પૂર્ણ કરનાર એવા મણિની હાંસી કોઈ જ ન કરી શકે, એ નિર્વિવાદ વાત છે. હાંસી તો તેની જ થાય છે, કે જે નામ મોટું ધરાવે અને ગુણમાં મીંડું હોય. 'નામ મોટું અને દર્શન ખોટું'—આવી દશાવાળી વસ્તુ જ હાંસીનું પાત્ર બને છે : જ્યારે ચિંતામણિ તો નામ જેવા ગુણવાળો છે. આવા ચિન્તામણિની મહત્તાને સમજનાર જયદેવને, એની આગળ અન્ય મણિઓ ઉપલ જેવા લાગે, એ તદ્દન સ્વાભાવિક વાત છે.

ચિન્તામણિ મેળવવાનો નિષ્ફળ પ્રયાસ ·

જગતમાં નિયમ છે કે—' ઉત્તમને ઉત્તમ તરીકે ઓળ-

બનાર બુદ્ધિમાન એ ઉત્તમનો જ અર્થી બને છે.' આ નિયમને અનુસરીને, જયદેવ જેવો દક્ષ માણસ, સામાન્ય મણિઓનો અર્થી નહિ બનતાં, ચિંતામણિનો જ અર્થી બને, એ તદ્દન સ્વાભાવિક વસ્તુ છે. અર્થિપણું એવી ચીજ છે કે-માણસને ઈષ્ટ વસ્તુ પ્રત્યે ઉદ્યમી બનાવે. ચિંતામણિના અર્થી બનેલા જયદેવે, ચિંતામણિને પ્રાપ્ત કરવાનો ઉદ્યમ આરંભ્યો. ચિંતામણિની પ્રાપ્તિને માટે ઉદ્યમ કરનાર બનેલા તે પુણ્યશાલી જયદેવે, આખાએ પુરમાં પ્રત્યેક દુકાને અને પ્રત્યેક ઘરે, લેશ પણ ખિન્ન થયા વિના ભ્રમણ કર્યું.

જયદેવના આવા ભ્રમણથી આશ્ચર્ય પામવા જેવું કાંઈ જ નથી. અર્થી જે ન કરે તે ઓછું. અર્થી આત્મા પોતાને ઈષ્ટ લાગતી વસ્તુ મેળવવાનો જ્યાં જ્યાં સંભવ લાગે ત્યાં ત્યાં ભટકે છે, એ વાતની તમને લોકોને ખબર નથી અગર તો તેનો તમને અનુભવ નથી. એમ નથી જ. સંસારમાં અર્થ-કામના અર્થી બનેલા તમારી પણ, અર્થ-કામને મેળવવાને માટે એવી જ દશા થઈ ગએલી જોવાય છે. તમે લોકો અર્થ-કામની પ્રાપ્તિને માટે એ જ દશાનો અનુભવ કરી રહ્યા છો અર્થ-કામનું જેવું અર્થિપણું છે, તેવું જો મોક્ષનું અર્થિપણું આવી જાય, તો મોક્ષને માટે પણ આવી જ અગર તો આથી પણ વધારે મહેનત થયા વિના રહે નહિ. આ કારણે તો, 'અર્થિપણું' એ પ્રથમ આવશ્યક વસ્તુ છે, એમ ઉપકારિઓ ભારપૂર્વક ફરમાવે છે.

અહીં તો, ચિન્તામણિ રત્નને મેળવવાને માટે, પરિશ્રમને ગણકાર્યા વિના, જયદેવ દુકાને દુકાને અને ઘરે ઘરે ફરી વળ્યો : પણ દુઃખે કરીને પ્રાપ્ત થાય એવા મણિને એ

મેળવી શક્યો નહિ. ખરેખર, દુષ્પ્રાપ્ય વસ્તુઓ સર્વત્ર લભ્ય હોતી નથી.

જયદેવે કરેલો માતા-પિતાનો ત્યાગ:

આટલો ઉદ્યમ કરવા છતાં પણ ચિન્તામણિ ન મળ્યો, એથી હજુ જયદેવ ઉદ્વિગ્ન બન્યો નહિ. એ તો અધિક ને અધિક ઉદ્યમ કરવાની ભાવનામાં જ દૃઢ રહ્યો અને એથી જ તેણે પોતાનાં માતા-પિતાને કહ્યું કે–

" આ પુરમાં અનેક પ્રકારનો ઉદ્યમ કરવા છતાં પણ જે કારણથી હું ચિંતામણિને મેળવી શક્યો નથી, તે કારણથી તે ચિન્તામણિને મેળવવાને માટે હું અન્યત્ર-અન્ય કોઈ સ્થાને જાઉં છું. "

પોતે માનેલી ઈષ્ટ વસ્તુને મેળવવાને માટે, જગતમાં માતા-પિતા આદિનો પણ ત્યાગ કરનારા હોય છે, એ વાતને તો તમે જાણો પણ છો અને અવસર આવી પડ્યે અમલમાં પણ મૂકો છો : એટલે જયદેવ આ રીતિએ માતા-પિતાને તજીને ચિન્તામણિને માટે અન્યત્ર જવાને તત્પર બને, એથી તમને આશ્ચર્ય લાગે તેમ નથી. આશ્ચર્ય કે આઘાત તો તમને ત્યાં જ લાગે છે, કે જ્યાં કોઈને ધર્મ ખાતર માતા-પિતા આદિને તજતો જૂઓ ! તમારા બધાની જ આ દશા છે–એમ નહિ, પણ આવી મનોદશા ઘણાઓની છે : કારણ કે–તેઓને ધર્મની કિંમત સમજાઈ જ નથી. અર્થ–કામ કિંમતી લાગ્યા છે, કે જે હેય છે : અને ધર્મ અકિંમતી લાગ્યો છે, કે જે સર્વ પ્રકારે ઉપાદેય છે. એ જ કારણ છે કે–ધર્મને માટે માતા-પિતા આદિને કોઈ તજે,

તો તે વખતે આશ્ચર્ય પણ થાય છે, આઘાત પણ થાય છે અને કેટલાક અતિ અધમ કોટિના આત્માઓને તો તેવા પરમ ભાગ્યવાનોને યેન-કેન હેરાન કરવાની વૃત્તિ પણ થાય છે એના એ માણસો દેશના નામે, ધંધાના નામે અગર નોકરીના નામે માતા-પિતાદિને તજી જનારાઓને માટે વાહ-વાહના શબ્દો પણ ઉચ્ચારે છે : એટલે એ વાત સ્પષ્ટ થઈ જાય છે કે-એમને ' પુત્રો માતા-પિતાદિનો ત્યાગ કરે ' -એ પસંદ નથી એમ નહિ, પણ ધર્મ કરે એ જ પસંદ નથી.

પોતાના પુત્રને ચિંતામણિને મેળવવાને માટે અન્યત્ર જવાને ઉત્સુક થયેલ જોઈને, જયદેવના માતાપિતાએ તેને કહ્યું કે-" હે સ્વચ્છ મતિને ધરનારા પુત્ર ! ચિંતામણિ જેવો કોઈ મણિ હોવાની વાત, એ તો એક કલ્પના માત્ર જ છે. પરમાર્થે કરીને એટલે સાચા રૂપમા અન્યત્ર પણ કોઈ સ્થળે આ ચિંતામણિ ભુવનમા નથી. આ કારણથી અન્ય રત્નો, કે જેની પણ જોડી નથી, એવાં રત્નો દ્વારા જ તું વ્યવહાર કર, કે જેથી આ તારૂં ઘર નિર્મલ લક્ષ્મીથી ભરપૂર બને. "

આ પ્રમાણે કહીને, જયદેવના માતા-પિતાએ જયદેવને રોકવાનો પ્રયત્ન કર્યો, તે છતા પણ તે રોકાયો નહિ . ચિન્તારત્નની પ્રાપ્તિમા રચ્યો છે નિશ્ચય જેણે એવો તે ચતુર જયદેવ તો, માતાપિતાએ વારવા છતાં પણ, હસ્તિનાપુરથી ચાલી નીકળ્યો.

ઉદાસીનતા અને દૃઢનિશ્ચયતા

હસ્તિનાપુરથી ચાલી નીકળેલા જયદેવને માર્ગમાં

અનેક કષ્ટોનો સામનો કરવો પડ્યો, પણ તે તો ચિન્તામણિની શોધમાં જ લીન મનવાળો હોઇને, અનેક પ્રકારના કલેશોને પામતો હોવા છતાં પણ, તેની દરકાર કર્યા વિના નગર, નિગમ, ગ્રામ, આકર, પત્તન અને સાગરના તીરે ઘણા ઘણા કાળ સુધી ભટક્યો.

આટલું આટલું ભટકવા છતાં પણ, જ્યારે તેને ચિંતામણિ મળ્યો નહિ, ત્યારે ચિંતામણિને નહિ પામતો તે ઉદાસ બની ગયો. ચિંતાયુક્ત મનવાળા બનેલા તેણે વિચાર્યું કે–

" શું ચિંતામણિનુ અસ્તિત્વ જ નથી, આ વાત સાચી જ હશે ? અથવા–શાસ્ત્રે કહેલું ચિંતામણિનું અસ્તિત્વ અન્યથા કેમ જ હોય ? ભલે મને આટલું ભટકવા છતાં પણ તે રત્ન ન મળ્યુ, પણ મને ન મળ્યુ એટલા માત્રથી તે ન હોય એમ તો ન જ બને : કારણ કે–શાસ્ત્રમાં કહ્યું છે અને શાસ્ત્રે કહેલી વસ્તુ અન્યથા હોતી નથી, માટે તે ક્યાંક પણ હોવું તો જોઈએ જ. "

આ પ્રમાણે ચિત્તમાં નિશ્ચય કરીને, તેણે આવેલી ઉદાસીનતાને ટાળી દીધી : અને નિપુણપણે પૂછી–પૂછીને ઘણી મણિની ખાણોને જોતાં જોતાં તેણે ફરીથી ખૂબ ખૂબ ભ્રમણ કરવાનું આરંભ્યુ.

ખરેખર, અર્થિપણું એ ગજબની વસ્તુ છે. અર્થિપણું જો તીવ્ર હોય છે, તો એ થાકેલા પણ માણસને પુનઃ પુનઃ ઉત્સાહિત કરે છે. ભ્રમણ આદિથી થાકીને ઉદ્વિગ્ન બનેલો આદમી પણ, વસ્તુના તીવ્ર અર્થિપણાના યોગે પુનઃ પુનઃ ઉત્સાહિત બની જાય છે અને પોતે માનેલી અર્થસિદ્ધિને માટે વધુ ને વધુ પરિશ્રમ કરવામાં તત્પર બને છે.

ચિન્તામણિનાળા પશુપાલને ભેટો

આ રીતિએ ઉત્સાહિત બનીને હુશીયારી પૂર્વક અનેક મણિખાણોને નિહાળતા નિહાળતા પરિભ્રમણ કરતા તેને, કોઈ એક વૃદ્ધ નરે કહ્યું કે-" અહીં એક મણિવતી ખાણ છે અને એ ખાણમાથી, જે કોઈ પુણ્યશાલી હોય તે, મણિઓમાં પ્રવર એવા ચિંતામણિને પામે છે "

આવા સમાચાર સાંભળવાથી જયદેવ આનંદિત થાય, એ સહજ છે. આવા આનંદદાયક સમાચાર સાંભળ્યા બાદ, હંમેશા નિર્મલ મણિગણની જ શોધ કરતો તે ત્યાં ગયો અને ત્યાં તેને અતિશય મૂર્ખ એવો એક પશુપાલ મળ્યો.

તે પશુપાલના હાથના તળીયામાં તે જયદેવે એક ગોળ ઉપલ જોયો. એ ઉપલને જયદેવે તેની પાસેથી પોતાના હાથમાં લીધો અને તેની તેણે પરીક્ષા કરી. પરીક્ષા કરવાથી, તેના જાણવામાં આવ્યું કે-'આ ચિંતામણિ છે'

આ પ્રમાણે જાણવાથી, તે અતિશય આનંદવાળો બન્યો. આનંદવાળા બનેલા તે જયદેવે, તે પશુપાલની યાચના કરી: અર્થાત્-પશુપાલ પાસે જયદેવે એ ઉપલની માગણી કરી.

આ રીતિએ માગણી કરાયેલો પશુપાલ, તે જયદેવને કહે છે કે-" આ પત્થરને તારે શું કરવો છે ? "

જયદેવ કહે છે કે-" આ પત્થરને હું ઘેર લઈ જઈશ અને નાનાં બાળકોને રમવાને રમકડા તરીકે આને આપીશ "

જયદેવે આપેલો આ જવાબ વિચારણીય છે અર્થાત્ અને તેમાં પણ વણિક, આવા પ્રસંગોએ આવા ઉત્તરો આપે તે અસ્વાભાવિક નથી દુનિયામાં આવા ઉત્તરો દેવાની આવડતને

સુન્દર પ્રકારની હુંશીયારી ગણાય છે. વસ્તુતઃ આ સુન્દર પ્રકારની હુંશીયારી નથી જ. આપણે પણ વસ્તુના સ્વરૂપને દર્શાવવા પૂરતી વાતમાં આને હુશીયારી કહીએ, પણ સાથે જ કહીએ કે–અસત્ય બોલવાને પ્રેરતી હુંશીયારી આત્માને માટે હિતકર નહિ પણ હાનિકર જ છે અને એથી તત્ત્વજ્ઞ આત્માઓની દૃષ્ટિએ આવી હુંશીયારી એ વાસ્તવિક કોટની હુંશીયારી તરીકે ગણાતી નથી. ઉપયોગ ઉપરથી જ જ્યાં હુંશીયારીનો નિર્ણય કરવાનો હોય, ત્યાં આ પ્રકારની હુંશીયારી વખાણવા જોગ ઠરતી નથી.

**જયદેવ** દક્ષ પણ છે અને ચિન્તામણિનો અર્થી પણ છે: ઉપગન્ત વણિક પણ છે: એટલે તે પશુપાલને એવો જ ઉત્તર આપવાને પ્રેરાય છે, કે જેથી પશુપાલને કોઈ પણ પ્રકારની શંકા પડે નહિ. આમ છતાં પણ, એ વખતે તો જયદેવને ચિન્તામણિ મળતો નથી. અસત્ય ઉચ્ચાર્યાનું પાપ તો વળગ્યું જ અને તે છતાં પણ ચિન્તામણિ મળ્યો નહિ. જીવોની પરિગ્રહસંજ્ઞા ભયંકર હોય છે. મૂર્ખ પણ પોતાની પાસે રહેલી વસ્તુને છોડવાને એકદમ તૈયાર થતો નથી, એ પ્રતાપ પરિગ્રહસંજ્ઞાનો પણ છે.

અતિશય મૂર્ખ એવો પણ **પશુપાલ** જયદેવને માથામાં વાગે એવો જવાબ આપે છે. **પશુપાલ** જયદેવને કહે છે કે–" તારે ઘેર જઈને બાળકોને રમવા માટે જ જો આ પત્થર આપવો છે અને એ જ કારણે જો તું આ પત્થર મારી પાસે માગે છે, તો આવા પત્થરો તો અહીંયાં ઘણા જ પડ્યા છે, છતાં તેને તું કેમ ગ્રહણ કરતો નથી ?"

વિચારો કે–એક વાર અસત્ય બોલ્યા પછી, તે એક

અસત્યને વળગી રહેવાને માટે કેટલીક વાર બીજાં અસત્યોને ય બોલવાં પડે છે ? જયદેવે પહેલાં જુઠું કહ્યું એટલે હવે પણ તે જુઠું જ કહે, તેમા નવાઈ છે ? બન્યું છે પણ તેમજ. પશુપાલે જ્યારે ત્યાં પડેલા બીજા ઘણા પત્થરોમાંથી લેઇતો પત્થર લેવાનું સૂચન કર્યું, ત્યારે જયદેવે કહ્યું કે–

"તારી પાસે આ પત્થર માગવાનું બીજું કોઈ કારણ નથી, પણ વાત એ છે કે–મને મારે ઘરે જવાની ખૂબ ઉત્સુકતા છે, એટલે હું તને કહું છું કે–હે ભદ્ર ! તું મને આ પત્થર આપ અને તને તો અહીં બીજો પણ આવો પત્થર જડી જશે."

જયદેવે આ પ્રમાણે તેને કહેવાપૂર્વક માગણી કરવા છતાં પણ, એ પશુપાલમાં અપરોપકારશીલપણું હોવાથી, તે ચિન્તામણિ તેણે જયદેવને આપ્યો નહિ.

દાન, એ ઉપકારશીલતાનું સૂચક છે. જેનામાં ઉપકારશીલતા હોતી નથી, તેનાથી દાન તરીકે દાન દેવાતું જ નથી. ઉપકારશીલતાના અભાવે જ્યારે પશુપાલ એ મણિને આપવાને માટે તૈયાર ન થયો, ત્યારે શ્રેષ્ઠિપુત્રે તો એ જ વિચાર કર્યો કે–"જ્યારે આમ છતાં પણ આ નથી જ આપતો, તો આ મણિ આના ઉપર પણ ઉપકાર કરનાર થાય તો સારૂં : પણ આ મણિ નિષ્ફળ ન રહો !"

આવો પણ વિચાર, પૌદ્‍ગલિક સ્વાર્થમાં પણ કરૂણાભાવ વિદ્યમાન હોય તો જ આવે. જયદેવ ચિંતામણિનો અર્થી હતો, પણ કરૂણાહીન તો નહિ જ હતો : એથી જ જ્યારે પશુપાલે તેને ચિન્તામણિ ન જ આપ્યો, ત્યારે–' આના ઉપર પણ આ મણિ ઉપકાર કરનાર થાય તો સારૂં. '–આ પ્રકારની કરૂણામાં રસવાળી મતિનો ધણી એવો તે જયદેવ,

તે આભીરને કહે છે કે–

"હે ભદ્ર ! જો આ ઉપલ એ સામાન્ય કોટિનો ઉપલ નથી. આ તો ઘણો જ કિંમતી એવો ચિંતામણિ છે. જો તું મને નથી આપતો, તો તું પોતે પણ આ ચિંતામણિને આરાધ, કે જેથી આ ચિંતામણિ તને પણ ખરેખર ચિંતિત આપશે." અર્થાત્–' ભલે તું મને ન આપે, પણ તું આની આરાધના કર અને ચિંતિત ફલને પામ.'

ખરેખર, અંતે પણ આવી સલાહ આપવી, પરન્તુ ઝુંટવી લેવા વિગેરેનો વિચાર નહિ કરવો, એ પણ સ્વાર્થાંધ અને ક્રૂર માણસોને માટે તો શક્ય જ નથી.

ચિન્તામણિના આરાધનનો વિધિ

આ પશુપાલ તો અતિશય મૂર્ખ છે, પણ સામાન્ય રીતિએ લોકોમાં પણ એ કહેતી છે કે–"દરિદ્રીની બુદ્ધિ પણ દરિદ્ર જ હોય છે." જ્યારે જયદેવ જેવા દયાળુએ એ પશુપાલને સમજાવ્યું કે–' તારી પાસે રહેલો આ પત્થર એ સામાન્ય પત્થર નથી પણ ચિન્તામણિ છે : મને ન આપે તો કાંઈ નહિ, પણ તું એની આરાધના કર, કે જેથી તને એ ચિંતિત વસ્તુ આપશે.' ત્યારે પણ પશુપાલ ચિન્તામણિની કિંમતને સમજી શકતો નથી. જેને ચિન્તામણિ મળે તે કેવો ભાગ્યવાન ગણાય, એની એને કલ્પના પણ આવતી નથી. આ જ કારણે તે પશુપાલ બોલ્યો કે–

"જો આ સાચે જ ચિંતામણિ હોય, તો હું ચિંતવું છું કે–મને જલદી બોર, કેરાં અને કચ્ચર (એટલે જલમાં પેદા થનારી એક જાતની વનસ્પતિ) ખૂબ આપો."

પશુપાલના આ કથનથી સ્પષ્ટ થશે કે–'દરિદ્રની બુદ્ધિ

પણ કેવી દરિદ્ર હોય છે ?' પશુપાલના આવી જાતિના કથનથી શ્રેષ્ઠિપુત્ર જયદેવને હસવું આવે છે. હસવું આવે છે છતાં પણ પોતે જેમાં ઉપકાર માન્યો છે, એવો પણ ઉપકાર કરવાની વૃત્તિ તો તેનામાં બેઠી જ છે આથી હાસ્યથી વિકસિત મુખવાળો પણ જયદેવ, તે પશુપાલને કહે છે કે–

"આ પ્રમાણે ન ચિંતવાય. આની આરાધના કર્યા બાદ ચિંતવન કરાય. આની આરાધના માટે પ્રથમ તો ત્રણ ઉપવાસ કરવાના છે. ત્રીજા ઉપવાસની રાત્રિના પ્રથમ ભાગમાં લીંપેલી જમીન ઉપર પવિત્ર બાજોઠ મૂકવો. અને એ પવિત્ર બાજોઠ ઉપર સુંદર વસ્ત્ર પાથરવું. પછી આ મણિને નિર્મલ જલથી સ્નાન કરાવવું અને તે પછી સુંદર વસ્ત્રથી આ મણિને કોરો કરી, આને ચંદનથી વિલિપ્ત કરવો. આ રીતિએ ન્હવરાવેલા અને ચંદનના વિલેપનથી વિલિપ્ત કરેલા આ મણિને, તે સુંદર વસ્ત્રથી અલંકૃત કરેલા પવિત્ર બાજોઠ ઉપર સ્થાપન કરવો. આ રીતિએ પવિત્ર બાજોઠ ઉપર સ્થાપન કરેલા મણિની, સારી રીતિએ ઉત્તમ જાતિના કપુર અને સુંદર પુષ્પ આદિ ઉત્તમ વસ્તુઓ દ્વારા પૂજા કરવી. પૂજા કર્યા બાદ વિધિપૂર્વક નમસ્કાર કરવો. આ પ્રમાણેના વિધિ મુજબ મણિને પૂજીને અને નમીને, પોતાને જે વસ્તુ ઈષ્ટ હોય તેની ચિન્તા કરવાની છે. આ રીતિએ વિધિ મુજબ પૂજન અને નમસ્કાર કર્યા પછી જો આ મણિની આગળ ઈષ્ટની ચિંતા કરાય, તો પ્રાતઃકાલે સઘળું પણ ચિંતવેલું મળે છે."

પશુપાલ અને ચિન્તામણિ :

આ પ્રમાણેના વિધિને સાંભળીને મૂર્ખ એવો પણ

પશુપાલ પોતાના બકરીઓવાળા ગામ તરફ ચાલ્યો. આ પ્રમાણે ચાલ્યા જતા એવા પણ પશુપાલની દશા અને સ્થિતિ આદિને જોઈને, જયદેવે વિચાર્યું કે–

"આ પશુપાલ પુણ્યવાન નથી લાગતો. પુણ્યહીન એવા આ પશુપાલના હસ્તતળમાં, નિશ્ચિત છે કે-આ મણિ-રત્ન રહેશે નહિ."

આ પ્રમાણેનો વિચાર કરીને, તે શ્રેષ્ઠિપુત્ર જયદેવે પણ તે પશુપાલની પુંઠ ન છોડી: અર્થાત્–જયદેવે પણ પશુપાલની પુંઠે પુંઠે ચાલવા માંડ્યું.

હવે માર્ગમાં જતો પશુપાલ, મણિને ઉદ્દેશીને કહે છે કે–"હે મણે! હમણાં હું આ બકરીઓને વેચીશ અને એના વેચવાથી આવેલા પૈસા દ્વારા ચંદન અને કપુર આદિ ખરીદીને તારી પૂજા કરીશ. એ પછીથી તું પણ મારા ચિંતિત અર્થને પૂર્ણ કરવા દ્વારા ભુવનમાં સાર્થક નામવાળો થજે."

આ પ્રમાણે મણિ સાથે વાત કરતા તેણે, ફરીને પણ મણિને કહેવા માંડ્યું કે–

"હે મણે! ગામ હજુ દૂર છે, તો તું મારી આગળ કોઈ વાત કહે. જો કથા કહેવાનું તું ન જાણતો હો, તો હું તને કથા કહું છું, જેને તું એકાગ્ર થઈને સાંભળ."

આ પ્રમાણે બોલીને, તે પશુપાલ તે ચિન્તામણિને કથા કહેતો હોય તેમ બોલવા માંડે છે કે–"એક દેવગૃહ –દેહરૂં છે, પણ તે એક હાથનું છે અને એ એક હાથના દેરામાં દેવ તો ચાર હાથના વસે છે."

આ પ્રકારની વાતના બ્હાનાથી, ફરી ફરી વાર કહેવા છતાં પણ, મણિ તો કાંઈ બોલતો જ નથી. આ રીતિએ

પણ કેવી દરિદ્ર હોય છે ?' પશુપાલના આવી જાતિના કથનથી શ્રેષ્ઠિપુત્ર જયદેવને હસવુ આવે છે. હસવુ આવે છે છતા પણ પોતે જેમાં ઉપકાર માન્યો છે, એવો પણ ઉપકાર કરવાની વૃતિ તો તેનામાં બેઠી જ છે આથી હાસ્યથી વિકસિત મુખવાળો પણ જયદેવ, તે પશુપાલને કહે છે કે—

" આ પ્રમાણે ન ચિંતવાય આની આરાધના કર્યા બાદ ચિંતવન કરાય. આની આરાધના માટે પ્રથમ તો ત્રણ ઉપવાસ કરવાના છે. ત્રીજા ઉપવાસની રાત્રિના પ્રથમ ભાગમાં લીંપેલી જમીન ઉપર પવિત્ર બાજોઠ મૂકવો. અને એ પવિત્ર બાજોઠ ઉપર સુંદર વસ્ત્ર પાથરવું પછી આ મણિને નિર્મલ જલથી સ્નાન કરાવવુ અને તે પછી સુંદર વસ્ત્રથી આ મણિને કોરો કરી, આને ચંદનથી વિલિપ્ત કરવો. આ રીતિએ ન્હવરાવેલા અને ચંદનના વિલેપનથી વિલિપ્ત કરેલા આ મણિને, તે સુંદર વસ્ત્રથી અલંકૃત કરેલા પવિત્ર બાજોઠ ઉપર સ્થાપન કરવો. આ રીતિએ પવિત્ર બાજોઠ ઉપર સ્થાપન કરેલા મણિની, સારી રીતિએ ઉત્તમ જાતિના કપુર અને સુંદર પુષ્પ આદિ ઉત્તમ વસ્તુઓ દ્વારા પૂજા કરવી પૂજા કર્યા બાદ વિધિપૂર્વક નમસ્કાર કરવો આ પ્રમાણેના વિધિ મુજબ મણિને પૂજીને અને નમીને, પોતાને જે વસ્તુ ઇષ્ટ હોય તેની ચિન્તા કરવાની છે આ રીતિએ વિધિ મુજબ પૂજન અને નમસ્કાર કર્યા પછી જો આ મણિની આગળ ઇષ્ટની ચિંતા કરાય, તો પ્રાતઃકાલે સઘળું પણ ચિંતવેલું મળે છે "

પશુપાલ અને ચિન્તામણિ

આ પ્રમાણેના વિધિને સાંભળીને મૂર્ખ એવો પણ

પશુપાલ પોતાના બકરીઓવાળા ગામ તરફ ચાલ્યો. આ પ્રમાણે ચાલ્યા જતા એવા પણ પશુપાલની દશા અને સ્થિતિ આદિને જોઈને, જયદેવે વિચાર્યું કે–

"આ પશુપાલ પુણ્યવાન નથી લાગતો. પુણ્યહીન એવા આ પશુપાલના હસ્તતળમાં, નિશ્ચિત છે કે-આ મણિ-રત્ન રહેશે નહિ."

આ પ્રમાણેનો વિચાર કરીને, તે શ્રેષ્ઠિપુત્ર જયદેવે પણ તે પશુપાલની પુંઠ ન છોડી: અર્થાત્-જયદેવે પણ પશુ-પાલની પુંઠે પુંઠે ચાલવા માંડયું.

હવે માર્ગમાં જતો પશુપાલ, મણિને ઉદ્દેશીને કહે છે કે–"હે મણે! હમણાં હું આ બકરીઓને વેચીશ અને એના વેચવાથી આવેલા પૈસા દ્વારા ચંદન અને કપુર આદિ ખરીદીને તારી પૂજા કરીશ. એ પછીથી તું પણ મારા ચિંતિત અર્થને પૂર્ણ કરવા દ્વારા ભુવનમાં સાર્થક નામવાળો થજે."

આ પ્રમાણે મણિ સાથે વાત કરતા તેણે, ફરીને પણ મણિને કહેવા માંડયું કે–

"હે મણે! ગામ હજુ દૂર છે, તો તું મારી આગળ કોઈ વાત કહે. જો કથા કહેવાનું તું ન જાણતો હો, તો હું તને કથા કહું છું, જેને તું એકાગ્ર થઈને સાંભળ."

આ પ્રમાણે બોલીને, તે પશુપાલ તે ચિન્તામણિને કથા કહેતો હોય તેમ બોલવા માંડે છે કે–"એક દેવગૃહ –દેહરૂં છે, પણ તે એક હાથનું છે અને એ એક હાથના દેરામાં દેવ તો ચાર હાથના વસે છે."

આ પ્રકારની વાતના બ્હાનાથી, ફરી ફરી વાર કહેવા છતાં પણ, મણિ તો કાંઈ બોલતો જ નથી. આ રીતિએ

પોતે બોલ્યે જ જાય છે અને મણિ તો કાંઈ બોલતો જ નથી, એટલે તે પશુપાલ મણિ પ્રત્યે રોષાયમાન થાય છે. મણિના નહિ બોલવાથી રોષાયમાન થયેલા તે પશુપાલે તે મણિને ઉદ્દેશીને કહ્યું કે–

"જો તું મને એક હુંકારો પણ નથી આપતો, તો તું મારા ચિંતિત અર્થનું સંપાદન કરશે, એ વાતમાં તો તારી આશા જ કેવી ? જે હુંકારો પણ ન આપે એ ચિંતિત અર્થને આપે, એ વાત જ ખોટી છે: તે કારણથી 'ચિંતા મણિ'–આ પ્રમાણેનું તારૂં નામ ખોટું છે : અથવા એ વાત સાચી છે કે–તારૂં ચિંતામણિ એ નામ સાચું છે : કારણ કે–હે મણે ! તારી મને સારી રીતિની પ્રાપ્તિ થયા છતાં પણ, મારી ચિંતા ફીટતી નથી. જો તારૂં નામ ચિન્તા મણિ છે એ સાચું ન હોત, તો જરૂર મારી ચિંતા મટતી, પણ મારી ચિંતા નથી મટતી, એથી સિદ્ધ છે કે–તારૂં 'ચિંતામણિ' એવું નામ સાચું છે ચિંતા કરાવનારો મણિ, એટલે ચિંતામણિ ખરેખર, આ રીતિએ ચિંતા કરાવીને અને મારી ચિંતાને નહિ ફેડીને, તેં તારૂં 'ચિંતામણિ' એવુ નામ સાચું કર્યું છે."

આટલું કહ્યા પછીથી પણ, પશુપાલ તે મણિને કહે છે કે–"વળી બીજી વાત એ પણ છે કે–'જે હું રાબ અને છાશ વિના એક ક્ષણ પણ રહેવાને શક્તિવાળો નથી, તે હું જો ત્રણ ઉપવાસો કરૂં, તો એ ત્રણ ઉપવાસો કરવા દ્વારા હું અહીં મરી કેમ ન જાઉં ?' તે કારણથી એ નક્કી છે કે–અરે ! તે વાણીઆએ મને મારી નાખવાના હેતુથી જ તને ચિન્તામણિ તરીકે મારી પાસે વર્ણવ્યો છે ! તે વાણીઆએ

તારું આટલું બધું સારું વર્ણન મને મારી નાખવાના હેતુથી જ કર્યું છે–એ વાત નિશ્ચિત છે અને તે કારણથી, હે મણે! હવે તું ત્યાં જા, કે જ્યાં ગયો થકો દેખાય નહિ.”

આ પ્રમાણે કહીને તે અતિ મૂર્ખ પશુપાલે તે સુમણિને ફેંકી દીધો. મૂર્ખ આત્માઓની હમેશાં આ જ દશા હોય છે.

જયદેવને મળેલો ચિન્તામણિ :

પશુપાલના આવા મૂર્ખાઈભર્યા વર્તનથી, તેની પુંઠે પુંઠે ચાલતો જયદેવ ખૂશ થયો. પશુપાલ હાથમાં આવેલી સારી વસ્તુને ગુમાવે છે, ત્યારે જયદેવને એ પ્રાપ્ત થાય છે. પૌદ્ગલિક ઈષ્ટની પ્રાપ્તિથી હર્ષ પામવો, એ મોહમગ્ન આત્માનો સ્વભાવ જ છે. એ જ સ્વભાવ મુજબ, જયદેવ પ્રસન્ન મનવાળો થયો. ‘જેના મનોરથ સંપૂર્ણ થાય તે મુદિત મનવાળો થાય.’–એ જ રીતિએ ચિંતામણિ મેળવવાનો જેનો મનોરથ સંપૂર્ણ થયો છે, એવો જયદેવ મુદિત મનવાળો થયો. સંપૂર્ણ મનોરથવાળો અને એ જ કારણે મુદિત મનવાળો જયદેવ, પશુપાલે જેવો મણિ ફેંક્યો કે તરત જ તે મણિ આગળ પહોંચ્યો. મણિ પાસે જઈને તેણે મણિને પ્રણામ કર્યો. પ્રણતિપૂર્વક મણિને ગ્રહણ કરીને, તે જયદેવ, પોતાની કામના પૂર્ણ થવાથી, પોતાના નગર તરફ ચાલ્યો.

જયદેવ હસ્તિનાપુરમાં :

મણિની પરીક્ષામાં નિપુણ એવા તેને આ ચિંતામણિની સાચી ઓળખ હતી, એટલે તેણે તો મહા મુશીબતે પ્રાપ્ત થયેલા તે ચિંતામણિની વિધિપૂર્વક સારામાં સારી આરાધના કરી અને એ ઉત્તમ આરાધનાના પ્રતાપે તે એ મણિના

માહાત્મ્યથી હર્ષ આપે એવા વિભવનો માલિક બન્યો આવો વિભવશાલી બનેલો તે, માર્ગમા 'મહાપુર' નામના નગરે પહોચ્યો. એ નગરમા રહેતા 'સુબુદ્ધિ' નામના શ્રેષ્ઠિએ તેનો ખૂબ જ સત્કાર કર્યો અને પોતાની 'રત્નવતી' નામની પુત્રી પરણાવી આ રીતિએ સુબુદ્ધિ શેઠની રત્નવતી નામની પુત્રીને પરણીને, ઘણા પરિવારથી પરિવરિત થયેલો અને લોકોના સમુદાયો દ્વારા ગવાઈ રહ્યા છે ગુણો જેના એવો તે જયદેવ, 'હસ્તિનાપુર' નામના પોતાના નગરમા આવ્યો અને પરમ વિનીત એવો તે જયદેવ, પોતાનાં ઉપકારી માતા-પિતાના ચરણોમા ઘણા જ પ્રેમપૂર્વક નમી પડ્યો

આ પ્રકારે, ચિ તામણિ અને તેના પ્રતાપે પ્રાપ્ત થયેલી ઋદ્ધિપૂર્વક આવેલા પોતાના પુત્રને તે માતા-પિતાએ અભિ નદિત કર્યો અને બહુમાનવાળા બનેલા સ્વજનોએ પણ તેને સન્માનિત કર્યો. બાકીના લોકો દ્વારા પણ તે સ્તુતિને પામ્યો. થકો ભોગોનું ભાજન બન્યો.

વ્યવહારમા આવા પુત્રને માતા-પિતા અભિનંદન આપે, સ્વજનો પણ બહુમાન પૂર્વક તેનું સન્માન કરે અને બાકીના લોકો પણ તેની પ્રશંસા કરે, એ જેમ સ્વાભાવિક વસ્તુ છે, તેમ આવાને ઉત્તમ ભોગોની સામગ્રી મળે, એ પણ સ્વા ભાવિક વસ્તુ છે.

આ પ્રમાણે દૃષ્ટાન્ત અહીં પૂર્ણ થાય છે

દૃષ્ટાન્તનો ઉપનય

આ દૃષ્ટાન્તને કહીને, બૃહદ્વૃત્તિકાર આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ, આ દૃષ્ટાન્તનો ઉપનય પણ

કર્યો છે. એ ઉપનયને દર્શાવતાં, તેઓશ્રી ફરમાવે છે કે-જેમ **જયદેવ** ઈતર સામાન્ય મણિઓની ખાણોમાં પરિભ્રમણું કરતો કરતો ઘણી જ મુશીબતે 'સન્મણીવતી' ખાણને પામ્યો, તેમ અમર, નરક અને તિર્યંચ નામની ગતિઓમાં ખૂબ ખૂબ પરિભ્રમણ કરતા જીવ દ્વારા ઘણી જ મુશીબતે 'સન્મણીવતી' ખાણ સમી આ મનુજગતિ પમાય છે. આ મનુજગતિ, એ સન્મણીવતી ખાણ સમી છે, એમ જો આત્માને લાગી જાય, તો સાચે જ એનો શક્ય લાભ લીધા વિના રહેવાય જ નહિ. સન્મણીવતી ખાણ સમી આ મનુજગતિ દુર્લભ છે, પણ એના કરતાં ય આ મનુજગતિમાં પણ, જેમ સન્મણીવતી ખાણમાં પણ ચિન્તામણિ દુર્લભ છે તેમ શ્રી જિનેશ્વરદેવોએ ઉપદેશેલો ધર્મ દુર્લભ છે. હજુ પણ ઉપનય કરતાં, અધિકમાં એ આચાર્ય-ભગવાન ફરમાવે છે કે-આ દૃષ્ટાન્તમાં આપણે જોયું કે-પૂર્વે જે **પશુપાલે** સુકૃત રૂપ ધન ઉપાર્જન નહોતું કર્યું, તે **પશુપાલે** મણિને ન મેળવ્યો અને પુણ્ય રૂપ વિત્તથી યુક્ત એવો વણિકપુત્ર તેને પામ્યો. આથી સ્પષ્ટ થાય છે કે-વિના પુણ્યે ચિંતામણિ લભ્ય નથી. ચિંતામણિ તો સુવિસ્તૃત પુણ્ય હોય તો જ લભ્ય થાય છે. આ જ રીતિએ, સુકૃત રૂપ ધનનું ઉપાર્જન નહિ કરનાર **પશુપાલ** જેમ અહીં ખરે જ હાથમાં આવવા છતાં પણ ચિંતામણિને ન પામ્યો, એટલું જ નહિ, પણ તેની આશાતના કરનારો બન્યો, તે જ રીતિએ ચાલ્યો ગયો છે ગુણવિભવ જેનો એવો જીવ, આ ધર્મરત્નને પામતો નથી : અને કદાચ એ ધર્મરત્નનો એને ભેટો પણ થઈ જાય, તો ય તે તો એ અમૂલ્ય ધર્મરત્નની આશાતના કરનારો જ બને છે. પુણ્ય રૂપ વિત્તના માલિક બનેલા વણિકપુત્રે જેમ

તે ચિંતામણિને પ્રયત્નથી પણ મેળવ્યો અને તેને આરાધીને તે જેમ ઈચ્છિતને પામ્યો, તેમ સંપૂર્ણ નિર્મલ ગુણ ગણ રૂપ વિભવને ધરનારો આત્મા, આ ધર્મરત્નને પામે છે અને ધર્મરત્નની આરાધના કરવા દ્વારાએ, દુન્યવી ઉત્તમ કોટિનાં સુખો ઉપરાન્ત એકાન્તિક અને આત્યન્તિક એવા પણ ઈચ્છિત સુખને પામે છે.

આ રીતિએ ઉપયોગ કરો ·

આ દૃષ્ટાન્ત અને આ ઉપનય, કલ્યાણકામી આત્માઓને માટે ખૂબ જ વિચારણીય છે. સુખી ઘરમાં જન્મવાથી ચિંતામણિને ઓળખવા જેવી સામગ્રીને પામેલા જયદેવે, મણિઓની પરીક્ષાનો અભ્યાસ કરી, સામાન્ય મણિઓ કયા અને ચિંતામણિ કયો—એ જાણવાનું જ્ઞાન મેળવ્યું અને એ જ્ઞાનની સાર્થકતા તેણે ચિંતામણિને મેળવવામાં જ માની. ચિંતામણિને મેળવવામાં જ તેણે સાર્થકતા માની, તો તે માતા–પિતાના પણ મોહને આધીન થયા વિના, એની શોધ માટે નીકળ્યો. ઘણી ઘણી મહેનત છતાં ય તે ન મળ્યો, તો પણ તે પ્રયત્નને તજનારો ન બન્યો. પરિણામે વૃદ્ધ મળ્યો, એથી તે સન્મણીવની ખાણે પહોંચ્યો અને ત્યાં તેને ચિંતામણિ છે હાથમાં જેના એવો પશુપાલ મળ્યો, કે જે હીનપુણ્ય હતો. હીનપુણ્ય એવા તેણે, પોતાના હાથમાં રહેલા પત્થરને ચિંતામણિ તરીકે જાણ્યા પછીથી પણ, તેનો લાભ ઉઠાવ્યો નહિ. તેણે, મૂર્ખ હોઈને તેની આરાધનાને બદલે વિરાધના કરી, તેને ફેંક્યો અને તે જયદેવના હાથમાં આવ્યો. જયદેવ તો ચિન્તામણિના સ્વરૂપથી સુજ્ઞાત પણ

હતો અને તેનો અર્થી પણ હતો, એટલે તેણે તેનો સત્કાર કર્યો, બહુમાનપૂર્વક તેને પોતાનો કર્યો અને ખૂબ આરાધ્યો તથા ધાર્યું પામ્યો. શું આ વાત ઓછી વિચારણા પૂરી પાડે છે ?

આજે તમે તો સૌ સન્મણીવતી ખાણ સમી મનુષ્યગતિમાં પણ આવી ચૂક્યા છો; અને જેમ **પશુપાલ**ના હાથમાં અનાયાસે મણિ આવી પડ્યો હતો, તેમ તમારા હાથમાં આ સદ્ધર્મચિંતામણિ પણ આવી પડ્યો છે. **જયદેવ**ને જેમ સન્મણીવતી ખાણમાં પહોંચવાને માટે ઘણો પરિશ્રમ કરવો પડ્યો હતો, તેવો પરિશ્રમ તમારે કરવો પડે તેમ નથી. તમારે તો માત્ર હવે **પશુપાલ** જેવી દશાને જ તજવાની છે. જ્યાં સુધી **જયદેવ**ની માફક તમે આ સદ્ધર્મ રૂપ ચિંતામણિની કિંમત આદિને ન સમજો, ત્યાં સુધી તમને લાગે છે ને કે–તમારી દશા **પશુપાલ**ના જેવી જ રહેવાની ? **પશુપાલ**ને જેમ પશુઓને ચારવાં અને એના યોગે મળતી આજીવિકામાં સર્વસ્વ માનીને મસ્ત રહેવું–એમાં જ સઘળો આનંદ લાગતો હતો, તેમ આજે તમને એમ લાગે છે કે–કુટુમ્બને ફાવતી રીતિએ પાળવું, એના માટે પૈસા મેળવવાને મથવું અને એમાં જ આનંદ માનવો, એવી તમારી દશા છે ? **પશુપાલ** જેમ હાથમાં આવેલા ચિંતામણિને પત્થર માનતો, તેવી જ માન્યતા લગભગ તમારી ધર્મના સમ્બન્ધમાં છે, એમ કહેવાય તો તે વાસ્તવિક છે કે નહિ ? 'આ ચિંતામણિ છે અને જો આની આરાધના કરવામાં આવે તો આ ચિંતિતને આપે એવો છે'–એમ જાણવા છતાં પણ, **પશુપાલે** પોતાને પ્રિય એવાં બોર આદિની જ માગણી કરી અને એ વખતે સમજાવવા છતાં પણ, અંતે-જાણે એનું જીવન રાખ અને છાશમાં જ હોય, એમ માની

'એની ખાતર ત્રણ ઉપવાસ કરું તો મરી જ જાઉં'–એવો નિશ્ચય કરી, એ ચિંતામણિને ફેંકી જ દીધો : આવી જ દશા જો તમારી પણ હોય, તો વિચારજો કે–તમારામા અને પશુપાલમાં શું ફરક છે ?

વળી બીજી વાત એ પણ છે કે–ચિંતામણિને પામવાને માટે જેમ વિસ્તૃત પુણ્યની જરૂર છે, તેમ આ સદ્ધર્મ રૂપ વરરત્નને પ્રાપ્ત કરવાને માટે સંપૂર્ણ ગુણવિભવની જરૂર છે. પશુપાલ જેમ પુણ્યહીન હતો, તેવી દશા તમારી આજે ગુણવિભવને અંગે છે, એવું તમને પોતાને દેખાય છે કે કેમ ? આ ગુણ રૂપ વિભવ આવે અને જયદેવ જેવો અર્થી બન્યો હતો તેવા જો તમે અર્થી બનો, તો તમે પણ આજે ધાર્યું કરી શકો તેમ છો. અર્થી બનેલા જયદેવે, માતા–પિતાનો પણ અંતરાય નહિ સ્વીકારતાં, ઈચ્છિત સાધ્યુ અને પોતે સુખી થવા સાથે માતા–પિતા આદિને પણ સુખી કરીને સૌની પ્રશંસા મેળવી, એ જ રીતિએ તમે પણ જો ગુણવિભવના માલિક બની, સદ્ધર્મ રૂપ વર રત્નનું અર્થિપણું જગાડી, એની પ્રાપ્તિ અને આરાધના માટે માતા–પિતા આદિના ખોટા મોહને અવગણી અને તકલીફ વેઠીને પણ ધર્મની પ્રાપ્તિ અને પછી તેની આરાધના માટે બનતું કરો, તો જાતના ઉદ્ધાર સાથે માતા–પિતાદિનો પણ ઉદ્ધાર કરી, સજ્જન લોકની પ્રશંસાના પાત્ર બની શકો તેમ છો. પણ દૃષ્ટાન્તોનો આ રીતિએ ઉપયોગ જ કરવામા ન આવે, ત્યાં થાય શું ?

આળોચીયામાં ન ડૂબો.

ઉપનય કર્યા પછી–'દૃષ્ટાન્ત સાંભળનારાઓએ આવા

દૃષ્ટાન્તને સાંભળીને શું કરવું જોઈએ ?'–એનો ખ્યાલ આપવા ખાતર સદ્ધર્મરત્નની ઈચ્છાવાળા આત્માઓને ઉદ્દેશીને આચાર્ય-ભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે–

" दृष्टान्तमेनं विनिशम्य सम्यक्, सद्धर्मरत्नग्रहणे यदीच्छा ।
अमुद्रदारिद्र्यविनाशदक्षं, तत् सद्गुणद्रव्यमुपार्जयध्वम् ॥१॥ "

હે ભવ્ય જીવો ! આ દૃષ્ટાન્તને સારી રીતિએ સાંભળીને, જો તમારી સદ્ધર્મરત્નના ગ્રહણમાં ઈચ્છા હોય, તો અમુદ્ર દારિદ્રના વિનાશમાં સમર્થ એવા તે સદ્ગુણ રૂપ દ્રવ્યનું તમે ઉપાર્જન કરો.

જો આવા દૃષ્ટાન્ત દ્વારા પણ આપણને સદ્ગુણો રૂપી દ્રવ્યનુ ઉપાર્જન કરવાનો ઉલ્લાસ ન જાગે, તો સમજવું જોઈએ કે–આપણી એ કારમી કમનશિબી જ છે: પરન્તુ એવી કમનશિબી જાણી જોઈને શા માટે વહોરવી જોઈએ ? મનુષ્યગતિ આદિ દુર્લભ દુર્લભ સામગ્રીઓને પામવાના યોગે પરમ ભાગ્યવાન કહેવડાવવાને લાયક બનેલા તમે, હવે પણ જો ધર્મની પ્રાપ્તિને યોગ્ય ગુણમય દશાને ન પામી શકો, તો તમારી સાગર તરીને ખાબોચીયામાં ડૂબવા જેવી દશા થાય અગર ફેર સાગરમાં જ ઝંપાપાત કરવા જેવું થાય. ઉત્તમ કોટિના મણિઓની ખાણની નજદિક આવી પહોંચ્યા છો, પુણ્યના યોગે ચિન્તામણિ હાથમાં આવ્યો છે, એટલે હવે તો માત્ર ચિન્તામણિની કિંમતને સમજીને તેને આરાધી લેવાનું જ બાકી છે. આમ છતાં પણ, વૃથા વાતોથી અવિશ્વાસુ બનીને ફેંકી દેશો, તો તમે તમારૂં પણ ભૂંડું જ કરનારા બનશો. આ રીતિએ તમે તમારૂં પણ ભૂંડું જ કરનારા ન બની જાઓ, પણ તમારૂં અને બીજાઓનું પણ

ભલુ કરનારા બનો, એ માટે સદ્ધર્મ રૂપ વરરત્નને યોગ્ય બની, તેના આરાધક બનો—એ જ એક શુભાભિલાષા

[ ૧૨ ]

યાદ રાખવા મારેની કાળજી કેટલી ?

પરમ ઉપકારી, આચાર્યભગવાન શ્રીમત શાન્તિસૂરીશ્વરજી મહારાજાએ રચેલા, શબ્દોથી ટૂંકા પણ અર્થોથી ગમ્ભીર એવા 'શ્રી ધર્મરત્ન પ્રકરણ' નામના આ શાસ્ત્રરત્નની પ્રથમની ત્રણ ગાથાઓને અવલબીને, અત્યાર સુધીમા આપણે ઘણી ઘણી વાતો વિચારી આવ્યા આજે જેઓ બહારગામથી આવ્યા છે, તેઓને તો તે વિષે પૂછવાનુ હોય નહિ તેમજ બહારગામથી અવાર–નવાર આવી જનારાઓને પણ કાંઈ પૂછવું એનો વિશેષ અર્થ નથી પરન્તુ જેઓ અહી જ રહ્યા છે અને જેઓએ લગભગ રોજ વ્યાખ્યાન સાભળ્યું છે, તેમણે તો જવાબ દેવાને તૈયાર રહેવું જોઈએ ને ? અત્યાર સુધીમા આપણે જે જે વાતો વિચારી છે, તેમાની કેટલીક વાતો કેટલાક માણસોને યાદ હશે ?

મ૦ બધુ તો યાદ ન રહે

બધું જ યાદ ન રહે, એ તો સમજી શકાય એવી વાત છે· કારણ કે–તેવી યાદશક્તિ જણાતી નથી પણ કહેવાએલી વાતોનો સાર યાદ રહે, એટલી તો દરકાર હોવી જોઈએ ને ? જે કાંઈ અહીં સાભળો, તેનો સાર યાદ રાખવા પૂરતી તો કાળજી હોવી જોઈએ ને ? નિશાળમાં ભણતા વિદ્યાર્થિઓને પરીક્ષામા પાસ થવું હોય છે, તો તેઓ શિક્ષકે કહેલી વાતોને યાદ રાખવાને માટે કેટલી મહેનત કરે છે ?

સ૦ અહીં પરીક્ષા નથી ને ?

અહીંયાં ય, પરીક્ષા નથી એમ નહિ. નિશાળના જેવી, ઢબની પરીક્ષા નથી–એ સાચું, પણ અહીં પરીક્ષા જ નથી –એ વાત ખોટી. અહીં પણ ધર્મદેશકો શ્રોતાઓની યોગ્યતા આદિનું માપ કાઢી લે છે. સાંભળનારાઓના અર્થિપણા આદિ વિષે ધર્મદેશકો બેદરકાર નથી હોતા : પણ એમ કહો કે– અહીંની પરીક્ષામાં ઉત્તીર્ણ થવાની ભાવના બહુ જ થોડા શ્રોતાઓમાં હોય છે અને એથી અહીં કહેવાતી વસ્તુઓને સાર રૂપે પણ યાદ રાખવાની કાળજી, બહુ જ થોડાઓમાં દેખાય છે. શ્રોતાનું મુખ્ય લક્ષણ અર્થિપણું છે, એ વિષે પણ આપણે વિસ્તારથી વિચારી આવ્યા છીએ. અનન્ત ઉપકારી શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞાને અનુસરતું જે કાંઈ સાંભળવાનું મળે, તે ધ્યાનપૂર્વક સંભળાય, સાંભળીને તેનું ચિન્તન અને મનન કરાય, સમજણ ન પડે તો પૂછીને ખૂલાસા મેળવી નિશ્ચિત થવાય, તો શ્રવણ વિશેષ રસિક બનતું જાય અને ગુણો વૃદ્ધિને પામતા જાય. અર્થિપણામાં ખામી હોય ત્યાં સુધી વસ્તુનો સાર ગ્રહણ કરાય અને યાદ રખાય એ મુશ્કેલ છે. શ્રવણગુણને પામેલા વૃદ્ધ શ્રોતાઓ તો, વિશિષ્ટ ભણતર વિના પણ વિદ્વાન જેવા બની ગએલા હોય છે. કોરા વિદ્વાન બનવાને માટે પ્રયાસ કરવો, એનો ય વિશેષ અર્થ નથી. વિદ્વત્તા આત્મશુદ્ધિનું કારણ બનવી જોઈએ. વિદ્વત્તાના યોગે આત્માના સ્વભાવને પ્રગટાવવાનું ધ્યેય સુનિશ્ચિત બનવું જોઇએ અને આત્મસ્વભાવને પ્રગટાવવાના પ્રયત્નમાં નડતો પ્રમાદ ભાગવો જોઈએ. સાચો વિદ્વાન તે જ ગણાય, કે જેની વિદ્વત્તા સ્વ–પરની અનુગ્રહબુદ્ધિને સતેજ બનાવે. શ્રી જિન-

વચનનું શ્રવણ, સ્વ-પરની સાચી અનુગ્રહબુદ્ધિને પ્રગટાવે છે, તેને સુનિર્મલ બનાવે છે અને પરિણામે આત્મા સ્વભાવ-પ્રગટીકરણના પ્રયાસમાં અપ્રમત્ત બની શકે છે : શ્રવણ શ્રવણ રૂપે થવું, એ કાંઈ સહેલી વાત નથી. શ્રવણ શ્રવણ રૂપે થાય તો ક્ષયોપશમ અનુસાર યાદ ન રહે, એ શક્ય છે?

સ૦ તો તો યાદ રહે

ત્રણ ગાથાઓનો સાર :

તમને યાદ તો હશે જ કે-પરમ ઉપકારી, આચાર્ય-ભગવાન શ્રીમત્ શાન્તિસૂરીશ્વરજી મહારાજાએ આ શાસ્ત્રની રચના શા માટે કરી છે?

સ૦ પહેલી ગાથામાં જ એ વાત આવી ગઈ છે.

બરાબર છે. શાસ્ત્રકાર પરમર્ષિએ પહેલી ગાથામાં એ વાત ફરમાવી છે કે-ધર્મરત્નના અર્થી જનોને હું ઉપદેશ આપું છું. આ શું કહેવાય?

સ૦ અભિધેય.

આટલું આ પ્રકારે યાદ છે, એ ઘણું જ ખૂશી થવા જેવું છે.

સ૦ બધાને યાદ નહિ હોય.

એ માટે કહેવાઈ ગયું છે. અભિધેયનું ઉચ્ચારણ કરતાં, શાસ્ત્રકાર પરમર્ષિએ, અર્થિપણાની આવશ્યકતાનું સુન્દર પ્રકારે સૂચન કરી દીધું છે. આ શાસ્ત્રરત્નની પહેલી ગાથામાં શાસ્ત્રકાર પરમર્ષિએ પૂર્વાર્દ્ધ દ્વારા મંગલને અને ઉત્તરાર્દ્ધ દ્વારા અભિ-ધેયને કહેલ છે, જ્યારે સંબંધ અને પ્રયોજન સામર્થ્યગમ્ય છે. શિષ્ટપુરૂષો મંગલપૂર્વક પ્રવૃત્તિને કરનારા હોય છે અને

શાસ્ત્રકાર પરમર્ષિ પણ એક શિષ્ટ પુરૂષ જ હતા, એ નિર્વિવાદ વાત છે. આ જ કારણે, શિષ્ટમાર્ગાનુગામિતાથી વિભૂષિત એવા શાસ્ત્રકાર પરમર્ષિએ, ઈષ્ટ દેવને નમસ્કાર આદિનું પ્રતિપાદન કરવાને માટે, પહેલી ગાથા લખી છે. શિષ્ટપુરૂષોએ આચરેલી મંગલની આચરણા દ્વારા પણ, આપણે ઘણું ઘણું જાણી શકીએ છીએ. આપણે જોઇ ગયા છીએ કે–વિઘ્નવિનાયકની ઉપશાન્તિને માટે અહીં મંગલ ઉચ્ચારાયું છે અને મંગલનું ઉચ્ચારણ કરતાં ભગવાન શ્રી મહાવીર પરમાત્માને નમસ્કાર કરાયો છે. મંગલના અર્થી આત્માઓએ, મંગલની આચરણા કરતાં મંગલના નામે અમંગલ પદાર્થના ઉપાસક બની જવાય નહિ, એની પણ કાળજી રાખવી–એ પરમ આવશ્યક છે. મંગલની કામનાને સુન્દર પ્રકારે સફળ બનાવવી હોય, તો વાસ્તવિક કોટિની મંગલતા જેઓમાં હોય, તેઓની જ ઉપાસના કરવી જોઈએ. વાસ્તવિક કોટિની મંગલતા ત્યાં સંભવિત જ નથી, કે જ્યાં રત્નત્રયીનો અભાવ છે. આ જ કારણે, શ્રી જૈન શાસનમાં શ્રી અરિહન્તદેવ આદિને મંગલ તરીકે વર્ણવવામાં આવેલ છે. શ્રી અરિહન્તદેવો, શ્રી સિદ્ધ-ભગવંતો, શ્રી આચાર્યપ્રમુખ મુનિવરો અને શ્રી જિનભાષિત ધર્મ,–એ ચારને શ્રી જૈન શાસને મંગલ તરીકે જણાવેલ છે. શ્રી જિનાગમ રૂપ શ્રુતનું ધર્મમાં અન્તર્ગતપણું હોવા છતાં પણ, કેટલીક વાર શ્રુતને પૃથક્ રીતિએ પણ મંગલ તરીકે વર્ણવેલ છે. મંગલના અર્થિઓએ, આ મંગલોની ઉપાસનાને માટે જ સુસજ્જ બનવું જોઈએ. શ્રી અરિહંતદેવ આદિ મંગલોની ઉપાસનામાં રત બનેલા આત્માઓની મંગલની કામના, કદી પણ નિષ્ફલ નિવડતી નથી. નમસ્કાર, એ પણ

ઉપાસનાનો એક પ્રકાર છે અને એથી નમસ્કાર રૂપ દ્વારથી અહીં શાસ્ત્રકાર પરમર્ષિએ મંગલનું ઉચ્ચારણ કર્યું છે શ્રી અરિહંતદેવાદિમાં રહેલી સાચી મંગલતાનો જ એ પ્રતાપ છે કે–એ તારકોને કરેલા નમસ્કાર આદિને પણ વાસ્તવિક કોટિના મગલ તરીકે ગણવામા આવે છે શુદ્ધ ભાવે નમસ્કારાદિ કરવા દ્વારા કરાએલી શ્રી અરિહન્તદેવાદિની ઉપાસના જ, ભવ્યાત્માઓના શ્રેષ્ઠતમ મગલનું કારણ બની શકે છે આથી, મગલના અર્થિઓએ એ રીતિએ જ મંગલનું આચરણ કરવાને માટે સુસજ્જ બનવું જોઈએ, એમ પણ આપણે શાસ્ત્રકાર પરમર્ષિએ કહેલા મગલ દ્વારા જાણી શકીએ છીએ 'ભગવાન શ્રી જિનેશ્વરદેવોને કરેલો એક પણ નમસ્કાર, સસાર રૂપ સાગરથી તારવાને સમર્થ છે'–એમ ઉપકારિઓ ફરમાવે છે, પણ એ નમસ્કાર કેવો ? એ નમસ્કાર કરનારનો ભાવ કેવો ? શ્રી અરિહન્તદેવાદિને ભાવપૂર્વક કરેલો નમસ્કાર કયું ફલ આપવાને અસમર્થ છે ? એ નમસ્કાર તો, ઉંચામા ઉંચી કોટિનુ ફલ આપવાને પણ સમર્થ છે, પણ નમસ્કાર કરનારની લાયકાત જોઈએ શ્રી અરિહન્તદેવને નમસ્કાર કરનારના વિઘ્નો વિનાશને પામે, એમા નવાઈ પામવા જેવુ કાંઈ છે જ નહિ, પણ વાત એટલી કે–નમસ્કાર સુવિશુદ્ધ ભાવથી કરાવો જોઈએ. શ્રી અરિહન્તદેવને સુવિશુદ્ધ ભાવથી નમસ્કાર કરવામા, એ તારકોના વાસ્તવિક સ્વરૂપનું યથાર્થ જ્ઞાન પણ પરમ સહાયક બની શકે છે : પણ આજે તો ધર્મના શિક્ષણ પ્રત્યે જ કારમી બેદરકારી દેખાય છે, ત્યા થાય શું ? તમે ભાવમંગલના અર્થી છો કે કેમ ?, એ જ એક મોટો સવાલ છે આજે દુનિયા દ્રવ્યમંગલમા રાચી રહી છે, પણ જેઓ

-આત્મકલ્યાણને ચાહતા હોય તેઓએ તો, સુવિવેકી બનવા પૂર્વક ભાવમંગલને વિષે જ ઉદ્યમશીલ બનવાની જરૂર છે.

શાસ્ત્રકાર પરમર્ષિએ પહેલી ગાથામાં પૂર્વાર્દ્ધ દ્વારા મંગલને ઉચ્ચારીને, ઉત્તરાર્દ્ધ દ્વારા ફરમાવ્યું કે–'ધર્મરત્નના અર્થી જનોને હું ઉપદેશ આપું છું.' આ પ્રસંગને પામીને, આપણે એ વાત પણ વિચારી ગયા છીએ કે–શાસ્ત્રકાર પરમર્ષિએ ઉપદેશદાનની આ પ્રવૃત્તિ પ્રજ્ઞાગર્વથી આચરી નથી, પરાભિભવની ઈચ્છાથી આચરી નથી કે કોઈ પણ પ્રકારના પૌદ્‌ગલિક સ્વાર્થને સાધવાના હેતુથી આચરી નથી: પરન્તુ સ્વ–પરની અનુગ્રહબુદ્ધિથી આચરી છે. આ પ્રકારની મનોવૃત્તિ સૌ કોઈને માટે મનનીય, અનુમોદનીય અને અનુકરણીય છે. ખાસ કરીને, ઉપદેશક વર્ગે તો, આ વસ્તુના પૂરેપૂરા ઉપાસક બની જવું જોઈએ. આ રીતિએ ઉપદેશ આપવાની પ્રતિજ્ઞા કરીને, શાસ્ત્રકાર પરમર્ષિએ બીજી ગાથા દ્વારા પણ ઘણી ઘણી વસ્તુઓ ફરમાવી છે.

પહેલી ગાથામાં ઉપદેશદાનની પ્રતિજ્ઞાને કરી ચૂકેલા શાસ્ત્રકાર પરમર્ષિએ, પ્રસ્તાવના કરતાં, બીજી ગાથા દ્વારા ફરમાવ્યું કે–જન્મ, જરા અને મરણાદિ રૂપ જલને ધારણ કરનાર હોવાના કારણે આ સંસાર એ જલધિ સમાન છે. વળી, આ સંસાર રૂપ જલધિ અન્તવાળો નથી, પરન્તુ પર્યન્તવિકલ છે. આવા જન્મ, જરા અને મરણાદિએ સહિત અને અન્તથી રહિત એવા સંસારસાગરમાં અતિશય ભ્રમણને કરતા જીવોને, મનુષ્યભાવ એ પણ જ્યાં દુર્લભ છે, ત્યાં એ મનુષ્યભાવ આર્યદેશાદિ સામગ્રીએ સહિત પ્રાપ્ત થવો એ તો વિશેષ દુર્લભ જ હોય, એ તદ્દન સ્પષ્ટ વાત છે. 'મનુષ્ય-

ભાવ પણ દુર્લભ છે'–એમ ફરમાવીને, શાસ્ત્રકાર પરમર્ષિએ આર્ય દેશ, આર્ય જાતિ, આર્ય કુલ, પાંચે ઇન્દ્રિયોની સંપૂર્ણતા, દીર્ઘ આયુષ્ય અને સદ્‌બુદ્ધિ આદિ સુન્દર સામગ્રીની પણ દુર્લભતા સૂચવી છે. ઉપકારી મહાપુરૂષોએ મનુષ્યભવને જેમ દશ દૃષ્ટાન્તોએ દુર્લભ વર્ણવ્યો છે, તેમ આર્ય દેશાદિને પણ દશ દશ દૃષ્ટાન્તો દ્વારાએ દુર્લભ તરીકે વર્ણવેલ છે.

મોઢેથી દુર્લભ બોલવું–એ એક વાત છે અને દુર્લભને દુર્લભ તરીકે માનવામાં નિઃશંક બનવું–એ બીજી વાત છે. ઉપકારી મહાપુરૂષોના કથન ઉપર ખૂબ ખૂબ વિચારણા આદિ કરવાપૂર્વક, તે તારકોના કથનમાં રહેલી યથાર્થતાને સમજવા આદિનો પ્રયાસ કરવો જોઈએ : કે જેથી તે તારકોનાં વચનો ઉપરની શ્રદ્ધા સુસ્થિર બને, સુનિર્મલ બને અને એ રીતિએ પણ આપણને પ્રાપ્ત થયેલી દુર્લભ સામગ્રીનો સદુપયોગ સાધવાનું પ્રોત્સાહન પ્રાપ્ત થાય.

આર્ય દેશાદિ સઘળી સુન્દર સામગ્રીએ સહિત એવા મનુષ્યત્વને પામવા છતાં પણ, અનર્થોનું હરણ કરવાને સમર્થ એવું સદ્ધર્મ રૂપ વર રત્ન તો દુર્લભ જ છે. સદ્ધર્મ રૂપ વર રત્ન, એ જેમ અત્યન્ત દુર્લભ છે, તેમ એના દ્વારા નિપજતું શ્રેય પણ અનુપમ અને અજોડ જ છે. સદ્ધર્મ રૂપ વર રત્નને પામેલા મનુષ્યો જે શ્રેયની સાધના કરી શકે છે, તે શ્રેયના યથાસ્થિત સ્વરૂપને જો વિશ્વના પ્રાણિઓ બરાબર સમજી શકે અને હૃદયમાં જચાવી શકે, તો એ શ્રેય એવું છે કે–તેની કામના ઉત્પન્ન થયા વિના રહે જ નહિ. વિશ્વના પ્રાણિ માત્રને શ્રેય પ્રિય છે; પરન્તુ એ શ્રેય કયી અવસ્થામાં સંભવે અને એ અવસ્થાને પ્રાપ્ત કરવાને

માટે શું શું કરવું જોઈએ, એની જેઓને ગમ નથી તે આત્માઓ, શ્રેયના હેતુથી કરેલા પ્રયાસ દ્વારાએ પણ અ શ્રેયનું જ ઉપાર્જન કરનારા બને છે શ્રેયના હેતુથી પણ અશ્રેયનું ઉપાર્જન કરી રહેલા આત્માઓ, શ્રેયના હેતુથી શ્રેયનુ ઉપાર્જન કરનારા બને, એ માટેનો ઉપકારી મહા પુરૂષોનો પ્રયાસ છે આ જ કારણે, સાચા ધર્મોપદેશને, સ્વ-પરના અનુગ્રહનુ જ એક કાર્ય ગણવામા આવે છે. ધર્મની આરાધના વિના વાસ્તવિક શ્રેયનુ ઉપાર્જન અશક્ય છે : એટલે શ્રેયોમાર્ગના પરમાર્થને પામેલા પરમર્ષિઓ, દુઃખના દ્વેષી અને સુખના અર્થી એવા જીવોને, બીજી સઘળી જ પ્રવૃત્તિઓથી વિમુખ બનીને, સદ્ધર્મ રૂપ વર રત્નની આરાધનામા જ ઉત્કટ પ્રયાસવાળા બનવાનું ઉપદેશે છે આ શાસ્ત્રના રચયિતા પરમર્ષિએ પણ, આ જ કારણે, આ શાસ્ત્રરત્ન દ્વારા ધર્મનો જ ઉપદેશ આપ્યો છે

સદ્ધર્મ રૂપ વર રત્નને પામવાને માટે, ગુણવિભવની આવશ્યકતા હોઈને, ત્રીજી ગાથા દ્વારા શાસ્ત્રકાર પરમર્ષિએ, સદ્ધર્મ રૂપ વરરત્નની પ્રાપ્તિને ઈચ્છતા જીવોને, ગુણવિભવને સપાદન કરવાની પ્રેરણા કરી છે. એક ઇન્દ્રિયવાળા, બે ઇન્દ્રિયોવાળા, ત્રણ ઇન્દ્રિયોવાળા અને ચાર ઇન્દ્રિયોવાળા આત્માઓને તો ધર્મની પ્રાપ્તિ જ નથી અને પંચેન્દ્રિય પ્રાણિઓમા પણ જેઓ ગુણવિશાવે કરીને વર્જિત છે, તેઓને માટે ધર્મરત્ન સુલભ નથી. રત્નશ્રેષ્ઠ ચિન્તામણિ જેમ સ્વલ્પ પુણ્યવાળાઓને માટે સુલભ નથી, તેમ ગુણવિભવહીન પચેન્દ્રિય પ્રાણિઓને માટે પણ ધર્મરત્ન સુલભ નથી. વિકલેન્દ્રિયોને માટે તો ધર્મરત્નની પ્રાપ્તિ જ નથી અને પંચેન્દ્રિય પ્રાણિઓને

માટે ધર્મપ્રાપ્તિ જો કે-શક્ય છે, તો પણ ગુણ રૂપ વિભવ ન હોય તો તે જીવોને માટે પણ ધર્મરત્નની પ્રાપ્તિ શક્ય છતાં અશક્યવત્ બની જાય છે. અર્થાત્-ધર્મ રૂપ રત્ન જેને જોઇતું હોય, તેણે ગુણ રૂપ વિભવના સંપાદનમાં બેદરકાર નહિ જ રહેવું જોઇએ. અક્ષુદ્રતા આદિ ગુણો રૂપ વિભવ, ધર્મ રૂપ રત્નને પામવામાં કારણભૂત છે. તેવા વિભવ વિના ધર્મરત્નની પ્રાપ્તિ સુલભ નથી. આ વાત, શાસ્ત્રકાર પરમર્ષિએ, ત્રીજી ગાથા દ્વારા ચિન્તામણિના દૃષ્ટાન્તથી ફરમાવી : અને બૃહદ્‌વૃત્તિકાર આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ તો તેવા પ્રકારના પશુપાલનું એક દૃષ્ટાન્ત પણ ફરમાવીને, આ વાતને વિશેષ સ્પષ્ટ કરી. ગઈ કાલ સુધીમાં આપણે તે પશુપાલનુ દૃષ્ટાન્ત પણ જોઈ ગયા છીએ. બૃહદ્‌વૃત્તિકાર પરમર્ષિએ રજૂ કરેલુ પશુપાલનુ દૃષ્ટાન્ત પણ, યોગ્ય આત્માઓને માટે ઘણુ જ અસરકારક નિવડે તેમ છે.

પશુપાલની નિર્ભાગિતા :

પશુપાલ, ચિન્તામણિ દ્વારા લાભ ઉઠાવવાને માટે આવશ્યક એવા પુણ્યથી રહિત હોઈને, તેની શી દશા થઈ તે આપણે જોઈ આવ્યા. ચિન્તામણિ એના હાથમાં આવ્યો : એ કોઈ જો સામાન્ય કોટિનો ઉપલ નથી પરન્તુ ચિન્તામણિ છે અને જો યોગ્ય પ્રકારે તેની આરાધના કરવામા આવે તો સઘળા વાછિતોનો તે દાતાર છે, એવું સમજાવનાર પણ તેને અનાયાસે મળ્યો : એટલું જ નહિ, પણ એ ચિન્તામણિની આરાધનાનો વિધિ કયા પ્રકારનો છે-એનો પણ તે પશુપાલને જયદેવ નામના તે વણિકપુત્રે ખ્યાલ આપ્યો. હવે કહો, કમીના શી રહી ?

સ૦ માત્ર એની આરાધના કરવાની.

ખરેખર, પશુપાલ જો એ ચિન્તામણિની આરાધના કરી શક્યો હોત, તો તેની જીંદગીની દરિદ્રતા ફીટી જાત : પણ તેવું ભાગ્ય જોઇએ ને ? એને બધું જ મલ્યું, પણ ખામી એ હતી કે–આવશ્યક એવા પુણ્યથી તે રહિત હતો. એ એવો પુણ્યશાલી નહિ હતો, કે જેથી તે ચિન્તામણિની આરાધના દ્વારા મનોવાંછિત સંપત્તિ આદિને પામી શકે અને ભોગવી શકે. એક માત્ર પુણ્યની ખામીએ એ દરિદ્રીનો દરિદ્રી જ રહ્યો. આવી જ રીતિએ, ગુણ રૂપ વિભવથી વર્જિત આત્માઓની દુર્દશા થાય છે. ગુણ રૂપ વિભવથી વર્જિત આત્માઓના હાથમાં સદ્ધર્મ રૂપ ચિન્તામણિ આવતો નથી અને કદાચ આવી જાય છે તો ય તેઓ તેની આરાધના દ્વારા સુન્દર સ્થિતિને પ્રાપ્ત કરવાને બદલે, તેની વિરાધના દ્વારા પોતાની સ્થિતિને સવિશેષ ભયંકર બનાવી દે છે. આ કારણે, સદ્ધર્મની પ્રાપ્તિ અને તેની યથાયોગ્ય આરાધનાને માટે ગુણ રૂપ વિભવની પરમ આવશ્યકતા છે.

<u>કેમનશિબી જાણી ચોંકો :</u>

પશુપાલને સન્મણીવતી ખાણમાંથી ચિન્તામણિ હાથ લાગ્યો હતો, એ જ રીતિએ સન્મણીવતી ખાણ સમી આ મનુષ્યગતિ છે અને એમ કહી શકાય કે–તમે જૈન કુળમાં જન્મ્યા છો એ પૂરતો ચિન્તામણિ રૂપ સદ્ધર્મ તમારા હાથમાં આવી પડ્યો છે. પશુપાલને જેમ તે ઉપલ ચિન્તામણિ હોવાની ગમ નહોતી, તેમ જૈન કુળમાં જન્મેલા પણ ઘણાઓને શ્રી જૈન ધર્મના પરમ શ્રેયસ્કારી સ્વરૂપનું યથાસ્થિત જ્ઞાન નથી. જયદેવે જેમ પશુપાલના હાથમાં રહેલા ચિન્તા-

મણિને ચિન્તામણિ તરીકે જાણીને, તે ચિન્તામણિ હોવાનું પશુપાલને જણાવ્યું, તેમ તમને પણ શ્રી જૈન શાસનના પરમાર્થવેદી મહાપુરૂષો, શ્રી જૈન ધર્મનું અનર્થોનો વિશિષ્ટ પ્રકારનો વિનાશ કરવાનું જે સામર્થ્ય છે તે જણાવે છે. આ ઉપરાન્ત, જયદેવે જેમ ચિન્તામણિની આરાધના કરવાનો વિધિ પશુપાલને દર્શાવ્યો, તેમ તમને પણ શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલા ધર્મની આરાધના કરવાનો વિધિ સુસાધુઓ દર્શાવે છે. આટલા પછી પણ, તમે જો ધર્મની આરાધનાથી વંચિત રહો, તો તમે કેટલા બધા કમનશિબ ગણાઓ ?

સ૦ ઘણા જ

આ જવાબ જો હૃદય પૂર્વકનો હોય, તો એની પાછળ હૃદયનો વલોપાત ન હોય એ ન બને. તમને કમનશિબ કહેવાથી કે તમારી પાસે તમે કમનશિબ છો એવું કહે વડાવવાથી અમને આનંદ નથી જ થતો. અમે તો તમને મહા ભાગ્યવાન પણ માનીએ છીએ : છતાં કમનશિબીની વાતને આગળ ધરીને તમને ચોંકાવવાને ઇચ્છીએ છીએ. તમે તમારી વર્તમાન હાલતના સ્વરૂપને સમજો, ચોંકો અને પાપનિવૃત્ત બની ધર્મના સાચા આરાધક બનો, એ માટેનો જ આ પ્રયાસ છે. તમે કહી દો કે–' અમે ઘણા જ કમનશિબ ' –એટલા માત્રથી શું સર્યું ? એ કમનશિબીનો હૈયામાં આઘાત થવો જોઈએ એ આઘાત પણ, એ કમનશિબીને ટાળવાનો ઉત્સાહ પ્રગટે, એવો હોવો જોઈએ. તમને શું નથી મળ્યું ? તમે સમજો તો તમને જે સામગ્રી મળી છે, તે કોઈ સામાન્ય કોટિની નથી. આર્ય દેશાદિએ સહિત મનુષ્યત્વ અને તેમાં પણ આર્હું સાભળવાની તક, ત્યાં સુધી તો

-તમે આવી પહોંચ્યા છો. આવા પરમ ભાગ્યને શું વેડફી મારવું છે? આવા પરમ ભાગ્યને જો વેડફી મારવું ન હોય, તો પશુપાલે જેવી મૂર્ખતા કરી તેવી મૂર્ખતાથી બચી જવું જોઈએ અને જયદેવની જેમ કુશળ બની ધાર્યું સિદ્ધ કરવાના કામમાં લાગી જવું જોઈએ.

ધર્મ રૂપ સ્વામી પાસે માગણી ન કરો.

ચિન્તામણિને ચિન્તામણિ તરીકે જાણ્યા પછીથી પણ પશુપાલે શું કર્યું? તરત જ તેની પાસે બોર આદિની માગણી કરી. એ જ રીતિએ, આજે ઘણાઓ ધર્મની પાસે તુચ્છ ફલોની માગણી કરે છે. ઉપકારી મહાપુરૂષો ફરમાવે છે કે–ધર્મની પાસે માગણી કરવાની જરૂર જ નથી. તમે તો એક જ ધ્યાન રાખો અને તે ધર્મનું યથાવિધિ આરાધન કરવાનું. ધર્મનું યથાવિધિ આરાધન કરનારને માટે સુન્દર ફલની પ્રાપ્તિ, એ સુનિશ્ચિત જ છે. સદ્ધર્મનું યથાવિધિ આરાધન કરનારો આત્મા, આ લોકમાં પરમ શાન્તિને પામી શકે છે: કારણ કે–તે અશુભ વિચારો આદિથી પર બની જાય છે અને પરલોક તેનો સુન્દર જ બને છે. સદ્ધર્મની આરાધનાના યોગે, મુક્તિસુખની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી પૌદ્ગલિક ભોગસામગ્રી પણ ઉત્તમ પ્રકારની પ્રાપ્ત થાય છે અને તે સામગ્રીનો ભોગવટો પણ આત્માને ઈતરોની જેમ ભોગરસિક બનાવતો નથી. તે આત્મામાં વિષયવિરાગાદિની વૃદ્ધિ થતી જાય છે અને એમ કરતાં કરતાં આરાધનાના બલે તે અલ્પ કાળમાં જ મુક્તિસુખનો ભોક્તા બની જાય છે. ચિન્તામણિ દ્વારા લાભ મેળવવા તો તેની પૂજા કર્યા બાદ તેની પાસે બેસી

ઈચ્છિતનું ચિન્તવનેય કરવું પડે છે, જ્યારે સદ્ધર્મ પાસે તો તે પણ કરવું પડતું નથી. તમે તમારી ફરજ બજાવશો, તો ધર્મ પોતાની ફરજ બજાવ્યા વિના રહેશે જ નહિ. ધર્મ, એ એક એવો સ્વામી છે કે–તેના સેવકને તે વગર માગ્યે પણ સુન્દર સુન્દર બદલો આપે છે અને તે સેવક વધારે ને વધારે સુન્દર બદલો પ્રાપ્ત કરવાને લાયક બને એવી જોગવાઈ કરી આપે છે. આમ છતાં ય, ધર્મ રૂપ સ્વામિને એવા પણ અધીર સેવકો મળે છે, કે જેઓ પોતે કરેલી સેવાનું ફલ માગ્યા વિના રહેતા જ નથી. આવા સેવકોની બહુલતયા દુર્દશા થાય છે. તેઓએ કરેલી ધર્મની સેવા નિષ્ફલ તો નિવડતી નથી, પણ એનું પરિણામ ઘણું જ ભયંકર આવે છે. ધર્મ રૂપ સ્વામિના છત્રથી તેઓ બાકાત થઈ જાય છે અને ધર્મસેવાના યોગે મળેલી સામગ્રીમાં તેઓ એટલા તો ભોગરસિક બની જાય છે કે–પરિણામે તેઓને નરકાદિનાં ભયંકર દુઃખો ભોગવવાનો વખત આવી લાગે છે. આથી જ, ઉપકારિઓ, આ લોક અને પરલોક સંબંધી પૌદ્ગલિક આશંસાથી સહિત એવાં ધર્માનુષ્ઠાનોને પણ, વિષાનુષ્ઠાનો અને ગરાનુષ્ઠાનો તરીકે ઓળખાવી, તેનો ભારપૂર્વક નિષેધ કરે છે. મુગ્ધ જીવો અગર તો કોઈ તેવી વિશિષ્ટ પ્રકારની ભવિતવ્યતાવાળા જીવોને માટે આવું વિપરીત પરિણામ ન પણ આવે, તે છતા પણ તેવો માર્ગ ઉપદેશ્ય તો નથી જ.

રોટી અને વસ્ત્રના નામે–

ધર્મને અને ધર્મગુરૂઓને નિન્દનારાઓ :

ચિન્તામણિને ચિન્તામણિ તરીકે જાણ્યા પછીથી પણ,

તેની પાસે ખોર આદિ તુચ્છ વસ્તુઓની માગણી કરનાર તે પશુપાલને જયદેવે આરાધનાનો વિધિ સમજાવ્યો. આરાધનાના વિધિને જાણ્યા બાદ પણ, આરાધના કર્યા પહેલાં જ પશુપાલે તેની સાથે વાતો કરવા માંડી. ચિન્તામણિએ હોંકારો દીધો નહિ, એટલે પશુપાલને તે ચિન્તામણિ તરફ પણ રોષ પ્રગટ્યો અને જયદેવ માટે પણ તેના હૃદયમાં દુર્વિચારો ઉત્પન્ન થયા. પુદ્ગલાનંદી આત્માઓ કેટલીક વાર આવી જ રીતિએ ધર્મની સાથે પણ ગેલ કરવા માડે છે અને પોતાની મૂર્ખાઈભરી અભિલાષા ફળે નહિ એટલે સદ્ધર્મ પ્રત્યે રોષવાળા બને છે તેમજ સદ્ધર્મનો મહિમા વર્ણવતા ઉપકારી મહાપુરૂષો પ્રત્યે પણ તેમને દુર્બુદ્ધિ પ્રગટે છે. આજે ઘણાઓ એવું એવું પણ બોલે છે અને લખે છે કે-' જે ધર્મ ભૂખ્યાને રોટી અને નવસ્ત્રાને વસ્ત્ર ન આપે, તે ધર્મ શા કામનો ? એવા ધર્મના ઉપદેશો, એ તો ભોળાઓને છેતરવાની ચાલબાજી છે ' આ રીતિએ સદ્ધર્મને વિષે પણ અશ્રદ્ધા પ્રગટાવી, સાચા ઉપકારી ધર્મોપદેશક મહાત્માઓને ચાલબાજી ખેલનારા કહેનારાઓ, ખરેખર પરમ દુર્ભાગી હોઇને, ગમ્ભીર કોટિના દયાપાત્ર છે અને તેમનું આવું વર્તન પ્રતિકારપાત્ર પણ છે. એવાઓને ગમ નથી કે-પૂર્વભવનાં પાપકર્મોના યોગે તો, આ ભવમાં પરમ ધર્મશીલ એવા પણ પુણ્યાત્માઓને, કારમી આફતો ય સહવી પડે છે. પૂર્વનાં બાંધેલાં તેવા પાપકર્મોના ઉદયે, વર્તમાનના ધર્મશીલ એવા પણ આત્માઓને માથે આફતો આવવી એ સહજ છે: પરન્તુ એ ધર્મશીલ આત્માઓ એવી આફતોને પણ સમભાવે, શાન્તિથી, રીબાયા વિના સહન કરી શકે છે, એ પ્રભાવ ધર્મનો છે. ધર્મની આરાધનાના

યોગે કેટલાંક દુષ્કર્મોની તો નિર્જરા પણુ થઈ જાય છે અને તેવાં નિકાચિત દુષ્કર્મોની નિર્જરા ન થાય તો ય તેના ઉદય સમયે, ધર્મને પામેલો આત્મા જે સુન્દર સમાધિસુખને ભોગવી શકે છે, તેની તો તેવા ધર્મહીનોને કલ્પના પણુ પ્રાપ્ત થવી મુશ્કેલ છે. બીજી વાત એ પણુ છે કે-ધર્મના ફલની સામે ફરીયાદ કરનાર એ લોકો એ તો બતાવે કે-તેમણે આજ સુધીમાં ધર્મની કેટલીક આરાધના કરી? તેઓએ ધર્મની યથાવિધિ આરાધના કરી જ નથી, એમ કહીએ તો ય તે ચાલી શકે. તેઓને તો ધર્મ અને ધર્મપ્રચારકો પ્રત્યે દ્વેષ છે, એટલે રોટી અને વસ્ત્ર આદિની વાતો આગળ ધરે છે. ધર્મની યથાવિધિ આરાધના કરવા છતાં ય, મિથ્યાત્વના ઘોર ઉદયથી બુદ્ધિવિપર્યાસ થવો, એ ય અસંભવિત વસ્તુ નથી: પરન્તુ આજે રોટી અને વસ્ત્રના નામે ધર્મ અને ધર્મપ્રચારકોની નિન્દા કરનારાઓમાં તો, એવો કોઈ હોવાની સંભાવના બહુ જ ઓછી છે. બાકી એ સુનિશ્ચિત વાત છે કે-સદ્ધર્મની સમ્યક્ પ્રકારે આરાધના કરવામાં રત બનેલા આત્માઓ, નિયમા અનુપમ અને અજોડ સુખના ભોક્તા બને છે. ધર્મને પામેલા આત્માઓના હૃદયમા, રોટી અને વસ્ત્ર આદિ માટેની મુંઝવણુ હોઈ શકતી જ નથી. માટે એવી કોઈ વાતોમાં ફસાઈને તમે પશુપાલની જેમ ધર્મરત્નને ફેંકી દેનાર નહિ બનતાં, સદ્ગુરૂઓની નિશ્રામાં રહીને સદ્ધર્મની આરાધના કરવામા જ તત્પર બન્યા રહો, એ જ હિતાવહ છે.

<u>ભોગમાં જ સર્વસ્વને માનનારાઓ</u>

<u>ત્યાગની વાતોને સુગે જ ને?</u>

તેવા પ્રકારના પુણ્યથી રહિત એવા તે પશુપાલે એવો

પણ વિચાર કર્યો હતો કે-હું રાબ અને છાશ વગર એક ક્ષણ પણ રહી શકતો નથી, એટલે ચિન્તામણિની આરાધના માટે જો હું ત્રણ ઉપવાસો કરૂં તો તો હું મરી જ જાઉં : આથી મને મારી નાખવાને માટે જ તે વાણીયાએ તારાં ચિન્તામણિ તરીકેનાં મારી પાસે વખાણ કર્યાં હતાં, એમ મને સમજાય છે. આ જાતિના વિચારો કરવામાં પશુપાલની મૂર્ખતા જેમ કારણભૂત હતી, તેમ કેટલાક ભોગમગ્ન આત્માઓ પણ મૂર્ખાઈથી ધર્મના વિષયમાં આ જાતિના વિચારો કરનારા હોય છે. આત્મા અને પરલોક આદિને નહિ માનનારા નાસ્તિકો એમ જ માને છે કે-' આ ધર્મ કરનારાઓ ઠગાઈ રહ્યા છે. પરલોક છે નહિ અને આ બીચારાઓ આ લોકમાં મળેલા પણ ભોગોને ધર્મની ઘેલછાને વશ બની ભોગવી શકતા નથી. ' વળી તેવાઓ ધર્મદેશક સુસાધુઓને માટે પણ એવી અધમ કલ્પના કરનારા હોય છે કે-' પોતાના મઠો જમાવવાને માટે, સુખે લ્હેર કરવાને માટે, સ્વાર્થી અને પારકી ચુડી ઉપર તાગડધીન્ના કરવાને ઈચ્છતા પામરોએ, ધર્મનું તૂત ઉભું કરી દીધું છે. '

સ૦ જેઓના ગુરૂ ગણાતાઓ ભોગમાં લીન બનેલા હોય તેમને માટે ગમે તેમ કહે, પણ સાચા ત્યાગી ગુરૂઓને માટે પણ આમ કહે ?

એવું બોલનારાઓને સત્યની દરકાર કેટલી ? એ તો ત્યાગને પણ દંભ કહે અને ત્યાગી મહાત્માઓને માટે પણ તદ્દન કલ્પિત વાતો કરીને તે મહાત્માઓ ત્યાગી નથી પણ છૂપા ભોગી છે, એવું એવું ઠસાવવાનો પ્રયત્ન કરે. પાપથી નહિ ડરનારો આદમી કયું પાપ કરતાં અચકાય ? રાજસત્તા આદિનો

જો અંકુશ જ ન હોય, તો આજે કેટલા એવા માણસો છે; કે જે પાપથી ડરીને પાપથી બચતા રહેવાનો પ્રયત્ન કરે ? પાપભીરૂતાના યોગે પાપથી નિવૃત્ત રહેવાની ભાવનાવાળા તો વિરલા જ. આથી સમજી શકાય તેમ છે કે-પાપથી નહિ ડરનારો ધર્મ અને ધર્મગુરૂઓને માટે જેટલું ભૂંડું બોલે કે કરે નહિ તેટલું ઓછું. 'પરલોક નથી'–એમ કહેનારાઓ જો જિજ્ઞાસુ બનીને સમજવા પ્રયત્ન કરે, તો પરલોક આદિની હયાતિને સ્વીકાર્યા વિના તેમને ચાલે તેમ નથી : પણ ભોગસુખને માટે જ તરફડી રહેલાઓ, બીજો વિચાર કરેજ શાના ? ભોગમાં જ સર્વસ્વને માનનારાઓ તો, ધર્મને માટે ભોગનો ત્યાગ કરવાની વાત ઉપર હસતા જ આવ્યા છે, હસે છે અને હસતા જ રહેવાના. ચિન્તામણિની આરાધના માટે માત્ર ત્રણ ઉપવાસ કરવાની વાતમાં પણ, મૂર્ખ અને ભાગ્યહીન એવા પશુપાલને જેમ રાબ અને છાશ વિના મરી જવાય–એમ લાગ્યું, તેમ ભોગમાં જ સર્વસ્વને માનનારાઓને, ભોગ વિના સુખ સંભવેજ નહિ–એમ લાગે, તે સ્વાભાવિક છે. એ જ કારણે, પશુપાલને જેમ જયદેવ જેવો ઉપકારી પણ પોતાને મારી નાખવાની બુદ્ધિવાળો લાગ્યો, તેમ ભોગસુખને જ સર્વસ્વ માનનારાઓને, પરમ ઉપકારી એવા પણ ધર્મગુરૂઓ ઠગારા જેવા લાગે, તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ છે જ નહિ. આ વિશ્વમાં સાચા ધર્મગુરૂઓનો ઉપકાર અવર્ણનીય છે; પરન્તુ જેને ધર્મ પ્રત્યે તિરસ્કાર હોય, તેને ધર્મગુરૂઓ ઉપકારી લાગે જ શાનાં ? ચિન્તામણિ ઉપર રોષવાળા બનતાંની સાથે જ પશુપાલને જયદેવ માટે ખરાબ વિચાર આવ્યો, પણ જો પશુપાલે ચિન્તામણિની યથાવિધિ

આરાધના કરી હોત, તો તે જરૂર જયદેવને પરમ ઉપકારી માનત : એ જ રીતિએ, સદ્ધર્મ પ્રત્યે જેઓને સદ્ભાવ છે. અને સદ્ધર્મની આરાધના કરવાને માટે જેઓ ઉજમાલ બન્યા છે, તેઓને તો સાચા ધર્મગુરૂઓ પ્રત્યે ભક્તિભાવ જ છે અને તે નિરન્તર વધતો જ જાય છે.

નિર્મળ શ્રદ્ધા કેળવો :

ચિન્તામણિને ચિન્તાનો હારક મણિ માનવાને બદલે ચિન્તાનો કારક મણિ માનીને, દુર્વિચારોને આધીન બનેલા પશુપાલે જેમ ચિન્તામણિને ફેંકી દીધો, તેમ તમે પણ કુંશકાઓ આદિના યોગે સદ્ધર્મને ફગાવી દેનાર ન બનો, એ માટે પણ સાવધ રહેવા જેવું છે. ' શ્રી વીતરાગ અને સર્વજ્ઞ એવા શ્રી અરિહન્તદેવે જે ફરમાવ્યું છે, તે જ સત્ય છે અને અશંકનીય છે. '–આ જાતિની મનોભાવનામાં ખૂબ જ સુદૃઢ બની જવું જોઈએ. કોઈ પણ વિષયમાં સમજ ન પડે, તો વિદ્વાન સદ્ગુરૂઓની પાસે જઇને, તેને સમજવાનો પ્રયત્ન કરવો જોઈએ. કેવળ શ્રદ્ધાગમ્ય વિષયોની તે રીતિએ અને આગમગમ્ય વિષયોની વિચારણા આદિ દ્વારા પણ શ્રદ્ધા નિશ્ચલ અને નિર્મલ બનાવવી જોઇએ. સદ્ગુરૂઓએ યુક્તિ, હેતુ, દૃષ્ટાન્ત આદિથી સમજાવવા છતાં પણ આપણી બુદ્ધિમાં જે વાત ન ઉતરે, તે વાત પણ જો અનન્ત ઉપકારી શ્રી અરિહન્તદેવોએ ફરમાવેલી હોય, તો પોતાની મતિમન્દતા આદિ સમજીને પણ શ્રદ્ધાને શંકાદિથી અદૂષિત રાખવી જોઈએ. આ રીતિએ શ્રદ્ધાસંપન્ન બનશો અને વિરતિધર્મની આરાધનામાં પ્રવૃત્ત થશો, તો સદ્ધર્મ રૂપ ચિન્તામણિથી

ઉત્કટમા ઉત્કટ કોટિના પણ કલ્યાણને સાધી શકશો, એ સંશય વિનાની વાત છે. સદ્ધર્મની આગળ ચિન્તામણિની તો ફુટી કોડી જેટલી કિંમત નથી, પરન્તુ ચિન્તામણિના દૃષ્ટાન્ત દ્વારા સદ્ધર્મની કલ્યાણકારકતાનો તમને ખ્યાલ આપવાનો જ પ્રયત્ન કરવામા આવ્યો છે, એ ભૂલશો નહિ

અર્થી ને આરાધક બનો:

આ રીતિએ, પશુપાલની કાર્યવાહીને અંગે આપણે વિચાર કર્યો. હવે આપણે જયદેવની કાર્યવાહીને અંગે પણ કેટલોક વિચાર કરી લઈએ. પશુપાલ જેમ નિર્ભાગી હતો, તેમ જયદેવ ભાગ્યશાલી હતો ધર્મના વિષયમા એવુ ગુણ વિભવને અંગે સમજવાનું છે ગુણવિભવથી વર્જિત આત્માઓ પશુપાલની જેમ સદ્ધર્મના લાભને પામી શકતા નથી, જ્યારે ગુણવિભવથી સહિત આત્માઓ જયદેવની જેમ મોક્ષ રૂપ ઈષ્ટને સાધનારા બની શકે છે· અથવા તો કહો કે–સદ્ધર્મ રૂપ ચિન્તામણિને પામી શકે છે અને એની આરાધના દ્વારા પરિણામે મોક્ષસુખના અને તે પૂર્વે સંસારમા હોય ત્યાં સુધી ઉત્તમ કોટિના સંસારસુખના પણ ભોક્તા બની શકે છે શરત એટલી જ કે–જયદેવ જેવો ચિન્તામણિ રત્નનો અર્થી અને આરાધક બન્યો, તેમ ગુણવિભવવાળા પણ આત્માએ સદ્ધર્મ રૂપ વર રત્નના સાચા અર્થી અને પરમ આરાધક બનવું જોઈએ.

વિનયશીલ બનવું જોઈએ·

જયદેવના અન્તરમાં ચિન્તામણિનું અર્થિપણું ક્યારે પ્રગટ્યું ? ત્યારે જ, કે જ્યારે તે રત્નપરીક્ષા કરવામા નિપુણ

બન્યો. રત્નપરીક્ષા કરવામાં નિપુણ બનવાને માટે જયદેવે બાર વર્ષ પર્યન્ત પરિશ્રમ કર્યો. જયદેવના એ પરિશ્રમને સફલ બનાવનાર કયી વસ્તુ હતી ? આપણે જોઈ ગયા છીએ કે–તે વિનયી હતો, ઉજ્વલ મતિને ધરનારો હતો અને દક્ષ હતો. વિનય, બુદ્ધિ અને દક્ષતાના યોગે જ, તે પોતાના રત્નપરીક્ષા માટેના પરિશ્રમને સફલ બનાવી શક્યો, એમ કહી શકાય. વિનયહીન, બુદ્ધિહીન અને અદક્ષ એવા આત્માઓને માટે, વિદ્યાનો પરિશ્રમ જેવો જોઈએ તેવો સફલ નિવડી શકતો નથી. વિદ્યાની પ્રાપ્તિમાં વિનયશીલતા, બુદ્ધિમત્તા અને દક્ષતા પણ ઘણો જ અગત્યનો ભાગ ભજવે છે. વિનયના અભાવે ઉદ્ધત બનેલા અને બુદ્ધિહીન એવા માણસો વિદ્યાને માટે સામાન્ય રીતિએ નાલાયક ગણાય છે. વિનય, એ તો ધર્મનું મૂળ છે. જયદેવના જીવનમાંથી સૌથી પહેલી પ્રેરણા એ મળે છે કે–વિદ્યાના અર્થી આત્માઓએ વિનયશીલ બનવું જોઈએ. વિનયના વૈરિઓ, એ તો પોતાના હિતના જ વૈરિઓ છે. એવાઓને વિદ્યા પ્રાપ્ત થઈ જાય છે, તો ય તે ફળતી નથી અને પુણ્યોદયે મળેલી બીજી પણ સામગ્રીઓનો તેઓ સદુપયોગ સાધી શકતા નથી.

## સદ્ધર્મ પ્રત્યે જ રુચિ જોઈએ :

જયદેવ ભાગ્યવાન હતો, એટલે રત્નપરીક્ષા કરતાં શીખવાની તેને જોગવાઈ મળી. તમે પણ ભાગ્યવાન છો કે–તમને ધર્મપરીક્ષા કરતાં શીખવાની સામગ્રી મળી છે. જયદેવે પોતાને મળેલી સામગ્રીને સફલ બનાવી, તેમ તમારે પણ ધર્મપરીક્ષામાં નિપુણ બનીને, તમને મળેલી સામગ્રીને

સફલ બનાવવી જોઇએ. બાર વર્ષ પર્યન્તના પરિશ્રમને અન્તે, જયદેવ, એક ચિન્તામણિને છોડીને અન્ય સર્વ મણિઓને પત્થર સમાન માનવા લાગ્યો. ખરેખર, ધર્માધર્મની પરીક્ષામાં નિપુણ બનેલા આત્માઓની પણ એવી જ દશા થાય છે ધર્માધર્મની પરીક્ષામા નિપુણ બનેલા આત્માઓ, એક શ્રી જિનભાષિત ધર્મને જ વાસ્તવિક ધર્મ માની, ઇતર ધર્મોને માત્ર નામના જ ધર્મો તરીકે, એટલે કે—પરમાર્થથી અધર્મો તરીકે માનનારા બને છે આ સમ્યગ્દર્શન છે. સમ્યગ્દર્શનની પ્રાપ્તિ પૂર્વે ધર્મરૂચિ એ અસંભવિત વસ્તુ નથી, પરન્તુ સદ્ધર્મની વાસ્તવિક રૂચિ અને એથી ઇતર નામના ધર્મોની અરૂચિ, સમ્યગ્દર્શનને પામેલા આત્માઓમા જ પ્રગટે છે કાંઈક લઘુકર્મિતા થતા ધર્મ પ્રત્યે રાગ ઉત્પન્ન થવો—એ ભિન્ન વસ્તુ છે અને સદ્ધર્મ પ્રત્યે સાચા રૂચિવન્ત બનવું —એ ભિન્ન વસ્તુ છે જ્યા સુધી—'બધા ધર્મ સારા'—એવી માન્યતા હોય, ત્યા સુધી સમ્યગ્દર્શનનો અભાવ છે, એ વાતમા શંકાને અવકાશ જ નથી ધર્માધર્મના પરીક્ષક બનવાની સફલતા તો, સદ્ધર્મ પ્રત્યેની સાચી રૂચી ઉપર નિર્ભર છે ધર્માધર્મનો સાચો પરીક્ષક તે જ છે, કે જે એક શ્રી જિનભાષિત ધર્મને જ પરમ તારક માને છે અને બીજા ધર્મોને પરમાર્થથી અધર્મો રૂપ માને છે. ચિન્તામણિ માટેની જે માન્યતા જયદેવની થઈ, તેવી માન્યતા સદ્ધર્મ માટેની જેની હોય, તે જ સાચો સમ્યગ્દષ્ટિ છે જયદેવને જેમ ચિન્તામણિ સિવાયના સઘળા જ મણિઓ પત્થર સમાન લાગ્યા, તેમ સમ્યગ્દષ્ટિ આત્માને પણ શ્રી જિનવરભાષિત ધર્મ સિવાયના સઘળા જ ધર્મો, અધર્મો તરીકે ભાસ્યા વિના રહેતા જ નથી.

ધર્માધર્મના પરીક્ષક બનો :

જયદેવ-ચિન્તામણિ સિવાયના મણિઓને પત્થર સમાન માનનારો ત્યારે જ બની શક્યો, કે જ્યારે તે રત્નની પરીક્ષામાં નિપુણ બન્યો. ભિન્ન ભિન્ન પ્રકારનાં રત્નોના સ્વરૂપનું તેને જ્યારે યથાર્થ જ્ઞાન થયું, ત્યારે તેની ખાત્રી થઈ કે-દુનિયામાં કોઈ સાચો મણિ હોય તો તે ચિન્તામણિ જ છે. આ વસ્તુ સૂચવે છે કે-સદ્ધર્મના સાચા ઉપાસક બનવાને માટે, ધર્મના સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરવું એ ય આવશ્યક છે. નિસર્ગથી અને અધિગમથી-એમ બે પ્રકારે સમ્યગ્દર્શનનું પ્રગટીકરણ થાય છે. શ્રી જૈન દર્શનના જ્ઞાન સાથે ઈતર દર્શનોનું જ્ઞાન પણ યોગ્ય આત્માઓને માટે સમ્યક્ત્વને પમાડનારૂં બની શકે છે. યોગ્ય આત્માઓ, એ જ્ઞાનના બળે, શ્રી જૈન દર્શન જ સુદર્શન છે અને બીજાં બધાં દર્શનો એ કુદર્શનો છે-એવો નિર્ણય કરી શકે છે. વળી ઈતર દર્શનોનું જ્ઞાન, તત્ત્વવેદી આત્માઓના સમ્યક્ત્વને પણ નિર્મલ બનાવનારૂં બને છે. ઓઘ રૂચિ અને તાત્ત્વિક જ્ઞાન પૂર્વકની રૂચિ-એ બે વચ્ચે મોટું અન્તર રહેલું છે. તત્ત્વજ્ઞાન આત્માની સદ્ધર્મની રૂચિને સુનિર્મલ બનાવવા સાથે, આત્માને પ્રમાદથી મુક્ત બનાવવામા પણ પણ ખૂબ જ સહાયક નિવડે છે. આજે તો, તત્ત્વજ્ઞાનને મેળવવાની દરકાર કેટલાને છે, એ જોઇએ તો ય દુઃખ થાય તેમ છે. દુનિયાદારીમાં નિપુણ બનવાની લાલસા જેટલી તીવ્ર છે, તેટલી જ તત્ત્વજ્ઞાનને માટેની અભિલાષા મન્દ છે. જયદેવે બાર વર્ષ પર્યન્ત રત્નપરીક્ષામાં નિપુણ બનવાનો પરિશ્રમ કર્યો, એ વાતમાં તો સંસારના રસિકો એમ જ કહેવાના કે-' બરાબર છે. બાર તો શું પણ જરૂર હોય તો બાવીસ વર્ષો પર્યન્ત

અગર તો તેથી પણ વધુ સમય પર્યન્ત પરિશ્રમ કરવો જોઈએ : કારણ કે–તે ઉન્નતિનું સાધન છે. ' ખરેખર, જેઓની દૃષ્ટિ આ લોકની જ ઉન્નતિમાં અટવાઈ ગઈ છે અને જેઓની બુદ્ધિ પરલોક, પુણ્ય, પાપ આદિના વાસ્તવિક વિચાર સુધી પહોંચી શકતી નથી, તેઓ ઓછા કમનશિબ નથી. મિથ્યાત્વાદિનો જ એ પ્રતાપ છે કે–તેઓને મરણ પછી શું થશે, તેનો વાસ્તવિક વિચાર જ નથી આવતો. આ લોકની ઉન્નતિ, એ શું વાસ્તવિક ઉન્નતિ છે ? આ લોકની ઉન્નતિ, એ શું આત્માની ઉન્નતિ છે ? મનુષ્યભવ આદિ દુર્લભ દુર્લભ વસ્તુઓને પામવા જોગા સુન્દર ભાગ્યને પામેલા પણ આત્માઓ, આત્માની ઉન્નતિનો વિચાર નહિ કરતાં, આ લોકની ઉન્નતિ પાછળ જ મચ્યા રહે, તો કહેવું પડે કે–તેઓ પોતાના સદ્ભાગ્યના ભોગે દુર્ભાગ્યને ઉપાર્જી રહ્યા છે. ' આત્મા અનાદિકાલથી આ સંસાર રૂપ સાગરમાં પરિભ્રમણ કરી રહ્યો છે અને એ પરિભ્રમણનો અન્ત માનવજીવનમાં સદ્ધર્મની સુન્દર પ્રકારે ઉપાસના કર્યા વિના આવવાનો નથી '–આ વસ્તુનો જેઓને ખ્યાલ નથી, તેઓ દુનિયાની દૃષ્ટિએ ગમે તેવા બુદ્ધિનિધાન ગણાતા હોય, તો પણ પરમાર્થવેદિઓની દૃષ્ટિએ તો તેઓ બુદ્ધિહીન જ છે. રત્નપરીક્ષામાં નિપુણ બનવા માટે બાર બાર વર્ષો જેટલો સમય ગાળનારની પ્રશંસા કરનારાઓ, ધર્માધર્મની પરીક્ષા માટે સમય ગાળનારને જ્યારે બેવકૂફ કહેવાને તૈયાર થાય છે, ત્યારે તેઓ ખરી રીતિએ તો પોતાની બેવકૂફીનું જ પ્રદર્શન કરનારા બને છે. રત્નપરીક્ષામાં નિપુણ બનેલો ભાગ્યવાન હોય તો બહુ ત્યારે એકાદ ભવનું સુખ મેળવે છે, જ્યારે ધર્માધર્મની પરીક્ષામાં સુનિપુણ બનેલો તો,

પોતાના આ લોકને અને પરલોકને પણ સુખી બનાવી શકે છે.

## આજની જ્ઞાનપ્રચારની વાતો :

આમ છતાં પણ, સંસારમાં આપણે જોઈએ છીએ કે–દુનિયાદારીના અભ્યાસને માટે વર્ષોનાં વર્ષો પસાર કરવામાં આવે છે. માત્ર ધર્માધર્મની પરીક્ષા માટેના અભ્યાસમાં જ દેવાળું હોય છે. મિથ્યાત્વથી ઘેરાએલી દુનિયાને, મિથ્યાજ્ઞાનનો પ્રચાર જેટલો ગમે છે, તેટલો સમ્યગ્જ્ઞાનનો પ્રચાર ગમતો નથી. આત્મા આદિના સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરવાની અભિલાષા પણ વિરલ આત્માઓમાં હોય છે. આ ભવને પામીને, જે જ્ઞાનને પ્રાપ્ત કરવાને માટે વધુમાં વધુ પ્રયત્ન કરવો જોઈએ, તે જ જ્ઞાનને પ્રાપ્ત કરવા વિષેની ઉપેક્ષા, એ ઘણી જ કારમી વસ્તુ છે. આજે જ્ઞાનપ્રચારની વાતો તો ઘણી થઈ રહી છે અને જ્ઞાનપ્રચારના નામે પ્રવૃત્તિઓ પણ ઘણી ચાલી રહી છે, પરન્તુ એ વાતો અને એ પ્રવૃત્તિઓ શું સમ્યગ્જ્ઞાન માટેની છે ? એ વાતો અને એ પ્રવૃત્તિઓનો હેતુ, માનવજાતને આત્મકલ્યાણની ઉપાસક બનાવવાનો છે ? આજની જ્ઞાનપ્રચારની વાતો અને પ્રવૃત્તિઓ તો, મોટા ભાગે, માનવજાતને પરલોકના હિતથી વિમુખ બનાવનારી છે. એનાથી પાપભીરૂતા વધતી નથી, પણ પાપરસિકતા વધે છે. એનાથી સદ્ધર્મની રૂચિ જાગતી નથી, પણ ધર્મ પામવાની યોગ્યતા હોય તો ય તે હણાઈ જવા પામે છે. આજે જ્ઞાનપ્રચારને નામે વાતો કરી રહેલાઓને, જો પૂછવામાં આવે કે–'તમે સમ્યગ્જ્ઞાનના પ્રચાર માટે કેટલી અને કેવી યોજનાઓ ઘડી છે ?'–તો તેઓ પાસે તેનો શો જવાબ છે ? જે જ્ઞાન પ્રાપ્તિ

માત્રનું કલ્યાણ સાધવામાં સહાયક થાય તેમ છે, તે જ્ઞાનનો લેશ પણ ખ્યાલ નહિ હોવા છતાં પણ, જેઓ જ્ઞાનપ્રચારની વાતો કરવાને નીકળી પડે, તેઓ જ્ઞાનના નામે પણ અજ્ઞાનના જ ઉપાસક બને અને બનાવે, એ જ સુસંભવિત છે. આત્માની મુક્તિનું ધ્યેય અને એ માટેના સાધન રૂપ સદ્ધર્મની રૂચિ, આ બેમા જેઓનું દેવાળું છે, તેઓ જ્ઞાનના નામે પણ જગતને અજ્ઞાનના જ પંથે દોરનારાઓ છે. સમ્યગ્જ્ઞાનની સાધનામા, ભાષાજ્ઞાન આદિની આવશ્યકતા નથી–એમ નહિ સમ્યગ્જ્ઞાનની સાધનામાં ભાષાજ્ઞાન આદિની પણ આવશ્યકતા જરૂર છે, પરન્તુ ભાષાજ્ઞાન માટે પ્રયત્ન કરનારાઓનું એ ધ્યેય જ નથી તેનું શું ? જ્ઞાનની પ્રાપ્તિ પછીથી પણ જેઓને પૌદ્‌ગલિક પ્રગતિમાં જ આત્માની પ્રગતિ લાગતી હોય અને આત્માની પ્રગતિ માટે અનન્તજ્ઞાનિઓએ ફરમાવેલી પ્રવૃત્તિઓ ન ગમતી હોય, તેઓ માટે તો એમ જ કહેવું પડે કે– 'એ બીચારાઓ જ્ઞાનના નામે અજ્ઞાનની જ ઉપાસનામા પડયા હતા.' આજે જ્ઞાનપ્રચાગ્ના નામે ચાલી રહેલી વાતો, બહુલતયા, અજ્ઞાનપ્રચારની જ છે અને એથી એવી વાતોથી પણ સમ્યગ્જ્ઞાનના પ્રચારની અભિલાષાવાળાઓએ સાવધ બન્યા રહેવાની જરૂર છે. જેઓ જ્ઞાન અને અજ્ઞાનનો એટલે કે મિથ્યાજ્ઞાન અને સમ્યગ્જ્ઞાનનો વિવેક પણ કરી શકતા નથી, તેઓ જ્ઞાનપ્રચારની વાતો કરે, એ તો તેઓનું એક પ્રકારનું વાયડાપણું જ છે : પણ મિથ્યાત્વથી ઘેરાએલી દુનિયા તેવાઓના તે વાયડાપણાને પિછાની શકતી નથી.

લક્ષ્મીનો સદ્‌વ્યય

આજે જૈન સમાજના પૈસે ચાલતી શિક્ષણસંસ્થાઓનું

ધ્યેય જો સમ્યગ્જ્ઞાનનું જ હોત અને એ ધ્યેય મુજબ એનો જો અમલ થયો હોત, તો શિક્ષિત ગણાતા જૈનો, આજે આજના ગાંધીવાદ અને સામ્યવાદ આદિ વાદોના હાર્દને સમજીને એ વાદોથી અલિપ્ત જ રહ્યા હોત : પણ વસ્તુતઃ સમ્યગ્જ્ઞાનના પ્રચારનું ધ્યેય જ નથી અને કદાચ પ્રસંગે પ્રસંગે સમ્યગ્જ્ઞાનના પ્રચારની વાતો કરાતી પણ હોય, તો ય તે જૈનસમાજના ધર્મપ્રેમી એવા પણ ભદ્રિક વર્ગને ભોળવીને તેઓની લક્ષ્મીનો લાભ લેવાને માટે જ કરાતી હોય છે. બહુલતયા આજે આવી પરિસ્થિતિ છે અને એથી આવી કારમી પરિસ્થિતિને પહોંચી વળવાને માટે ધર્મપ્રેમી વર્ગે પોતાનાં સંતાનો અને અર્થી એવા સૌ કોઇને માટે સમ્યગ્જ્ઞાનની પ્રાપ્તિનાં સાધનોમાં સુવ્યવસ્થા પૂર્વક પાણીની માફક પૈસો વેરવો, એ પણ પરમ આવશ્યક છે. શ્રી જિનમંદિરોનાં નૂતન નિર્માણ, જીર્ણ એવાં શ્રી જિનમંદિરોનો ઉદ્ધાર, અપૂજ્ય રહે એવી સ્થિતિમાં આવેલાં શ્રી જિનબિમ્બોની પૂજનવ્યવસ્થા અને શ્રી જિનાગમ આદિ શાસ્ત્રોનાં આલેખન આદિમાં લક્ષ્મીનો વ્યય, એ જેમ ઉત્તમમાં ઉત્તમ કોટિનો સદ્વ્યય છે, તેમ આ જાતિના સમ્યગ્જ્ઞાનના પ્રચારમાં કરાતો લક્ષ્મીનો વ્યય, એ પણ સુન્દર પ્રકારનો સદ્વ્યય જ છે. પરન્તુ આ પ્રકારનો સદ્વ્યય કરવાની સદ્વૃત્તિ, સમ્યગ્દર્શનના અભાવમાં પ્રગટે શી રીતિએ ? આ જીવનમાં, આત્માનું કલ્યાણ સાધવાને માટે, અનન્તજ્ઞાનિઓએ ફરમાવેલા ધર્મની આરાધના કરવામાં લીન બનવું, એ જ એક આ જીવનને અને આ સામગ્રીને સાર્થક બનાવવાનો ઉપાય છે—એમ લાગ્યા વિના, બીજા આત્માઓને સમ્યગ્જ્ઞાની બનાવવાની સાચી વૃત્તિ પ્રગટે અને એ વૃત્તિના

અમલને માટે લક્ષ્મીનો વિપુલ વ્યય કરવાની ઉદારતા પ્રગટે, એ શું શક્ય છે? જેનામાં સ્વ-અનુગ્રહ નથી, તેનામા પરમાર્થ કોટિનો પરાનુગ્રહ સંભવે કેમ ? તમે તમારા આત્મા પ્રતિ અનુગ્રહવાળા બનો, એટલે બીજા આત્માઓ પ્રત્યેની અનુગ્રહબુદ્ધિ આપોઆપ પ્રગટશે. ધર્માધર્મની પરીક્ષામા નિપુણ બનવાનો પ્રયત્ન કરવો, એ પણ સાચી અનુગ્રહશીલતાને પામવાનો એક ઉત્તમ માર્ગ છે.

સાચું આરોગ્ય મોક્ષ

રત્નની પરીક્ષામાં પ્રવીણ બનેલા જયદેવે ચિંતામણિની પ્રાપ્તિનો જ પ્રયત્ન આરંભ્યો, એની પણ અનુમોદના કરનારા આ દુનિયામા ઘણા મળી આવવાના : કારણ કે-દુનિયાની ઉત્તમ ચીજને મેળવવાને માટેના પ્રયત્નને જ અર્થકામપ્રેમી જગત ઈષ્ટ માને છે. આજના અર્થકામપ્રેમી જગતને એક એ જ વાત નથી ગમતી કે-કોઈ અનર્થહર ધર્મને આરાધે. એ પ્રભાવ મિથ્યાત્વનો છે, જ્યારે સમ્યગ્જ્ઞાનનો તો એ સ્વભાવ છે કે-આત્માને એ અર્થકામનો દ્વેષી અને ધર્મનો પ્રેમી બનાવે છે. સમ્યગ્જ્ઞાનના પ્રતાપે આત્માને આત્માનું સાચું આરોગ્ય મોક્ષ લાગે છે અને એ આરોગ્યની પ્રાપ્તિ માટે એને ધર્મ રૂપ ઔષધનું આસેવન અતિશય ઉપયોગી ભાસે છે એ ઔષધના સેવનની સફળતામા અર્થકામ અપથ્ય હોઈ, મોક્ષ રૂપ આરોગ્યનું સપાદન કરવામા તે અંતરાય કરનાર છે, એમ સમ્યગ્જ્ઞાનના સ્વામિને લાગે છે અને એ જ કારણે તે પુણ્યાત્માને અર્થકામ હેય કોટિના લાગે છે. ધર્માધર્મની ,પરીક્ષામા નિપુણ બનેલા આત્માઓની આવી

જ મનોદશા હોય છે. એથી તેઓ મોક્ષના અર્થી બને છે અને અર્થકામને તુચ્છ માની, મોક્ષસાધક ધર્મને જ એક આરાધનીય માને છે.

સંસારરસિકોનું કથન ઉપેક્ષણીય છે :

જયદેવને પ્રયત્ન છતાં પણ પોતાના ગામમાં ચિન્તામણિની પ્રાપ્તિ ન થઈ, ત્યારે તેની ખાતર તેને ગામ છોડીને પરદેશે જવાનું મન થયુ. આ વાતમાં પણ અર્થકામલોલુપ જગત સમ્મત જ થવાનું અને ઉપરથી કહેવાનું કે–'ઇષ્ટ અને ઉત્તમ એવી વસ્તુની પ્રાપ્તિ માટે ઘર, ગામ અને દેશ આદિ છોડવાની પણ ઈચ્છા થવી એ સહજ છે. જેઓને એવી ઈચ્છા ન થાય, તેઓ એદી જ ગણાવા જોઈએ.' એ જ લોકો, જો કોઈ આત્માને ધર્મની ખાતર એ બધું છોડવાનું મન થાય, તો કહેવાના કે–'આ તો ધર્મઘેલો છે.' આવી દશાના લોકોને સજ્ઞાન કહેવા અને તેઓના કથન ઉપર મદાર બાંધવી, એ આત્માના અહિતનો જ રાજમાર્ગ છે. સાચો ધર્મપ્રેમ જેઓમાં પ્રગટ્યો હોય છે, તેઓ તો એવા માણસોના કથનને ગણતા જ નથી અને પોતાનું કાર્ય સાધવામાં જ ઉજમાળ થાય છે : પણ જેઓ સહજ ધર્મની સન્મુખ થયા હોય છે, તેવાઓને માટે આવાઓનું કથન પ્રાયઃ ધર્મની સન્મુખતાથી ખસેડી નાખનારૂં જ નિવડે છે. સામાન્ય ધર્મપ્રેમિઓની પણ ફરજ છે કે–તેઓએ સંસારરસિકોના કથન ઉપર બીલકુલ ધ્યાન જ ન આપવું. એવાઓ તો મીઠા શબ્દોમાં પણ ઝેર આપીને આત્માના ધર્મ રૂપ પ્રાણનો કારમી રીતિએ સંહાર કરનારાઓ છે. સંસારરસિક

આત્માઓને, સાચી રીતિએ, ધર્મનો ખપ જ નથી હોતો. એવાઓ તો એક જાતના કુશળ ખેલાડીઓ હોય છે. જરૂર પડે તો તેઓ પોતાના સંસારરસની સિદ્ધિ માટે ધર્મિપણાનો પણ ત્યાગ સજી શકે છે એવાઓથી સાવચેત રહી જ્ઞાનિઓની આજ્ઞા મુજબ વર્તવામા જ ધર્મીથી જગતનું શ્રેય છે.

<u>પુત્રની ફરજ :</u>

ચિન્તામણિને માટે અન્યત્ર જવાની પોતાની ઈચ્છા જયદેવે પોતાના માતા–પિતા પાસે જાહેર કરી અને અન્યત્ર જવામાં તેમની સહાનુભૂતિ ઈચ્છી, પણ જ્યારે માતા–પિતા એ–' ચિન્તામણિ જેવી કોઈ વસ્તુ જ નથી.'–એવું સમજાવવા દ્વારા, તેને અન્યત્ર જતો રોકવાનો પ્રયત્ન ચાલુ જ રાખ્યો, ત્યારે જયદેવ પોતાનાં માતા–પિતાની ઈચ્છાને પણ અવ ગણીને, પોતાની ઈષ્ટસિદ્ધિને માટે ચાલી જ નીકળ્યો. આ વાતને સાભળીને પણ, આજના સસારના ખેલાડીઓ એમ જ કહેવાના કે–' તદ્દન બરાબર છે. પુત્રની ફરજ બહુ બહુ તો વિનયભાવે માતા–પિતાને પોતાની ઈચ્છા જણાવીને તેમની સહાનુભૂતિને જાણી લેવાની છે એ ફરજને અદા કરવા છતાં ય, માતા–પિતા જો જડ જેવાં બની જાય અને વિરોધ જ કર્યા કરે, તો ચાલ્યા જવું એ જ પુત્રનો ધર્મ થઈ પડે છે.' વળી કેટલાકો તો વધુમા એમ પણ કહે કે–' એવા કામમાં અવસર ન હોય તો ન પણ પૂછાય ' અને એથી વધુ કહેવાય તો એમ પણ કહેવાય કે–' જે વિષયમાં માતા–પિતા મૂર્ખ હોય, તે વિષયમા એમની સલાહ માગવાની હોય જ શાની?' આવું આવું માનનારા અને બોલનારા લોકો પણ, જ્યારે

કોઈ યોગ્ય ઉમ્મરે પહોંચેલો આત્મા, શાસ્ત્રવિધિ મુજબ માતા-પિતાને સમજાવવાના પોતાનાથી શક્ય એવા પ્રયત્નો આદિ કરવા છતાં પણ, જ્યારે માતા-પિતા ન સમજે ત્યારે જ શાસ્ત્રની આજ્ઞા મુજબ પોતાના આત્મકલ્યાણને સાધવાને માટે તૈયાર થઈ પોતાના કલ્યાણમાર્ગે પ્રયાણ કરે, ત્યારે તેની યથેચ્છ ટીકા કરવાને ચૂકતા નથી. આથી સ્પષ્ટ છે કે-આવાં દૃષ્ટાન્તો પણ તે જ આત્માઓને ઉપકારક થાય છે, કે જે આત્માઓ કમથી કમ મધ્યસ્થભાવે સત્યનું ગ્રહણ કરવાને આતુર હોય. આત્માના કલ્યાણ વિષે અજ્ઞાન હોવા છતાં, સ્વચ્છન્દપણે ફાવતું લેવું અને ન ફાવતું છોડી દેવું-એવી ધુનવાળા બનેલાઓ તો, કોઈ પણ વસ્તુથી સાચું હિત સાધી શકતા નથી.

અત્યાગ રૂપ ત્યાગ કરવો જોઈએ :

જયદેવને તેનાં માતા-પિતાએ-' ચિન્તામણિ જેવી કોઈ વસ્તુ જ નથી '-એમ જે કહ્યું, તે પુત્રમોહના કારણે કહ્યું હોય, એ પણ સંભવિત છે. એવું જ કાંઈક મોહાધીન માતા-પિતા આદિ તરફથી મુમુક્ષુ પુત્ર આદિને કહેવાય છે. કેટલાંક મોહાધીન માતા-પિતા આદિ, સદ્ધર્મની વિશિષ્ટ પ્રકારે ઉપાસના કરવાને ઉત્સુક બનેલા તેમના પુત્ર આદિને, સદ્ધર્મ વિષે અને સદ્ધર્મની આરાધના કરવા સાથે તેની પ્રચારણાદિ કરનારા સદ્‌ગુરૂઓ વિષે, એવી એવી પણ અયથાર્થ વાતો જણાવે છે, કે જે સાંભળતાં ધર્મી આત્માઓને પારાવાર ખેદ થયા વિના રહે નહિ. ધર્મી આત્માઓ મોહાધીનતાની કારમી સ્થિતિને સમજનારા હોવાથી, તેઓને તેવા પ્રસંગે પણ આશ્ચર્ય નથી થતું, છતાં દયા આદિના યોગે ખેદ જરૂર

જોઈએ, કે તેમાં કાંઈક ન્યૂનતા હોય તો પણ ચાલી શકે ?' —એ વાતનું સમાધાન આગળ ચાલતાં શાસ્ત્રકાર પરમર્ષિ પોતે જ ફરમાવવાના છે. આ એકવીસ ગુણોને અંગે પૂર્વાચાર્ય પરમર્ષિઓએ રચેલી ત્રણ ગાથાઓને પાંચમી, છઠ્ઠી અને સાતમી ગાથા દ્વારા જણાવીને, શાસ્ત્રકાર પરમર્ષિએ તે એકવીસેય ગુણોને અંગે એક ગુણને લગતી એક ગાથા એમ એકવીસ ગાથાઓ ફરમાવી છે. તે પછી એક ગાથા દ્વારા ઉપસંહાર કરીને, આને લગતા અપવાદનું સ્પષ્ટીકરણ કરવાને માટે પણ એક ગાથા ફરમાવી છે. "શું એકાન્તે આ એકવીસ ગુણોથી સંપન્ન એવા આત્માઓ જ ધર્મના અધિકારી છે કે એમાં કોઈ અપવાદ પણ છે ?"—એવા પ્રશ્નનું સમાધાન આપતાં, શાસ્ત્રકાર પરમર્ષિએ ઉત્તમ પ્રકારના ધર્માધિકારી આત્માઓ, મધ્યમ પ્રકારના ધર્માધિકારી આત્માઓ અને જઘન્ય પ્રકારના ધર્માધિકારી આત્માઓ કોને કોને કહેવાય, તે ફરમાવ્યું છે : પરન્તુ ધર્મરત્નના અર્થી આત્માઓએ તો, ઉત્તમ પ્રકારના ધર્માધિકારિપણાને પ્રાપ્ત કરવાને માટે જ ઉદ્યમશીલ બનવું જોઈએ, એ નિર્વિવાદ વાત છે.

<u>ધર્માધિકારી બનવાની ઉદાસીનતા ન હોય :</u>

વિશિષ્ટ પ્રકારના પ્રાસાદને માટે, શલ્યોદ્ધાર અને પીઠબન્ધ આદિને વિષે આદરવાળા બનવું, એ આવશ્યક છે : કારણ કે—શલ્યોદ્ધાર અને પીઠબન્ધ આદિ કર્યા વિના વિશિષ્ટ પ્રકારનો પ્રાસાદ બંધાવો અને ટકી રહેવો એ સંભવિત નથી. એ જ રીતિએ, વિશિષ્ટ ધર્મસિદ્ધિ એકવીસ ગુણોને આધીન હોવાના કારણે, ધર્મના અર્થિઓએ એ એકવીસ

ગુણોને પ્રાપ્ત કરવાને માટે ઉદ્યમશીલ બનવું જોઇએ, એમ ઉપકારી મહાપુરૂષો ફરમાવે છે. શ્રી જૈન શાસનના પરમાર્થ-વેદી પરમર્ષિઓ જ્યારે આ રીતિએ ધર્માધિકારિપણું પ્રાપ્ત કરવાની વાત ઉપર ભાર મૂકતા હોય, ત્યારે તો ધર્મની આરાધના દ્વારા પોતાની કલ્યાણકામનાને સફલ બનાવવાની અભિલાષાવાળા આત્માઓ, ધર્માધિકારિપણાને પ્રાપ્ત કરવાની બાબતમા ઉદાસીનતાને કેમ જ સેવી શકે ? શાસ્ત્રકાર પરમર્ષિ પોતે ગીતાર્થ હોવા છતા પણ, અહીં પૂર્વસૂરિ પરમર્ષિઓના નામે વાત કરી રહ્યા છે, એ વસ્તુના રહસ્યને સમજવાની જેઓ બુદ્ધિ ધરાવતા હોય, તેઓ તો ધર્માધિકારિપણાને પામવામા લેશ પણ ઔદાસિન્ય આવે, એવી વાતને ઉચ્ચારવાને કે લખવાને કદી જ પ્રેરાય નહિ, એ નિર્વિવાદ વાત છે. શ્રી જૈન શાસનના પરમાર્થવેદી, પરમર્ષિઓએ એક-વીસ ગુણોથી યુક્ત, સમૃદ્ધ, સપૂર્ણ અગર દેદીપ્યમાન એવા આત્માને સદ્ધર્મને ઉચિત તરીકે પ્રતિપાદિત કર્યો છે–આ વાતના હાર્દને પામેલા ધર્મગુરૂઓ, કદી જ એવુ કહેવાને કે કરવાને પ્રેરાય નહિ, કે જેથી તે તે ગુણોના ઉપાર્જન માટે ઉપેક્ષા વધવા પામે. આ ગુણોને પ્રાપ્ત કરવાની બાબતમા ઉપેક્ષા વધવાને બદલે ઉપેક્ષા નાબૂદ થવા પામે અને આ ગુણોની પ્રાપ્તિ માટે ધર્મરત્નના અર્થી આત્માઓ ઉદ્યમશીલ બને, એવો જ ઉપદેશાદિ દ્વારા ધર્મગુરૂઓએ પ્રયત્ન કરવો જોઈએ. શાસ્ત્રકાર પરમર્ષિ શ્રી જિનશાસનના રહસ્યવેદી પરમ-ર્ષિઓના નામે ફરમાવે છે કે–ધર્મના અર્થી આત્માઓએ સૌથી પહેલો પ્રયત્ન ધર્માધિકારિત્વને પમાડનાર એકવીસ ગુણોને પામવાને માટે જ કરવો જોઇએ. શલ્યોદ્ધાર અને પીઠબન્ધ

આદિની ઉપેક્ષા કરનારાઓ જેમ વિશિષ્ટ પ્રાસાદની પોતાની અભિલાષાને પૂરી કરી શકતા નથી, તેમ ધર્માધિકારિપણાને પ્રાપ્ત કરવાને માટેની ઉપેક્ષા કરનારાઓ, વિશિષ્ટ ધર્મસિદ્ધિની પોતાની અભિલાષાને પૂરી કરી શકે નહિ, તે સ્વાભાવિક જ છે.

અધિકારિપણા વિના સિદ્ધિ નહિ :

અધિકારિપણું, એ એક એવી વસ્તુ છે કે—એના અભાવમા સાધના સાધના રૂપે થઈ શકતી નથી અને એ કારણે સિદ્ધિ દૂર જ રહેવા પામે છે. અધિકારિપણા પ્રત્યે ઉપેક્ષાભાવ ધરાવનારાઓ તો, વસ્તુની સુન્દર સાધના આદિથી વંચિત જ રહી જાય છે. અધિકારિપણાને પ્રાપ્ત કરવાના આશયથી કરાતી અભ્યાસ રૂપ ક્રિયાઓ, અધિકારિપણાને પમાડે અને અધિકારિપણું પમાયા બાદ સાધના સુન્દર પ્રકારે થાય —એ શકય છે, પરન્તુ અધિકારિપણાની આવશ્યકતાનો જ વિરોધ કરનારાઓની શી દશા થાય? તમે ધર્મના અર્થી ન હો તો ધર્મના અર્થી બનો અને ધર્મના અર્થી હો તો પહેલા ધર્માધિકારિપણું પ્રાપ્ત કરવાને ઉદ્યમશીલ બનો : કારણ કે—વિશિષ્ટ ધર્મસિદ્ધિ તેને આધીન છે. સદ્ધર્મના સેવનાદિ દ્વારા જે સર્વોત્તમ ફલની પ્રાપ્તિ થવી જોઈએ, તે ફલની પ્રાપ્તિ અધિકારિપણાની ઉપેક્ષા કરનારાઓને કદી થઇ પણ નથી અને કદી થવાની પણ નથી.

અયોગ્યતાથી થતી હાનિ :

ઉપકારી મહાપુરૂષોએ, ધર્મના અર્થી આત્માઓને ધર્માધિકારિપણાને પામવાની આવશ્યકતા દર્શાવી છે, એ પણ એ તારકોની ઉપકારભાવનાને જ આભારી છે. દુનિયામાં પણ

ડાહ્યાઓ કહે છે કે–'પહેલાં લાયકાત કેળવો અને પછી ઇચ્છા કરો.' જે વસ્તુને ઇચ્છતા હો, તેને લાયક બનવાની ઉપેક્ષા કરવી, એ તો તે વસ્તુની પ્રાપ્તિને વધારે વિકટ બનાવવા જેવુ છે. ઉત્તમ વસ્તુઓ લાયકાતવાળાને જેમ ગુણ કરે છે, તેમ નાલાયકોને માટે હાનિ પણ કરે છે. એ હાનિમાં નિમિત્ત ઉત્તમ વસ્તુ હોવા છતાયે, ઉત્તમ વસ્તુને હાનિકર ગણાય નહિ, પણ નાલાયકાતને જ હાનિકર ગણાય. પૌષ્ટિક પણ અનાજ, માંદા માણસને ખવડાવવાનુ પરિણામ એ જ આવે કે–તેની માંદગી વધે અને કદાચ મૃત્યુ પણ થઈ જાય. કેટલાક ઔષધો એવાં હોય છે, કે જે ઔષધોનું યથાવિધિ સેવન કરાય, તો તેથી ઘણો લાભ થાય, પણ એવાં ઔષધોનુ સેવન કરવાને માટે લાયક હોજરી હોય નહિ અને કુપથ્યનો યોગ મળે, તો જીવનને બદલે મરણ જ થાય કે બીજું કાંઈ થાય ? વૈદ્યો માત્રાઓ ગમે તેને આપે ખરા ?

સ૦ નહિ જ.

કારણ ?

સ૦ ગમે તેને માત્રાઓ આપે, તો તો કેટલા ય માંદાઓ સાજા થવાને બદલે મરી જાય

એ જ વસ્તુ અહીં સમજી લેવી જોઈએ. ધર્મ, એ પણ એક પ્રકારનું ઔષધ છે અને યોગ્ય આત્માઓ ધર્મ રૂપ ઔષધના યથાવિધિ આસેવન દ્વારા મહા લાભને પામી શકે છે : પરન્તુ અયોગ્ય આત્માઓ પોતાની અયોગ્યતાના કારણે, એ ઔષધના આસેવન નિમત્તે ય, પોતાના કારમા અહિતને સાધનારા નિવડે છે. આથી જ, ઉપકારી મહાપુરૂષોએ ધર્માધિકારિપણાને વિષે ઉપેક્ષાને નહિ સેવતાં, ધર્મના અર્થિ-

એને તે પ્રાપ્ત કરવાને માટે ઉદ્યમશીલ બનવાનું ફરમાવ્યું છે.

અનંતજ્ઞાનિઓની આશાતના :

ઉપકારી મહાપુરૂષો સારાય વિશ્વના જીવોની કલ્યાણ-ભાવનાથી ઓતપ્રોત બનેલા હોય અને એ કારણે તેઓ 'સૌ કોઈ ધર્મમય બને'–એવું જોવાને અત્યન્ત ઉત્સુક હોય, તે સ્વાભાવિક છે. આમ છતાં પણ, એ ઉપકારિઓ, ધર્મના ઉપદેશ અને ધર્મના પ્રદાન આદિમાં યોગ્યતા ઉપર ખૂબ જ ભાર મૂકે છે : કારણ કે–એ ઉપકારિઓ ધર્મના ઉપદેશ અને ધર્મના પ્રદાન દ્વારા જીવોનું કલ્યાણ કરવાને ઈચ્છે છે, પણ અકલ્યાણ કરવાને નથી જ ઈચ્છતા. યોગ્યતા વિના સારી પણ વસ્તુ લાભ નથી આપતી, એ નિર્વિવાદ છે. આ જ કારણે, ઉપકારિઓએ યોગ્યતા માટેનાં ઉત્સર્ગ અને અપવાદથી વિધાન કરેલાં છે. એ વિધાનોના રહસ્યને સમજીને, તે મુજબની યોગ્યતાને જોવાને માટે હંમેશાં શાસ્ત્રાનુસારિઓએ સજાગ રહેવું જ જોઈએ. જેઓ યોગ્યતાને જોવાની વાત સામે જ વિરોધ કરે છે અને એ માટે જ્ઞાનિઓએ નિયત કરેલાં પરીક્ષાનાં વિધાનોને ઉડાવવાને મથે છે, તેઓ આજ્ઞાભંજનનું પાપ વહોરવા સાથે, અન્યના પણ દારુણ અકલ્યાણમાં સહાયક થાય છે. આવાઓ, એમ કરવામાં પણ જે ઉપકારની વાતો કરે છે, તે વાતો પણ એ જ સૂચવે છે કે–કાં તો તેઓ ઉપકારના સ્વરૂપ આદિથી અજ્ઞાત છે અથવા તો કદાગ્રહી છે. યોગ્યતા માટેનાં વિધાનો અનેક ઉપકારિઓએ સ્થળે સ્થળે ફરમાવ્યાં છે, છતાં પણ ઉપકાર આદિના નામે એ વિધાનોનો અપલાપ કરવો અથવા તો એ વિધાનોને યત્કિંચિત્

કરી મૂકવાં, એ તો અનંતજ્ઞાનિઓની કારમી આશાતના કરવા સિવાય કશું જ નથી. એક તરફ અનંતજ્ઞાનિઓની આજ્ઞાઓની કદાગ્રહ આદિના યોગે વિરાધના કરવી તેમ જ અજ્ઞાનિઓને મુંઝવનારા તુક્કાઓ ઉભા કરીને અનંતજ્ઞાનિઓની આજ્ઞાઓ પ્રત્યેની અશ્રદ્ધા વધારવી અને બીજી તરફ અનંતજ્ઞાનિઓના શાસનની આરાધના કરવાનો ડોળ કરવો, એ દમ્ભ સિવાય બીજું કશું જ નથી અને દમ્ભિઓ માટે તો એક સંસારપરિભ્રમણ જ શેષ રહે છે.

## આરાધકભાવને નિર્મલ બનાવો :

અનન્તજ્ઞાનિઓના શાસનની વાસ્તવિક આરાધના કરી શકાય, એ માટે એ તારકોની આજ્ઞાઓ પ્રત્યે સુન્દર પ્રકારનો આદરભાવ કેળવવો જોઈએ. આજ્ઞાઓ પ્રત્યેનો આદરભાવ, આજ્ઞાઓના પરિપાલનમાં ખૂબ જ સહાયક નિવડે છે. આજ્ઞાઓના પાલન દ્વારા મેળવવા જોગું ફલ મેળવવામાં, આજ્ઞાઓ પ્રત્યેનો આદરભાવ, ઘણો જ અગત્યનો ભાગ ભજવે છે. આજ્ઞાઓ પ્રત્યે સાચા આદરભાવને નહિ ધરાવનારાઓ, પોતાની ધર્મક્રિયાઓને તથાપ્રકારે સફલ બનાવી શકતા નથી, અને આજ્ઞાઓ પ્રત્યેનો અનાદરભાવ તો, આત્માને ઘોર સંસારમાં પરિભ્રમણ કરાવનારો જ નિવડે છે આરાધકભાવ અને વિરાધકભાવ,—એ ઉભયના પરિણામને સમજીને વિરાધકભાવથી સદા સર્વથા બચવું અને આરાધકભાવને સુનિર્મલ બનાવવવામાં ઉદ્યમશીલ બન્યા રહેવું, એ કલ્યાણના અર્થિઓને માટે પરમ કર્તવ્ય રૂપ છે. આરાધનાની વિશિષ્ટ ક્રિયાઓ કરવાને અસમર્થ એવા પણ આત્માઓ, આરાધક-

ભાવના યોગે તરી જાય છે અને આરાધનાની વિશિષ્ટ ક્રિયાઓ કરવા છતા પણ, વિરાધકભાવના ઉપાસક બનેલા આત્માઓ, વિરાધકભાવના કારણે ડૂબી જાય છે વિરાધનાની ક્રિયા થઈ જવા છતા પણ, જે આત્માઓ આરાધકભાવથી ભ્રષ્ટ થતા નથી, તે આત્માઓનો ઉદ્ધાર સુસંભવિત છે, જ્યારે વિરાધકભાવને પામેલાઓ, આરાધનાની દેખીતી ક્રિયાઓમા રત હોય તો ય, તેમનો ઉદ્ધાર ઘણો જ મુશ્કેલ બની જાય છે આથી, અનન્તજ્ઞાનિઓએ ફરમાવેલા વિધાનોનું સુન્દર પ્રકારનું પાલન આપણાથી ન થઈ શકતું હોય, તો પણ આપણો આરાધકભાવ તો સુનિર્મલ જ બન્યો રહે–તેની ખાસ કાળજી રાખવી જોઈએ આજ્ઞાપાલન, એ પરમ આવશ્યક વસ્તુ છે, પણ સમજવાની વાત એ છે કે–આજ્ઞા પ્રત્યેના સાચા આદર ભાવ વિના વાસ્તવિક કોટિનું આજ્ઞાપાલન થઈ શકતું જ નથી

દર્શન અને ચારિત્ર

જે આત્માઓનુ હૈયું આરાધકભાવથી વિહીન નથી, તે પુણ્યાત્માઓ આજ્ઞાપાલન પ્રત્યે બેદરકાર હોય, એ શક્ય જ નથી આરાધકભાવ, આજ્ઞાપાલનને માટે, આત્માને ઉત્સાહિત બનાવે છે દર્શનશુદ્ધિ, સમ્યક્ચારિત્રની પ્રાપ્તિ અને તેના સુન્દર પાલનને અવશ્ય ઘસડી લાવે છે એક વાર દર્શનને પામેલો આત્મા, છેવટ અર્ધપુદ્ગલ પરાવર્ત્તથી પણ કાંઈક ન્યૂન જેટલા સમયમાં તો, અવશ્ય સમ્યક્ચારિત્રને પામે છે અને તે દ્વારા મોક્ષસુખને પામે છે દર્શન વિનાના ચારિત્રની જે તાકાત નથી, તે તાકાત ચારિત્ર વિનાના દર્શનની છે, એમ આ રીતિએ કહી શકાય. 'દર્શન વિનાનું ચારિત્ર નિયમા દર્શન

પમાડે અગર તો નિયમા મુક્તિનું કારણ બને '–એમ નથી; જ્યારે દર્શનને પામેલો ચારિત્રહીન પણ, નિયમા ચારિત્રને પામીને મુક્તિસુખનો ભોક્તા બને છે. સાચો આરાધકભાવ, સમ્યગ્દર્શન ગુણને જ આભારી છે. સમ્યગ્દર્શન ગુણના સદ્ભાવમાં વિરાધકભાવ સંભવિત નથી. બાહ્ય ચારિત્રવાળી દશામાં વિરાધકભાવ સંભવિત છે, પણ ચારિત્રહીન છતાં સમ્યગ્દર્શન ગુણે સહિત અવસ્થામાં વિરાધકભાવ સંભવિત નથી. આથી જ, ઉપકારી મહાપુરૂષોએ દર્શનશુદ્ધિને સાધવા અને એ દ્વારા આત્માના સ્વભાવને પ્રગટાવવામા અપ્રમાદી બનવા માટે, કલ્યાણના અર્થિઓને વિવિધ પ્રકારે પ્રેરણા આદિ કરેલ છે.

અધિકારી અને આરાધક બનો

આ બધી વાતો સમજાય અને હૈયામા જચી જાય, તો ઉપકારી મહાપુરૂષોએ ફરમાવેલાં વિધાનો પ્રત્યે ખૂબ જ આદરભાવ પ્રગટ્યા વિના રહે નહિ. ધર્મના અર્થિઓએ, ધર્મરત્નને યોગ્ય બનવાને માટે, જે ગુણોને કેળવવા જોઇએ, તે ગુણોને કેળવવા પ્રત્યે, આ વસ્તુને સમજનાર અને માનનાર, ઉપેક્ષાવાળો બને નહિ. ધર્માધિકારિપણું પ્રાપ્ત કરવું અને અધિકારી બનીને ધર્મના સુન્દર આરાધક બનવું, એ જ ધર્મના અર્થિઓનુ ધ્યેય હોવું જોઈએ. અધિકારિપણાનો અભાવ, સારી પણ વસ્તુથી લાભ પામવા દેતો નથી. અનધિકારી આત્માઓ તો, સારી પણ વસ્તુ દ્વારા પોતાના અહિતને સાધનારા પણ બને છે. વિશિષ્ટ ધર્મસિદ્ધિ તે ગુણોને આધીન છે, કે જે ગુણો દ્વારા આત્મા ધર્મરત્નને યોગ્ય બની શકે છે. આ કારણે, પરમ ઉપકારી, શાસ્ત્રકાર પરમર્ષિ

આચાર્યભગવાન શ્રીમત્ શાન્તિસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે–ધર્મરત્નના અર્થિઓએ, તે ગુણોના ઉપાર્જનને માટે જ પ્રથમ ઉદ્યમવન્ત બનવું જોઇએ.

**પૂર્વસૂરિવરોએ રચેલી ત્રણ ગાથાઓ :**

ચોથી ગાથાને અન્તે 'जओ भणियं' એમ ફરમાવીને, શાસ્ત્રકાર પરમર્ષિએ પાંચમી, છઠ્ઠી અને સાતમી ગાથાની સૂચના કરી છે. એનો અર્થ કરતા "पूर्वाचार्यैः" પદ અધ્યાહાર છે–તેનો ખ્યાલ રાખવાનો છે. ગાથાઓમાં કેટલાંક પદો સ્પષ્ટ શબ્દો દ્વારા સૂચવાએલાં હોતાં નથી, છતાં અર્થ કરતી વેળાએ અધ્યાહારનો પણ ઉપયોગ કરવાનો હોય છે. ચોથી ગાથાના પૂર્વાર્દ્ધમા પણ એ જ રીતિએ 'तदभिज्ञैः' પદ અધ્યાહાર હોઇ, તેનો અર્થ કરવામાં આવ્યો છે. શ્રી જૈન શાસનમાં એકવીસ ગુણો, કે જે ગુણોનું વર્ણન આગળ કરવામાં આવ્યુ છે, તે ગુણોથી યુક્ત એવા આત્માને ધર્મરત્નને યોગ્ય તરીકે શ્રી જૈન શાસનના પરમાર્થવેદિઓએ પ્રતિપાદિત કર્યો છે. આ કારણે, તે ગુણોના ઉપાર્જનમાં પ્રથમ ઉદ્યમવન્ત બનવું જોઈએ. આમ ફરમાવીને, શાસ્ત્રકાર પરમર્ષિ ફરમાવે છે કે–જેથી પૂર્વાચાર્ય મહાપુરૂષોએ કહ્યું છે કે–

" धम्मरयणस्स जुग्गो, अक्खुद्दो रूववं पयइसोमो ।
लोगप्पिओ अकूरो, भीरू असढो सुदक्खिण्णो ॥ ५ ॥
" लज्जालुओ दयालू, मज्झत्थो सोमदिट्ठि गुणरागी ।
सक्कह सुपक्खजुत्तो, सुदीहदरिसी विसेसन्नू ॥ ६ ॥
" वुड्ढाणुगो विणीओ, कयण्णुओ परहियत्थकारी य ।
तह चेव लद्धलक्खो, इगवीसगुणेहिं संपन्नो ॥ ७ ॥"

આ ત્રણ ગાથાઓ, શાસ્ત્રકાર પરમર્ષિની પણ પૂર્વે થયેલા આચાર્યભગવંતોએ રચેલી છે, એ વાત તો શાસ્ત્રકાર પરમર્ષિએ પોતે પણ જણાવી છે. સાચા મહાપુરૂષો પૂર્વકાલીન મહાપુરૂષોને કેવા આધીન હોય છે, એય સમજવા જેવું છે. મહાપુરૂષોને પૂર્વના મહાપુરૂષોની આધીનતાને સ્વીકારવામાં હીણપત લાગતી નથી, પરન્તુ ગૌરવશીલતા લાગે છે. ખરેખર, ઉત્તમ આત્માઓને પરમ તારકોની આધીનતા કેળવવામાં જ આનંદ આવે છે, જ્યારે અધમ આત્માઓને એ તારકોની આધીનતા સ્વીકારવામાં હીણપત જેવું લાગે છે.

પાપત્યાગ માટે શું કરાય ?

પૂર્વસૂરિપ્રણીત આ ત્રણ ગાથાઓ પૈકી પહેલી ગાથાના પ્રારંભમાં જે કહેવાયું છે, તેનો સંબંધ ત્રીજી ગાથાના અન્તમાં કહેવાએલી વસ્તુની સાથે છે. "धर्मरत्नस्य योग्यो भवति" કોણ ? "एकविंशतिगुणैः संपन्नः ।" એકવીસ ગુણોથી સંપન્ન એવો આત્મા ધર્મરત્નને યોગ્ય થાય છે. અહીં ધર્મરત્ન તરીકે શ્રી જિનપ્રણીત દેશવિરતિ–સર્વવિરતિ રૂપ ધર્મને જ લેવાનો છે. શ્રી જિનપ્રણીત દેશવિરતિ–સર્વવિરતિ રૂપ ધર્મ, એ ધર્મોની અન્દર રત્નની માફક ગણાય છે અને એથી જ એ ધર્મને સૂચિત કરવાને માટે અહીં ધર્મરત્ન શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે. પાપથી અમુક અંશે કે સર્વાંશે વિરામ પામવો, એ જ ધર્માધિકારી બનવાનું ફલ છે–એમ કહી શકાય. બની શકે તો પાપથી સર્વ રીતિએ નિવૃત્ત બનવું જોઈએ અને તેટલું સામર્થ્ય ન હોય તો પાપથી બને તેટલા વધુ અંશે નિવૃત્ત બનવું જોઈએ.

શ્રી જિનેશ્વરદેવોએ જે જે રીતિએ પાપથી નિવૃત્ત બનવાનું ફરમાવ્યું છે, તે તે રીતિએ પાપથી નિવૃત્ત બનેલા આત્માઓ, તે તે પ્રમાણમાં ધર્મરત્નને પામેલા છે: ધર્માધિકારિપણાને પામીને, પાપથી વિરામ પામવાનો પ્રયત્ન કરવો, એ આવશ્યક છે અને એ માટે શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલી સત્પ્રવૃત્તિઓને આચરવા આદિમાં ઉદ્યમશીલ બન્યે જ છૂટકો છે. પાપ પ્રવૃત્તિઓના ત્યાગ અને સત્પ્રવૃત્તિઓના સ્વીકાર દ્વારા, આત્મા પોતાના સ્વરૂપને પ્રગટાવી શકે છે: આ કારણે, નિવૃત્તિના અર્થિઓએ સત્પ્રવૃત્તિઓની ઉપેક્ષા કરવાની હોય જ નહિ. વિરતિધર્મની આરાધનાને વાસ્તવિક બનાવવી હોય, તો અનન્તજ્ઞાની શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલી સત્પ્રવૃત્તિઓની આચરણામાં અપ્રમત્ત બનવાની કાળજી રાખવી જોઈએ. પાપનો ત્યાગ, એ કાંઈ સહેલી વસ્તુ નથી. પાપના ત્યાગ માટે, સૌથી ઉત્તમ માર્ગ તો એ જ છે કે–અનન્તજ્ઞાની શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞાઓ પ્રત્યે સુસમર્પિત થઈ જવું: કારણ કે–અનન્તજ્ઞાની શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞાઓ પ્રત્યે સુસમર્પિત બનેલા આત્માઓ જ વાસ્તવિક કોટિની પાપનિવૃત્તિને સાધી શકે છે.

<u>ગુણ અને ગુણી :</u>

પૂર્વસૂરિપ્રણીત આ ત્રણ ગાથાઓમાં, એક એ પણ વિશેષતા છે કે–આ ગાથાઓમાં ગુણિઓનું પ્રતિપાદન કરવા દ્વારા ગુણોનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. આ રીતિએ ગુણિઓના પ્રતિપાદન દ્વારા ગુણોનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે, તેના હેતુને ઉભય વૃત્તિકાર પરમર્ષિઓએ સ્પષ્ટ કર્યો

છે. ગુણ અને ગુણી,-એ ઉભયના કથંચિદ્ અભેદને દર્શાવવાને માટે જ ગુણિપ્રતિપાદન દ્વારા ગુણપ્રતિપાદન કરવામાં આવ્યું છે, એમ ઉભય વૃત્તિકાર પરમર્ષિઓ ફરમાવે છે. એકાન્ત-વાદી દર્શન જ્યારે ગુણનો ગુણી સાથે અભેદ જ અથવા તો ભેદ જ માને છે, ત્યારે આ સ્યાદ્વાદ દર્શન કથંચિદ્ ભેદ પણ માને છે અને કથંચિદ્ અભેદ પણ માને છે. ગુણ અને ગુણિમાં એકાંત ભેદ માનવો અથવા તો એકાંત અભેદ માનવો, એ વસ્તુનું વસ્તુસ્વરૂપે જ્ઞાન જ નથી, એમ સૂચવે છે. આમ હોવા છતાં પણ, ઘોર મિથ્યાત્વના પ્રતાપે, પંડિતો પણ એ વસ્તુને સમજી શકતા નથી અને એકાન્ત પ્રલાપો દ્વારા સ્વ-પરના હિતનો સંહાર કરે છે. ગુણ ગુણિથી અલગ રહી શકતો નથી, માટે એને અભિન્ન પણ માનવો પડે અને ગુણ ગુણિમય નહિ હોવાથી એને ભિન્ન પણ માનવો પડે : એ વાતનો કોઈ પણ સત્યગવેષક બુદ્ધિશાલીથી ઈનકાર થઈ શકે તેમ છે જ નહિ : છતાં પણ, એકાન્ત આગ્રહમાં પડેલાઓ આવી સ્પષ્ટ વાતોને ય માનવાનો ઈનકાર જ કરે છે. દૃષ્ટાન્ત તરીકે, કોઈ પણ વસ્તુનો રૂપ આદિ ગુણ વસ્તુને મૂકીને અલગ નથી રહેતો, એ તો સૌના અનુભવની વાત છે : એટલે એને વસ્તુથી સર્વથા ભિન્ન માનવો, એ તો કોઈ પણ રીતિએ ઉચિત જ નથી; અને એટલા માત્રથી ગુણને સર્વથા અભિન્ન માનવો, એ પણ ઉચિત નથી : કારણ કે-જો એમ માનવામાં આવે, તો પછી વસ્તુને રૂપવાળી આદિ તરીકે જે ઓળખવામાં આવે છે, તે ઓળખી શકાય નહિ. સામાન્ય બુદ્ધિશાલી આદમી પણ જો પોતાની સાદી બુદ્ધિનો ઉપયોગ કરે, તો આવી વસ્તુઓને સહેલાઈથી સમજી શકે એવું

છે : પરન્તુ મિથ્યાત્વના પ્રતાપે, સુક્તિગમ્ય એવી પણ વાસ્તવિક વાતોને માનવાને, પંડિત ગણાતાઓ પણ તૈયાર થઈ શકતા નથી. આ જ કારણે, સર્વ પાપોમાં શિરોમણિ પાપ તરીકે 'મિથ્યાત્વ' નામના પાપને ઓળખાવ્યું છે. મિથ્યાત્વથી ગ્રસ્ત બનેલા આત્માઓ, વસ્તુને યથાસ્થિત સ્વરૂપે માનવાને તૈયાર થઈ શકતા જ નથી. તેઓ વસ્તુસ્વરૂપની માન્યતામાં, બુદ્ધિમાન છતાં નિર્બુદ્ધિ જેવા બની જાય છે. કોઈ પણ વસ્તુનો યથાર્થ વિચાર તેઓ કરી શકતા નથી. આવાઓએ ઉપજાવી કાઢેલાં કલ્પિત મંતવ્યોનું હિતબુદ્ધિથી ખંડન કરવું, એને ય, ઉપકારી મહાપુરૂષો પોતાની ફરજ સમજે છે.

અક્ષુદ્ર :

પરમ ઉપકારી આચાર્યભગવાનોએ ગુણિઓના વર્ણન દ્વારા ગુણોનું વર્ણન કરતાં જે એકવીસ ગુણો દર્શાવ્યા છે, તેમાં સૌથી પહેલો ગુણ 'અક્ષુદ્રતા' છે. શ્રી જિનપ્રણીત સર્વવિરતિ અગર દેશવિરતિ રૂપ ધર્મનું અધિકારિપણું પ્રાપ્ત કરવાને માટે, ધર્મના અર્થિએ 'અક્ષુદ્ર' બનવું, એ ય આવશ્યક છે. અક્ષુદ્રતા આદિ એકવીસેય ગુણોના સંબંધમાં, શાસ્ત્રકાર પરમર્ષિએ, એક એક ગુણને માટે એક એક ગાથા લખીને વર્ણન કરેલું છે, એટલે તે તે ગુણોનું વિસ્તારથી વર્ણન આગળ થશે. ગુણોના સ્વરૂપ આદિનો ખ્યાલ આપવાને માટે, ઉપકારિઓએ, દૃષ્ટાન્તો પણ રજૂ કરેલાં છે. આથી અહીં તો આપણે તે ગુણોનો સામાન્ય ખ્યાલ આવે તે પૂરતો જ વિચાર કરીશું. ક્ષુદ્ર શબ્દના તુચ્છ, ક્રૂર, દરિદ્ર અને

લઘુ આદિ અનેક અર્થો થઈ શકે છે: પરન્તુ ધર્માધિકારી તરીકે અહીં જે અક્ષુદ્રને જણાવેલ છે, તે અતુચ્છ સમજવાનો છે. તુચ્છ આત્મા ઉત્તાન મતિવાળો હોય છે, જ્યારે અતુચ્છ આત્મા નિપુણ મતિવાળો હોઇને અનુત્તાનમતિ કહેવાય છે. ધર્મ સૂક્ષ્મમતિએ સાધ્ય હોઇને, અનિપુણ બુદ્ધિ વાળા તુચ્છ આત્માઓ, ધર્મની વાસ્તવિક આરાધના કરી શકતા નથી. શ્રી જિનપ્રણીત ધર્મની આરાધના કરવાને લાયક બનવું હોય, તો ગમ્ભીર બનવું એય પરમ આવશ્યક છે. અનિપુણ મતિવાળા આત્માઓ ગંભીર હોઈ શકતા નથી અને અગમ્ભીર આત્માઓ ધર્મની આરાધનાને માટે લાયક ગણાતા નથી: આ કારણે, ગંભીરતા ગુણનું સૂચન કરતાં, પૂર્વાચાર્ય પરમર્ષિઓએ, ધર્મરત્નને યોગ્ય 'અક્ષુદ્ર'ને જણાવ્યો છે.

પ્રશસ્ત રૂપવાળો .

ઉપકારી મહાપુરૂષોએ, બીજા ગુણ તરીકે, પ્રશસ્ત રૂપ સંપન્નતાને જણાવેલ છે. જેની પાચેય ઇંદ્રિયો સ્પષ્ટ હોય, એ પ્રશસ્ત રૂપવાળો ગણાય છે. પંચેંદ્રિયપૂર્ણતા પણ ધર્મની પ્રાપ્તિ અને આરાધના માટે જરૂરી છે 'રૂપવાન્' કહેવાથી પ્રશસ્ત રૂપ કહેવાનો જ આશય છે: કારણ કે–પ્રશંસાવાચી 'વતુ' પ્રત્યયનો ઉપયોગ કરવામાં આવ્યો છે. જો સામાન્ય રૂપ જ કહેવું હોત, તો તો ઉપકારિઓએ 'इन्' પ્રત્યયનો જ પ્રયોગ કર્યો હોત. અહીં એ સામાન્ય રૂપસંપન્નતાને કહેનાર પ્રત્યયનો ઉપયોગ નહિ કરતાં, પ્રશંસાવાચી પ્રત્યયનો ઉપયોગ કરીને, પ્રશસ્ત રૂપ જ સૂચવ્યું છે. સામાન્ય રૂપને સૂચવવાને માટે તો 'इन्' પ્રત્યયનો જ ઉપયોગ થાય છે,

એ વાતના સમર્થનમા વૃત્તિકાર પરમર્ષિઓએ "रूपिण पुद्गला मोक्ता"—એવુ દૃષ્ટાન્ત આપ્યુ છે 'પુદ્ગલો રૂપવાળા હોય છે'—એવા કથનમા પ્રશસ્ત રૂપ દર્શાવવાનુ નહિ હોવાથી, 'इन्' પ્રત્યયનો પ્રયોગ કરાયો છે અને એ રીતિએ 'रूपिन्' શબ્દ દ્વારા 'रूपिण' એવો પ્રયોગ કરાયો છે, જ્યારે અહી પ્રશસ્ત રૂપસમ્પન્નતાને દર્શાવવાની હોવાથી, 'वतु' પ્રત્યયના ઉપયોગ દ્વારા 'रूपवत्' શબ્દ બનાવી 'रूपवान्' એવા પદનો પ્રયોગ કરવામા આવ્યો છે રૂપવત્તા તરીકે પણ, અહી ખાસ કરીને પાચેય ઇન્દ્રિયોની સ્પષ્ટતા જ લેવાની છે, એ ખ્યાલમા રાખવુ. અર્થાત્—પાચેય ઇન્દ્રિયોની પૂર્ણતાવાળો એ આ સ્થળે 'રૂપવાન્' કહેવાય છે અને એવો રૂપવાન્ ધર્મની પ્રાપ્તિ આદિ માટે ઉચિત ગણાય છે

પ્રકૃતિસોમ

ત્રીજા ગુણને દર્શાવવાને માટે, ઉપકારી મહાપુરૂષોએ, 'પ્રકૃતિસોમ' એવા ગુણિને જણાવ્યો છે પ્રકૃતિ-સોમ આત્મા તે ગણાય છે, કે જેની પ્રકૃતિ સૌમ્ય હોય છે પ્રશાન્ત ચિત્તવાળો હોવાથી, જે સ્વાભાવથી જ સૌમ્ય એટલે સુંદર સ્વભાવવાળો હોય, એ જ આત્મા 'પ્રકૃતિસોમ' ગણાય જેનો સ્વભાવ જ પાપકર્મથી પર રહેવાનો હોય, એવો આત્મા ધર્મની પ્રાપ્તિ આદિ માટે યોગ્ય ગણાય તે સ્વભાવિક જ છે પાપની ભાવનાથી પર એવો સુંદર સ્વભાવ, એ ઘણો જ ઉમદા ગુણ છે એ ઉમદા ગુણને ધરનારો 'પ્રકૃતિસોમ' ગણાય છે

લોકપ્રિય

ધર્મના અર્થિએ લોકપ્રિયતા પ્રાપ્ત કરવી, એ પણ આ

વશ્યક છે. એ માટે જ, ચોથા ગુણને દર્શાવતાં ઉપકારિઓએ 'લોકપ્રિય' એવા ગુણિનો નિર્દેશ કર્યો છે. આ લોકપ્રિયતા કયી રીતિએ પ્રાપ્ત કરવાની છે, એ ય સમજવું જોઈએ. લોકપ્રિયતા દ્વારા પણ, ઉપકારિઓએ, વસ્તુતઃ સદાચારશીલતાનું જ સૂચન કર્યું છે. સદાચારોને સેવનારો આત્મા સજ્જનોને પ્રિય બને તે સ્વાભાવિક છે. લોકપ્રિય બનવાને માટે મૂર્ખાઓને અગર તો દુર્જનો આદિને રૂચે એવું આચરણ કરવાનું ઉપકારિઓ ફરમાવતા નથી જ પરનિન્દા આદિ ઈહલોકવિરૂદ્ધ કર્મોનો અને ખરકર્મ આદિ પરલોકવિરૂદ્ધ કર્મોનો ત્યાગ કરવા પૂર્વક જેઓ દાન, વિનય અને શીલ આદિને વિષે પ્રવૃત્ત થાય છે, તેઓ સાચી લોકપ્રિયતાને પામી શકે છે. મૂર્ખ અને દુર્જન આદિને એવા સદાચારચારિઓ કદાચ અપ્રિય પણ હોય, તો ય વસ્તુતઃ તેઓ લોકપ્રિય જ ગણાય છે : કારણ કે–લોકપ્રિય બનવાને માટે જે લાયકાત જોઇએ, તેનાથી તેઓ સુસંપન્ન હોય છે. ધર્મની પ્રાપ્તિ અને આરાધના આદિમાં, આ જાતિની લોકપ્રિયતા જ પરમ સહાયક બની શકે છે.

અક્રૂર :

લોકપ્રિય પછી, પાંચમા ગુણના સૂચન માટે, અક્રૂર જણાવેલ છે. જે અક્લિષ્ટ ચિત્તવાળો હોય, તે જ અક્રૂર હોઇ શકે છે. પરના દોષોને જોવા આદિ રૂપ ક્રૂરતા એ દુર્ગુણ છે અને એથી વિપરીત અવસ્થા એ સદ્ગુણ છે. પરના દોષને જોવા આદિની ક્રૂરતા જેઓમાં ન હોય, તેઓ ધર્મને સહેલાઈથી પામી શકે છે અને સારી રીતિએ આરાધી પણ શકે છે.

ભીરૂ :

છઠ્ઠા ગુણ તરીકે ભીરૂતાને જણાવેલ છે. આ લોકના અને પરલોકના અપાયોથી ત્રાસ પામવાનો જેનો સ્વભાવ છે, તે 'ભીરૂ' ગણાય છે. આ લોકના અને પરલોકના અપાયોથી ડરવું, એ દુર્ગુણ નથી પણ સદ્દગુણ છે. જેઓ પાપથી નહિ ડરવા રૂપ બહાદૂરીમાં રાચનારા છે, તેઓ તો માણસો નથી પણ રાક્ષસો છે. એવી બહાદૂરી તો જગતમાં શ્રાપ રૂપ છે. આ લોકના અને પરલોકના હિતને બગાડનારા પાપથી ડરવું, એ કોઈ સામાન્ય ગુણ નથી અને એ જ કારણે એવા 'ભીરૂ'ને ધર્મને માટે લાયક ગણ્યો છે.

અશઠ :

સાતમા ગુણ તરીકે અશઠતાને જણાવેલ છે શઠતા એ ભયંકર દોષ છે અને અશઠતા એ ઉમદા ગુણ છે. પારકાને ઠગવાની વૃત્તિ, એ શઠતા નામનો દોષ છે અને નહિ ઠગવાની વૃત્તિ, એ અશઠતા નામનો ગુણ છે. જેઓ પારકાને ઠગવાની વૃત્તિથી પણ પર છે, તેઓ જ સાચી રીતિએ 'અશઠ' ગણાય છે. આવા અશઠ બનવાને માટે, કોઈ પણ ક્રિયા કરવામાં હૃદયનો સદ્દભાવ છોડયે નહિ પાલવે. પ્રત્યેક અનુષ્ઠાનમાં સદ્દભાવથી જ રાચ જે બને, તે જ 'અશઠ' રહી શકે છે. આથી, ધર્મની પ્રાપ્તિ અને આરાધના માટે 'અશઠ' બનવું, તે પણ ખૂબ જ આવશ્યક છે.

શોભન દાક્ષિણ્યવાળો :

આઠમા ગુણને જણાવવાને માટે, શોભન દાક્ષિણ્યવાળા ગુણિનો નિર્દેશ કરવામાં આવ્યો છે. જે આઠમા કોઈની પણ

યોગ્ય પ્રાર્થનાનો ભંગ કરતાં ડરનારો હોય, તે જ આત્માને 'સુદાક્ષિણ્ય' તરીકે ઓળખી શકાય. યોગ્ય અભ્યર્થના કરનાર જેનાથી નિરાશ ન થાય, તે આત્મા 'સુન્દર દાક્ષિણ્ય' નામના ગુણને ધરનારો ગણાય. આ ગુણ કોઈ સામાન્ય ગુણ નથી. સ્વ–પરના હિતમાં યોજનારો આ ગુણ પણ ધર્મની પ્રાપ્તિ અને આરાધના માટે અતિશય જરૂરી છે.

લજ્જાલુ :

નવમા ગુણ તરીકે લજ્જાલુતાને જણાવેલ છે. લજ્જાલુ બનવાને માટે અકાર્યોનું વર્જન આવશ્યક છે. અકાર્યોનું વર્જન કરનારને પુણ્યપુરૂષો લજ્જાળુ કહે છે 'લજ્જા' ગુણનો સ્વભાવ છે કે–એ ગુણ જે આત્મામાં આવે તે આત્મા પાપની વૃત્તિમાં પણ શંકિત બને. પાપ કરવું તો દૂર રહ્યું, પણ પોતામાં પાપની વૃત્તિ આવે, એ પણ લજ્જાલુ આત્માથી ન સહાય. આવો આત્મા ધર્મને પામે પણ સહેલાઈથી અને આરાધી શકે પણ આનંદથી, તે સ્વાભાવિક જ છે.

દયાલુ :

ધર્માધિકારિપણાને પ્રાપ્ત કરવાને માટે દયાળુ બનવું, એ ય આવશ્યક છે. પ્રાણિઓ ઉપર અનુકંપા કરનારો આત્મા 'દયાળુ' ગણાય છે. સત્ત્વોના અનુકંપકને અહીં દયાળુ તરીકે જણાવેલો છે. જેનામાં પ્રાણિઓ પ્રત્યે અનુકંપાભાવ નથી, તે ધર્મને લાયક હોઇ શકતો જ નથી. સત્ત્વો પ્રત્યે અનુકંપાની બુદ્ધિ ત્યારે જ થાય, કે જ્યારે ચિત્ત કરૂણામય હોય. કરૂણાવ્યાપ્ત ચિત્તપણું આવ્યા વિના, સાચી અનુકમ્પા આવતી નથી. કરૂણાથી વ્યાપ્ત બનવું, એ ધર્મની પ્રાપ્તિ અને

આરાધના માટે ઘણું જ જરૂરી છે. એવો આત્મા જ સ્વ-પરનો સાચો ઉપકારક બની શકે છે.

મધ્યસ્થ-સૌમ્યદૃષ્ટિ ·

સર્વત્ર અરક્તદ્વિષ્ટતા હોવી, એ ય ધર્માધિકારિપણાનું એક લક્ષણ છે. રક્તદ્વિષ્ટ આત્માઓ, પોતાના તે દુર્ગુણના કારણે, ધર્મની પ્રાપ્તિને મુશ્કેલ બનાવી દે છે. આ ગુણ સૂચવે છે કે-આત્માએ સાચાના દ્વેષી અને ખોટાના રાગી નહિ બનવું જોઈએ તેવા પ્રકારના રાગ-દ્વેષથી રહિત એવો જે બને, તે જ યથાવસ્થિત ધર્મનો વિચાર કરવાને લાયક બની શકે છે. એવો આત્મા દોષોનો ત્યાગ દૂરથી જ કરનારો હોય છે. આવો આત્મા ધર્મની પ્રાપ્તિ અને આરાધના માટે સારી રીતિએ લાયક થઈ શકે, એ વાત તદ્દન સ્પષ્ટ હોઈ, ધર્મના અર્થિએ આ ગુણ પણ પ્રાપ્ત કરવો એ અનિવાર્ય છે.

ગુણરાગી ·

ગુણનો રાગ કેળવવો, એ પણ ધર્માર્થિઓને માટે આવશ્યક છે. ગુણાનુરાગ, એ એક એવો ગુણ છે કે-એની આવશ્યકતાના સમ્બન્ધમાં પણ શંકા રહે તેવું નથી. ગુણરાગી એટલે ગુણો પ્રત્યે પક્ષપાત ધરનારો આત્મા. ધર્મના અર્થી આત્મામાં આ વસ્તુ હોવી જ જોઈએ. લઘુકર્મિપણું થાય તો જ ગુણો પ્રત્યે બહુમાન પ્રગટે. બહુલકર્મી આત્મામાં ગુણોનું બહુમાન પ્રાયઃ સંભવિત નથી .

સત્કથ ·

હવે તેરમો ગુણ જોઈએ. સુંદર એવી જે ધર્મકથા, એ જેને અભીષ્ટ હોય, તે આત્માને 'સત્કથ' કહેવાય છે; અથવા

દુરાચારિઓની આચરણાઓનું આકર્ણન કરવાની કે કથન કરવાની જેની રૂચિ ન હોય, તેને પણ 'સત્કથ' કહી શકાય : પણ આ દશા તેની જ હોય, કે જે સદાચારચારી હોય. સદાચાર જેને પ્રિય નથી, એવો આત્મા સત્કથ બની શકતો નથી. પાપિઓની કથા જેને ન ગમે અને ધર્મિઓની કથા જેને ગમે, એ 'સત્કથ' કહેવાય. સદાચારી આત્માને, પાપ-કથા કે પાપિઓની કથા, ન તો સાંભળવી ગમે કે ન તો કરવી ગમે. એવા આત્માને તો, ધર્મકથા અને ધર્મિઓની કથા સાંભળવી અને કરવી ગમે.

સુપક્ષયુક્ત :

ધર્મનો અર્થી આત્મા જો 'સુપક્ષયુક્ત' હોય, તો તેને માટે ધર્મની પ્રાપ્તિ અને આરાધના ઘણાં ઘણાં વિઘ્નોથી રહિત બની જાય છે. સુશીલ અને અનુકૂળ પરિવારથી ઉપેત આત્માને 'સુપક્ષયુક્ત' કહેવાય છે. 'સુપક્ષ' એટલે 'શોભન પરિજન'–તેનાથી યુક્ત જે હોય તે 'સુપક્ષયુક્ત' છે, એમ કહી શકાય. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે–જેનો બન્ધુ-પરિવાર એટલે માતા–પિતા આદિ સમ્બન્ધીજનો ધર્મના અ-વિરોધી હોય, તે આત્માને માટે ધર્મની પ્રાપ્તિ અને આરા-ધના સુલભ છે. આ ગુણ ધર્મની પ્રાપ્તિ આદિ માટે કેટલો જરૂરી છે, એનો સુન્દર ખ્યાલ તો, ધર્મના અર્થિઓ આદિને જ વિશેષ હોય છે : કારણ કે–અવસરે આ વિષેનો પણ અનુભવ થયા વિના રહેતો નથી.

સુદીર્ઘદર્શી :

સુદીર્ઘદર્શિપણું, એ પંદરમો ગુણ છે. સુપર્યાલોચિત

એટલે સારી રીતિએ વિચાર કરાયેલ અને પરિણામે સુંદર એવા કાર્યને કરનાર આત્માને, 'સુદીર્ઘદર્શી' કહી શકાય. આ રીતિનાં કાર્યોને કરવાને માટે તો સુન્દર બુદ્ધિસંપન્નતા જોઈએ. જેનામાં પરિણામનો વિચાર કરવાની સારી બુદ્ધિ નથી હોતી, તે કાર્યના સારા–નરસાપણાનો નિર્ણય કરી શકતો નથી અને એથી તે સાચો 'સુદીર્ઘદર્શી' બની શકતો નથી.

વિશેષજ્ઞ :

ધર્મના અર્થિએ વિશેષજ્ઞ બનવું, એ ય આવશ્યક છે. અપક્ષપાતિપણા દ્વારા, ગુણ અને દોષના વિશેષને જાણનારો અથવા સાર અને અસાર આદિ વસ્તુનો વેદી જે હોય, તેને 'વિશેષજ્ઞ' કહેવાય છે. જેણે ધર્મની પ્રાપ્તિ આદિને માટે લાયક બનવું હોય, તેણે આ ગુણ કેળવવો એ પણ આવશ્યક છે. જે આત્મા રાગ, દ્વેષ, મૂઢપણું અને વ્યુદ્ગ્રાહિતપણાના વશથી અંગીકાર કરેલ કુગ્રાહમાં જ એકતાન માનસવાળો હોય છે, તે કદી જ સાર–અસાર આદિનો વિવેચક નથી હોઈ શકતો. વિશેષજ્ઞ બનવાને માટે ખોટા પ્રત્યેનો રાગ, સાચા પ્રત્યેનો દ્વેષ, મૂઢતા અને કોઈની વ્યુદ્ગ્રાહણાથી હમેશાં પર રહેવું જોઈએ. એ વિના, વિશેષને જાણવાની એટલે વસ્તુના ગુણ-દોષને કે એમાં રહેલા સારા–ખોટાપણાને સ્પષ્ટ કરવાની શક્તિ આવતી જ નથી. સાચા–ખોટાનો વિવેક કરી શકવાની સાચી શક્તિ વિનાનો આત્મા, સદ્ધર્મરત્નને પામવાની લાયકાત ન ધરાવે, એ તો સહજ છે.

વૃદ્ધાનુગ :

ધર્મના અર્થી આત્માઓએ 'વૃદ્ધાનુગ' પણ બનવું

જોઈએ. પરિણુત મતિવાળો આત્મા જ, વાસ્તવિક રીતિએ, વૃદ્ધ કહેવાય છે. એવા વૃદ્ધ પુરૂષનો જે સેવક હોય, તેને 'વૃદ્ધાનુગ' કહેવાય છે. પરિણુત મતિવાળા પુરૂષોના અભિપ્રાયને અનુસરવું, એ વૃદ્ધાનુગપણું છે. જે આત્માઓ પરિણુત મતિવાળા પુરૂષોના અભિપ્રાયને અનુસરીને વર્તનારા હોય, તેઓમાં ધર્મ પામવાની લાયકાત સ્વાભાવિક હોય છે. એવાઓ ધર્મને પામી પણ સહેલાઈથી શકે છે અને ધર્મની આરાધના પણ સહેલાઈથી કરી શકે છે.

વિનીત ·

વિનીતતા, એ ય ધર્મની પ્રાપ્તિ અને આરાધના માટે આવશ્યક છે. ગુરૂજનને વિષે અથવા તો ગુણાધિક આત્માઓને વિષે ગૌરવનો કરનારો 'વિનીત' કહેવાય છે વિનય ગુણને ધરનારો, સઘળા ય કલ્યાણોને પામવાની લાયકાત ધરનારો હોય છે, એટલે ધર્મને પામવાને માટે એ લાયક હોય, એ તો સ્વાભાવિક જ છે ગુણી આત્માઓ પ્રત્યે અથવા તો વડિલો પ્રત્યે ઉદ્ધત વર્તન ચલાવનારાઓ, સ્વાભાવિક રીતિએ જ, ધર્મની પ્રાપ્તિ આદિને માટે નાલાયક બની જાય છે.

કૃતજ્ઞ

વિનીત પછી કૃતજ્ઞ. કૃતજ્ઞ તે જ કહેવાય છે, કે જે પારકાએ પોતા ઉપર કરેલા ઉપકારને ભૂલનારો ન હોય. જેઓ પોતા ઉપર ઉપકાર કરનારનું સ્મરણ નથી કરી શકતા, તેઓ કૃતજ્ઞ નથી કહેવાતા. ઉપકારી ઉપર પણ અપકારના કરનારા તો, કૃતઘ્ન કહેવાય છે. આ લોક સંબંધી અથવા તો પરલોક સંબંધી, થોડા પણ પોતા ઉપર કરાયેલા ઉપ-

કારનું જે વિસ્મરણ નથી કરતો, તે જ પોતાના આત્મામાં કૃતજ્ઞપણાને ટકાવી શકે છે. કૃતજ્ઞતા ગુણને ધરનારો આત્મા પણ ઘણી જ સહેલાઈથી ધર્મને પામી અને આરાધી શકે છે.

પરહિતકારી :

ધર્મના અર્થિએ પરહિત કરવામાં પણ ઉદ્યમશીલ બનવું જોઈએ. નિઃસ્પૃહતા પૂર્વક, પ્રત્યુપકારની અપેક્ષા વિના, અન્યોના હિતકારી અર્થોને અથવા હિતકારી પ્રયોજનોને કરવાના સ્વભાવવાળો આત્મા, 'પરહિતાર્થકારી' કહેવાય છે. પરના હિતને કરનારો બનેલો—પરહિતકારી આત્મા, સ્વાભાવિક રીતિએ ધર્મને પામવાની ઉચિતતાને ધરનારો હોય છે. પરહિતની ક્રિયામાં પ્રત્યુપકારની અભિલાષા ન જોઈએ, એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે પ્રત્યુપકારની લાલચથી સસ્પૃહ બનીને જે આત્માઓ પારકાનું હિત કરવાને પ્રવૃત્ત થાય છે, તેઓ વસ્તવિક રીતિએ પરનું હિત કરનારા ગણાતા નથી. અહીં એ શંકા ઉપસ્થિત કરવામાં આવી છે કે—"આઠમા 'સુદાક્ષિણ્ય' નામના ગુણમાં અને આ 'પરહિતાર્થકારિપણું' નામના ગુણમાં વિશેષતા શી છે? 'સુદાક્ષિણ્ય' ગુણવાળો પણ પરોપકાર કરનારો હોય જ છે, એટલે 'પરહિતાર્થકારિતા' ગુણ તેના સમાન થઈ જાય છે" આ શંકાનું સમાધાન સ્પષ્ટ છે 'સુદાક્ષિણ્ય' ગુણને ધરનારો અભ્યર્થિત થયો સહો જ પરોપકાર કરે છે, જ્યારે 'પરહિતાર્થકારી' પોતાની મેળે જ પરના હિતની રતિવાળો હોય છે આ સમજ્યા પછી, સહેલાઈથી સમજી શકાશે કે—આઠમા અને વીસમા ગુણમાં સમાનતા નથી પણ વિશેષતા છે.

લબ્ધલક્ષ્ય :

ગુણોને બતાવવાને માટે, ગુણિઓનું વર્ણન કરતા ઉપકારિઓએ, ત્રીજી ગાથાના ત્રીજા પાદમા 'तह चेव'નો પ્રયોગ કર્યો છે. એમા 'तथा' શબ્દ પ્રકારાર્થક છે, 'च' સમુચ્ચય અર્થમાં છે અને 'एव' અવધારણ અર્થમા છે. આથી એવો અર્થ થાય છે કે-જેમ અક્ષુદ્ર આદિ વીસ ધર્મના અધિકારી છે, તે જ રીતિએ 'લબ્ધલક્ષ્ય' પણ ધર્મનો અધિકારી છે. આ પ્રકારે પદના સમ્બન્ધને જોડીને જ અહીં અર્થ કરવાનો છે. 'લબ્ધલક્ષ્ય'નો પદાર્થ એ છે કે-'લક્ષ્ય' એટલે લક્ષણીય અર્થાત્ ઓળખવા લાયક એવો જે ધર્મના અનુષ્ઠાનનો વ્યવહાર, તે જેને 'લબ્ધ ઈવ' એટલે પ્રાપ્ત જેવો છે, એવા આત્માને 'લબ્ધલક્ષ્ય' કહેવાય છે. એ જ કારણે એ આત્મા સુશિક્ષણીય છે. જેને સારી રીતિએ શિક્ષણ આપી શકાય, એવા આત્માને 'સુશિક્ષણીય' કહેવાય છે. એવા સુશિક્ષણીયપણાના પ્રતાપે, એવા આત્માને 'લબ્ધલક્ષ્ય' ગણાય છે.

એકવીસ ગુણો :

આ રીતિએ એકવીસ ગુણોથી સહિત એવો આત્મા, ધર્મરત્નની પ્રાપ્તિને માટે યોગ્ય ગણાય છે. આ પ્રમાણે ત્રણ ગાથા, કે જે ગુણિના વર્ણન દ્વારા એકવીસ ગુણોનું વર્ણન કરે છે, તેનો સામાન્ય પ્રકારે અર્થ થઈ ગયો ગુણી આત્માઓના વર્ણન દ્વારા જે એકવીસ ગુણો સ્પષ્ટ થયા, તેનો ક્રમ એવો ગણી શકાય કે- ૧-અક્ષુદ્રતા એટલે ગંભીરતા, ૨-પાચ ઇંદ્રિયોની સંપૂર્ણતા, ૩-સ્વભાવથી જ સૌમ્યતા, ૪-લોકપ્રિયતા, ૫-અક્રૂરતા, ૬-પાપભીરુતા અગરશવભીરુતા,

૭–અશઠતા, ૮–સુદાક્ષિણ્ય, ૯–લજ્જાલુતા, ૧૦–દયાલુતા, ૧૧–મધ્યસ્થતા પૂર્વકની અથવા તો મધ્યસ્થતા દ્વારા અ ક્રૂરતા અથવા યથાસ્થિત ધર્મવિચારશીલતા, ૧૨–ગુણરાગ, ૧૩–સત્કથાશીલતા, ૧૪–સુપક્ષયુક્તતા, ૧૫–સુદીર્ઘદર્શિતા, ૧૬–વિશેષજ્ઞતા, ૧૭–વૃદ્ધાનુસારિતા, ૧૮–વિનીતતા, ૧૯–કૃતજ્ઞતા, ૨૦–પરહિતાર્થકારિતા અને ૨૧–લબ્ધલક્ષ્યતા. આ ગુણોના સામાન્ય શબ્દાર્થને જાણ્યા પછી પણ, તમને એમ લાગશે કે–ધર્મના અર્થિમાં આ ગુણો હોવા એ ખરેખર અતિશય જરૂરી છે આ રીતિએ ગુણિઓના વર્ણન દ્વારા મહાપુરૂષોએ એકવીસ ગુણોનો વિભવ ધર્મરત્નની પ્રાપ્તિ માટે જરૂરી જણાવ્યો. આ ઉપરથી પણ ઉપકારિઓની ઉપ કારશીલતાનો સુંદર ખ્યાલ આવે તેમ છે.

[ ૧૪ ]

" खुद्दोत्ति अगंभीरो उत्ताणमई न साहए धम्मं ।
सपरोवयारसत्तो अक्खुद्दो तेण इह जोग्गो ॥ ८॥"

સ્વભાવસ્થતાને પ્રાપ્ત કરવાના ઉપાયને

સુલભ બનાવવાનો ઉપાય

પરમ ઉપકારી, આચાર્યભગવાન શ્રીમત્ શાન્તિસૂરીશ્વરજી મહારાજાએ, શ્રી ધર્મરત્ન પ્રકરણ નામના આ શાસ્ત્ર રત્ન દ્વારા, ધર્મરત્નના અર્થી જીવોને ઉપદેશ આપ્યો છે રત્નના અર્થી જનોને ઉપદેશ આપવાની પ્રસ્તાવના કરતાં, અનન્ત ઉપકારી અનન્તજ્ઞાની શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલા

સમ્યગ્દર્શનાદિ રૂપ સદ્ધર્મને 'અનર્થોનો વિશિષ્ટ પ્રકારે વિનાશ કરનાર' તરીકે શાસ્ત્રકાર પરમર્ષિએ ઓળખાવ્યો છે. અનર્થોનો સમૂલ વિનાશ, સદ્ધર્મની સુન્દર આરાધના વિના શક્ય નથી; માટે અનર્થોને નહિ ઈચ્છતા જીવોએ, એક માત્ર સદ્ધર્મની આરાધના કરવામાં જ દત્તચિત્ત બની જવું જોઈએ –એવી પણ પ્રેરણા, "सद्धम्मवररयणं"ના "अणत्थहरणं" એવા વિશેષણ દ્વારાએ પ્રાપ્ત થાય છે. આ વિશ્વમાં અનર્થોની ઈચ્છા કોણ કરે છે ? અનર્થો કોને પ્રિય છે ? પોતાના અનર્થોના વિનાશને કોણ નથી ચાહતું ? કહેવું જ પડશે કે–અનર્થોની ઈચ્છા કોઈ કરતું નથી, અનર્થો કોઈને ય પ્રિય નથી અને એથી સૌ કોઈ પોતાના અનર્થોના વિનાશને જ ચાહે છે. 'આ વિશ્વમાં અનર્થોની ઈચ્છા કોઈ જ કરતું નથી.'–એ વાત જેમ સાચી છે, તેમ એ વાત પણ સાચી છે કે–'અનર્થોને ઉત્પન્ન કરનારી ઈચ્છા આદિથી, સદ્ધર્મને પામેલા વિરલ આત્માઓ જ, પર રહી શકે છે.' અનર્થોની અપ્રિયતા માત્રથી જ અનર્થોથી બચી શકાય છે–એમ નથી. અનર્થોથી બચવાને માટે તો, અનર્થોના કારણનું અને તે કારણને દૂર કરવાના ઉપાયનું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ. અનર્થોના કારણનું અને તેને દૂર કરવાના ઉપાયનું જ્ઞાન પ્રાપ્ત કર્યા પછીથી પણ, તે ઉપાયનું સમ્યક્ સેવન કર્યા વિના, અનર્થોથી મુક્ત બની શકાતું નથી. અનર્થોનું કારણ આત્માને લાગેલાં કર્મો છે. એ કર્મોના સંયોગથી આત્મા મુક્ત થાય અને સ્વભાવસ્થ બને, પછી અનર્થોની કોઈ સંભાવના જ રહેતી નથી. વિભાવદશા ટળે અને સ્વભાવસ્થતા પ્રાપ્ત થાય, માટે અનન્તજ્ઞાનિઓ ફરમાવે છે કે–સદ્ધર્મ રૂપ વર રત્નના સાચા

ઉપાસક બનવું, એ પરમ આવશ્યક છે. સદ્ધર્મ રૂપ વર રત્નની ઉપાસના જ, આત્માને સ્વભાવસ્થ બનાવવાને સમર્થ છે: માટે જ પરમ ઉપકારી શાસ્ત્રકાર પરમર્ષિએ શ્રી જિનોપદિષ્ટ સમ્યગ્દર્શનાદિ રૂપ સદ્ધર્મને-'અનર્થોનો વિશિષ્ટ પ્રકારે વિનાશ કરનાર'-તરીકે ઓળખાવેલ છે. આ રીતિએ, અનર્થોના દ્વેષી આત્માઓને, સદ્ધર્મ રૂપ વર રત્નની ઉપાસના માટેની પ્રેરણા કરવા સાથે, શાસ્ત્રકાર પરમર્ષિએ સદ્ધર્મ રૂપ વર રત્ન સર્વથી વિશેષ દુર્લભ છે-એમ પણ સમજાવ્યું છે. મનુષ્યભવ દુર્લભ છે, મનુષ્યભવ આર્ય દેશાદિ સામગ્રીએ સહિત પ્રાપ્ત થવો એ એથીય વિશેષ દુર્લભ છે અને સદ્ધર્મ રૂપ વર રત્ન તો સૌથી વિશેષ દુર્લભ છે. જે વસ્તુ સૌથી વિશેષ દુર્લભ હોય છે, તે વસ્તુની પ્રાપ્તિમાં જ, પૂર્વની દુર્લભ પણ વસ્તુઓની પ્રાપ્તિની સાર્થકતા હોય છે. આમ સદ્ધર્મ રૂપ વર રત્નની આવશ્યકતાને, મહત્તાને અને દુર્લભતાને વર્ણવીને જ શાસ્ત્રકાર પરમર્ષિ અટકયા નથી; શાસ્ત્રકાર પરમર્ષિએ તો, સદ્ધર્મ રૂપ વર રત્નને સુલભ બનાવવાનો ઉપાય પણ દર્શાવ્યો છે. સદ્ધર્મ રૂપ વર રત્નને તે જ આત્માઓ પોતાને માટે સુલભ બનાવી શકે છે, કે જે આત્માઓ અક્ષુદ્રતા આદિ એકવીસ ગુણો રૂપ વિભવે કરીને સહિત બને છે. તથાપ્રકારના પુણ્યથી હીન જનોને માટે જેમ ચિન્તામણિ સુલભ નથી, તેમ ગુણવિભવથી વર્જિત પંચેન્દ્રિય જીવોને માટે પણ ધર્મરત્ન સુલભ નથી. અક્ષુદ્રતા આદિ એકવીસ ગુણો રૂપ વિભવને ધરનારા બનવું, એટલે શ્રી જિનકથિત દેશવિરતિધર્મ અગર સર્વવિરતિધર્મને લાયક બનવું. અક્ષુદ્રતા આદિ એકવીસ ગુણોના યોગે, આત્મા ધર્માધિકારી

બની શકે છે; અને ધર્માધિકારી બનેલો આત્મા, સદ્ધર્મની આરાધનામાં લીન બનવા દ્વારા, અનર્થોની જડનો નાશ સાધીને સ્વભાવસ્થ બની શકે છે. વિશિષ્ટ ધર્મસિદ્ધિ અક્ષુદ્રતા આદિ એકવીસ ગુણોને આધીન હોવાથી, શાસ્ત્રકાર પરમર્ષિ ફરમાવે છે કે–ધર્મરત્નના અર્થી આત્માઓએ પહેલાં આ અક્ષુદ્રતા આદિ એકવીસ ગુણોના ઉપાર્જનમાં યત્નશીલ બનવું જોઈએ. વિશિષ્ટ પ્રાસાદના અર્થિઓ જેમ શલ્યોદ્ધાર અને પીઠબન્ધ આદિને વિષે પહેલાં આદરવાળા બને છે : કારણ કે–તે વિના વિશિષ્ટ પ્રાસાદની પ્રાપ્તિ સંભવિત નથી; તેમ સદ્ધર્મ રૂપ વર રત્નના અર્થિઓએ અક્ષુદ્રતા આદિ ગુણોના ઉપાર્જનમાં પહેલાં આદરવાળા બનવું જોઈએ : કારણ કે–વિશિષ્ટ ધર્મસિદ્ધિ તે ગુણોને આધીન છે. આ રીતિએ શાસ્ત્રકાર પરમર્ષિએ, સદ્ધર્મ રૂપ વર રત્નને ધર્માર્થી આત્માઓ પોતાને માટે કયી રીતિએ સુલભ બનાવી શકે છે, તે દર્શાવ્યું છે.

આઠમી ગાથાની વસ્તુ :

આપણે એ પણ જોઈ ગયા કે–શ્રી જિનશાસનના મર્મવેદી મહાપુરૂષોએ, અક્ષુદ્રતા આદિ એકવીસ ગુણોથી યુક્ત આત્માને, સદ્ધર્મને યોગ્ય તરીકે ફરમાવ્યો છે. આ વાતને જણાવવા સાથે ગુણોપાર્જનની પ્રેરણા કરીને, શાસ્ત્રકાર પરમર્ષિએ, પૂર્વસૂરિપ્રણીત ત્રણ ગાથાઓ રજૂ કરી, કે જે ત્રણ ગાથાઓમાં, ગુણિપ્રતિપાદન દ્વારા તે એકવીસ ગુણોનું દર્શન કરાવવામાં આવ્યું છે. આ એકવીસ ગુણોના ઉપાર્જનમાં, ધર્મરત્નના અર્થી આત્માઓ સારી રીતિએ પ્રયત્નશીલ બની શકે, એ માટે શાસ્ત્રકાર પરમર્ષિએ અક્ષુદ્ર આદિ એક-

વીસ-ગુણસંપન્નોનું એકવીસ ગાથાઓ દ્વારા વર્ણન કર્યું છે. અક્ષુદ્રનું વર્ણન કરતાં શાસ્ત્રકાર પરમર્ષિએ ફરમાવેલી ગાથાનું, આજે પ્રારંભમાં જ મંગલાચરણ બાદ ઉચ્ચારણ કરાયું છે. આ ગાથામાં, પહેલાં તો 'ક્ષુદ્ર' કોને કહેવાય ?-એ સમજાવ્યું છે અને એ દ્વારા ક્ષુદ્ર એવો જે આત્મા, તે જે હેતુથી ધર્મની આરાધનાને કરી શકતો નથી, તે હેતુને સ્પષ્ટ કરવામાં આવ્યો છે. આ પ્રમાણે ક્ષુદ્રને જણાવીને, 'અક્ષુદ્ર' એવો જે આત્મા, તે શા કારણે ધર્મગ્રહણમાં યોગ્ય ગણાય છે, તેનું પણ સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે.

'ક્ષુદ્ર' કોને કહેવાય ?

આઠમી ગાથાના પૂર્વાર્દ્ધના ભાવને ખોલતાં, શાસ્ત્રકાર પરમર્ષિ પોતાની રચેલી વૃત્તિમાં ફરમાવે છે કે-

"इह यद्यपि क्षुद्रशब्दोऽनेकार्थः । तद्यथा-'क्षुद्रस्तुच्छः, क्षुद्रः क्रूरः, क्षुद्रो दरिद्रः, क्षुद्रो लघुः' इत्यादि । तथापीह क्षुद्र इत्यगंभीर उच्यते तुच्छ इति कृत्वा । स पुनः 'उत्तानमतिः' अनिपुणबुद्धिरिति हेतोः 'न साधयति' नाराधयति 'धर्मं' प्रतीतं, तस्य सूक्ष्ममतिसाध्यत्वात् ।"

આ શાસ્ત્રરત્નની પોતાની રચેલી બૃહદ્ વૃત્તિમાં, પરમ ઉપકારી, આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ પણ, આઠમી ગાથાના પૂર્વાર્દ્ધના ભાવને ખોલતાં એ જ ફરમાવ્યું છે કે-

"यद्यपि क्षुद्रशब्दस्तु क्रूरदरिद्रलघुप्रभृतिष्वर्थेषु वर्तते, तथापीह क्षुद्र इत्यगंभीर उच्यते, तुच्छ इति कृत्वा । स पुनरुत्तानमतिरनिपुणधिषण इति हेतोर्न साधयति धर्मं भीमवद्, तस्य सूक्ष्ममतिसाध्यत्वात् ।"

આ રીતિએ, ઉભય પરમર્ષિઓએ, ક્ષુદ્રના કથન દ્વારા કયા કયા પ્રકારના આત્માઓને ગ્રહણ કરી શકાય છે–તે દર્શાવવા પૂર્વક, કયા પ્રકારના આત્માઓને અહીં ક્ષુદ્ર તરીકે ગ્રહણ કરવામાં આવ્યા છે, તે દર્શાવ્યુ છે ક્ષુદ્ર શબ્દના અનેક અર્થો થઈ શકે છે. ક્રૂર આત્માઓને પણ ક્ષુદ્ર તરીકે વર્ણવી શકાય છે, દરિદ્ર આત્માઓને પણ ક્ષુદ્ર તરીકે વર્ણવી શકાય છે, લઘુ આત્માઓને પણ ક્ષુદ્ર તરીકે વર્ણવી શકાય છે અને તુચ્છ આત્માઓને પણ ક્ષુદ્ર તરીકે વર્ણવી શકાય છે. તુચ્છ, ક્રૂર, દરિદ્ર અને લઘુ સિવાયના બીજા પણ અર્થો ક્ષુદ્ર શબ્દના થઈ શકે છે: પરન્તુ આ આઠમી ગાથામાં વપરાએલા ક્ષુદ્ર શબ્દનો અર્થ તુચ્છ જ કરવાનો છે: કારણ કે–ક્ષુદ્રનો તુચ્છ એવો અર્થ ગ્રહણ કરીને, તેનો અગંભીર એવો અર્થ કરવામાં આવ્યો છે. ક્ષુદ્ર એટલે તુચ્છ અને તુચ્છ એટલે અગંભીર, એમ અહીં સમજવાનું છે.

આ ઉપરથી તમે સમજી શકશો કે–એક શબ્દના અનેક અર્થો થતા હોય તે છતાં પણ, ગાથામાં વપરાએલા તે તે શબ્દોના અર્થો કરતા, ખૂબ જ કાળજી રાખવી આવશ્યક છે. આવી કાળજી નહિ રાખનારાઓ, કેટલીક વાર ભયંકર અનર્થને કરી બેસે છે અને ખોટા અર્થો કરવા દ્વારાએ સ્વ-પરના હિતને કારમું નુકશાન પહોંચાડનારા પણ બની જાય છે.

## ધર્મ સૂક્ષ્મ મતિથી સાધ્ય છે

તુચ્છ આત્માઓ જેમ 'અગંભીર' હોય છે, તેમ 'ઉત્તાનમતિ' પણ હોય છે. અનિપુણ બુદ્ધિવાળા આત્માઓને 'ઉત્તાનમતિ' પણ કહેવાય છે. આવા અગંભીર અને

ઉત્તાનમતિ આત્માઓ, શ્રી જિનોપદિષ્ટ સદ્ધર્મની સુન્દર આરાધના કરવાને સમર્થ નિવડે, એ શક્ય જ નથી. ક્ષુદ્ર આત્માઓ નથી તો ગંભીર હોતા અને નથી તો નિપુણ મતિને ધરનારા હોતા : એ કારણે, તેઓ દેશવિરતિ અને સર્વવિરતિ રૂપ શ્રી જિનવરભાષિત ધર્મને સાધનારા બનતા નથી 'અગંભીર અને ઉત્તાનમતિ આત્માઓ, એટલે કે-ક્ષુદ્ર આત્માઓ શ્રી વીતરાગપ્રણીત ધર્મની આરાધના કરનારા નથી બનતા, તેનું કારણ શું ?'-આવો પ્રશ્ન ઉદ્ભવવા પામે નહિ અને ઉદ્ભવે તો ઉદ્ભવતાંની સાથે જ શમી જવા પામે, એ માટે ઉભય વૃત્તિઓમાં તેના કારણને સ્પષ્ટ કરવામા આવ્યું છે. તે કારણ એ છે કે-'ધર્મ, એ સૂક્ષ્મ મતિથી સાધ્ય છે.' સૂક્ષ્મ મતિવાળા બન્યા વિના, સદ્ધર્મની વાસ્તવિક આરાધના થઈ શકતી નથી અને ક્ષુદ્ર આત્માઓમાં બુદ્ધિની નિપુણતા હોતી નથી. આ કારણે ક્ષુદ્ર આત્માઓ સદ્ધર્મની આરાધના કરનારા ન બને, તે સ્વાભાવિક છે ધર્મનું આરાધન સૂક્ષ્મ મતિથી સાધ્ય હોવાના કારણે, જેઓ સૂક્ષ્મ મતિને ધરનારા છે, તેઓથી જ ધર્મનું વાસ્તવિક આરાધન સાધ્ય છે : પરન્તુ અનિપુણ બુદ્ધિને ધરનારા હોઇને જેઓ અગંભીર છે, તેઓથી ધર્મનું આરાધન સાધ્ય નથી.

ગુરુનિશ્રાની આવશ્યકતા :

ધર્મની મહત્તાને સમજનારાઓને, ઉપકારિકાઓએ ફરમાવેલી આ વાત પણ સહજમાં રૂચી જાય છે. આવી આવી વાતોમાં તો તેઓને જ અતિશયોક્તિ જેવું લાગે છે, કે જેઓ સાચી પણ વસ્તુને સ્વીકારવા જેટલી અવસ્થાને અગર તો તથાપ્રકારની લઘુકર્મિતાને પામ્યા નથી. ધર્મ એ 'સૂક્ષ્મ-

મતિસાધ્ય ' હોવાના કારણે તો, ઉપકારી મહાપુરૂષોએ ગીતાર્થ ગુરૂઓ આદિની નિશ્રાને પણ પરમ ઉપકારક તરીકે વર્ણવી છે સ્વપરશાસ્ત્રવેદી ગુરૂઓની નિશ્રાને અવગણનારાઓ, પોતાના નિસ્તારને સાધી શકતા નથી અને બીજા પણ અનેક આત્માઓના કારમા અહિતને સાધનારા બને છે. સદ્‌ગુરૂઓને સુસમર્પિત બનેલા સામાન્ય બુદ્ધિશાલી આત્માઓનો પણ ઉદ્ધાર શક્ય છે, જ્યારે બુદ્ધિના ગુમાનમા ભાનભૂલા બનીને સદ્‌ગુરૂઓની પવિત્ર નિશ્રાને અવગણનારા બુદ્ધિશાલિઓ તો, પોતાના બુદ્ધિચાતુર્યનો દુર્વ્યય કરવા દ્વારા, સ્વય ડૂબનારા અને અન્યોને ડૂબાવનારા જ નિવડે છે. અનન્તો કાળના ભવભ્રમણને ટાળવાને સમર્થ એવો જે ધર્મ, એ સામાન્ય કોટિનો હોય ? એ ધર્મ ગમે તેને સમજાઇ જાય, એમ ? નહિ જ. શ્રી જિનભાષિત ધર્મને સમજવાને માટે અને તેની સાધના કરવાને માટે સૂક્ષ્મમતિ બનવુ, એ ય પરમ આવશ્યક છે

## પ્રમાણ તરીકે રજુ કરેલા ચાર શ્લોકો

'અગ ભીર અને અનિપુણ બુદ્ધિવાળો ક્ષુદ્ર આત્મા ધર્મની આરાધના કરનારો બનતો નથી '–એ વાતને ફરમાવતા, બૃહદ્‌વૃત્તિકાર આચાર્યભગવાને ' ભીમ 'નું દૃષ્ટાન્ત સૂચવ્યુ છે. 'અનિપુણ બુદ્ધિવાળો આત્મા ' ભીમ 'ની માફક સદ્ધર્મની આરાધના કરનારો બનતો નથી, આમ ફરમાવીને બૃહદ્‌વૃત્તિકાર આચાર્યભગવાને જેમ અહી ભીમના દૃષ્ટાન્તને સૂચવ્યુ છે, તેમ નિપુણ બુદ્ધિવાળા આત્માઓની વાતમા 'સોમ'ના દૃષ્ટાન્તને સૂચવ્યુ છે. પણ હાલ તો આપણે ઉભય વૃત્તિકાર આચાર્યભગવાનોએ આ આઠમી ગાથાના ભાવનેસ્પષ્ટ કરતાં જે

ફરમાવ્યુ છે, તે જોઈ લઈએ આચાર્યભગવાન શ્રીમત્ શાન્તિ સૂરીશ્વરજી મહારાજાએ અને આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્ર સૂરીશ્વરજી મહારાજાએ–' ધર્મ એ સૂક્ષ્મ મતિથી સાધ્ય છે', –એમ ફરમાવીને, પોતાના તેવા કથનને પ્રમાણુસિદ્ધ બનાવ્યુ છે પોતાના કથનને પ્રમાણુસિદ્ધ બનાવતા, એ ઉભય આચાર્ય ભગવાનોએ 'उक्त च' એમ ફરમાવીને, પૂર્વસૂરિપ્રણીત ચાર શ્લોકો રજૂ કર્યા છે આપણે તે ચાર શ્લોકોના ભાવને પણ જોઈ લઈએ તે શ્લોકો એ છે કે–

' सूक्ष्मबुद्ध्या सदा ज्ञेयो धर्मो धर्माथिभिर्नरै ।
अन्यथा धर्मबुद्ध्यैव, तद्विघात प्रसज्यते ॥ १ ॥
" गृहित्वा ग्लानभैषज्य,-प्रदानाभिग्रह यथा ।
तदप्राप्तौ तदन्तेऽस्य, शोक समुपगच्छत ॥ २ ॥
" गृहीतोऽभिग्रह श्रेष्ठो, ग्लानो जातो न च क्वचित् ।
अहो ! मेऽधन्यता कष्ट, न सिद्धमभिवाञ्छितम् ॥ ३ ॥
' एव पतत्समादान, ग्लानभावाभिसन्धिमत् ।
साधूना तत्त्वतो यत् तद् दुष्ट ज्ञेय महात्मभि ॥ ४ ॥'

પરમ ઉપકારી, સુવિહિતશિરોમણિ, સુગૃહીતનામધેય, સમર્થ શાસ્ત્રકાર, આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજાની અનેક કૃતિઓમા, શ્રી અષ્ટક પ્રકરણ નામે સુપ્રસિદ્ધ એવી એક કૃતિ છે શ્રી અષ્ટક પ્રકરણ નામથી સુપ્રસિદ્ધ તે ગ્રન્થરત્નમા કુલ બત્રીસ અષ્ટકો છે એ બત્રીસ અષ્ટકોમા– "धर्मविचारे सूक्ष्मबुद्ध्याश्रयणाष्टकम्' એવુ એક અષ્ટક છે ને એકવીસમા અષ્ટકના પહેલા ચાર શ્લોકો, તે જ આ ચાર શ્લોકો છે અર્થાત્–ઉભય આચાર્યભગવાનોએ જે ચાર શ્લોકો 'उक्तं च' –એમ કહીને ફરમાવ્યા છે, તે ચાર શ્લોકો આચાર્યભગવાન

શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજાએ રચેલા છે. આ ચાર શ્લોકોના ભાવને સમજનારને, ધર્મની આરાધના સાથે સૂક્ષ્મ-મતિપણાને શો સંબંધ છે, તે સહજમાં સમજાઈ જાય તેમ છે.

ધર્મબુદ્ધિથી જ ધર્મનો વિઘાત:

સુવિહિતશિરોમણિ, આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે–ધર્મના અર્થી મનુષ્યોએ ધર્મ સૂક્ષ્મ બુદ્ધિએ જ્ઞેય છે. ધર્મના શ્રદ્ધાળુ એવા પણ મનુષ્યો, જો દુર્ગતિના પ્રપાતથી રક્ષણ કરનાર ધર્મને સૂક્ષ્મ બુદ્ધિએ જાણ્યા વિના જ ધર્મમાં પ્રવૃત્તિ કરે છે, તો પરિણામ એ આવે છે કે–તેઓ ધર્મબુદ્ધિથી જ ધર્મના વિઘાતને પામે છે. ધર્મબુદ્ધિએ પ્રવર્તવા છતાં પણ ધર્મનો વિઘાત પ્રાપ્ત થાય, એ વસ્તુ ઘણી જ દુઃખદ છે; પરન્તુ સ્થૂલ બુદ્ધિના યોગે તે સંભવિત હોવાના કારણે, ઉપકારી પરમર્ષિઓ ધર્મના અર્થી આત્માઓને, સૂક્ષ્મ બુદ્ધિ દ્વારા ધર્મને જાણવાનો ઉપદેશ આપે છે. ધર્મના શ્રદ્ધાળુ આત્માઓ ધર્મના સ્વીકાર આદિ માટે ઘેલા ન હોવા જોઈએ, પણ ચકોર હોવા જોઈએ. ધર્મશ્રદ્ધાળુ મનુષ્યોએ સર્વ કાલને માટે નિપુણ મતિથી ધર્મને જાણવો, એ પરમ આવશ્યક છે: કારણ કે–સૂક્ષ્મ મતિના ઉપયોગ પૂર્વક ધર્મના સ્વરૂપને સમજવાને માટે બેદરકાર રહેનારા આત્માઓ, સાચા ધર્મને પામી કે આરાધી શકતા નથી. આથી જ ઉપકારિઓ ફરમાવે છે કે–ધર્મના શ્રદ્ધાળુ આત્માઓએ ધર્મને જાણવાને માટે સદા ય પોતાની નિપુણ બુદ્ધિનો ઉપયોગ કરવો જોઈએ. કુતીર્થિકોની માફક, સાચા ધર્મની શ્રદ્ધાવાળા આત્માઓ પણ જો સ્થૂલ બુદ્ધિથી જ

ધર્મનું વિવેચન કરવા માટે, તો સાચા ધર્મના શ્રદ્ધાળુ આત્માઓ પણ, કુતીર્થિકોની માફક ધર્મના અભિપ્રાયથી જ ધર્મની વ્યાહતિને પામે છે. કુતીર્થિકો ધર્મના અભિપ્રાયથી પણ કેવી કેવી રીતિએ અધર્મને આચરી રહ્યા છે, એ સુજ્ઞોની સમજ બહાર નથી. કુતીર્થિકો ધર્મની ઈચ્છાવાળા જ નથી, એમ ન કહેવાય. કુતીર્થિકો અધર્મને આચરે છે ખરા, પણ તેઓ અધર્મને અધર્મ માનીને આચરે છે-એમ માની લેવાનું નથી. અધર્મને પણ ધર્મબુદ્ધિથી આચરનારા કુતીર્થિકોની ઈચ્છા તો, ધર્મની આરાધના કરવાની જ હોય છે. સામાન્ય રીતિએ એમ જરૂર કહી શકાય કે-કુતીર્થિકો પણ અધર્મથી બચવાને અને ધર્મનું સેવન કરવાને જ ઈચ્છતા હોય છે: પણ નિપુણ બુદ્ધિના અભાવથી અથવા તો સ્થૂલ બુદ્ધિના આશ્રયણથી તેઓ, ધર્મનો અભિપ્રાય હોવા છતાં પણ, ધર્મના વિઘાતને પામે છે. એ જ રીતિએ, ધર્મના શ્રદ્ધાળુ આત્માઓ પણ જો ધર્મને જાણવાને માટે પોતાની નિપુણ મતિનો ઉપયોગ નહિ કરતા સ્થૂલ બુદ્ધિનો જ ઉપયોગ કરે, તો એવા આત્માઓ ધર્મના જ અભિપ્રાયવાળા હોવા છતા પણ, ધર્મના વિઘાતને જ પામે, એ નિ:સંશય બીના છે.

ગ્લાન સાધુને ઔષધ આપવાનો અભિગ્રહ કરનાર શાથી દુઃખિત બને છે?

ધર્મના અભિપ્રાયથી જ ધર્મના વિઘાતને પામનારા સ્થૂલ બુદ્ધિવાળા એક આત્માનું દૃષ્ટાન્ત પણ અહીં સૂચિત કરવામાં આવ્યું છે. માનો કે-ધર્મના અર્થી એવા એક માણસે ગ્લાન સાધુને ઔષધ આપવા સંબંધી અભિગ્રહ

ગ્રહણ કર્યો. ગ્લાન સાધુની ઔષધપ્રદાનાદિ દ્વારા ભક્તિ કરવી, એ ધર્મ છે કે નહિ?

સ૦ એ તો ધર્મ જ કહેવાય

તો પછી, ગ્લાન સાધુને ઔષધ આપવાનો અભિગ્રહ કરવો, એમાં ધર્મનો જ અભિપ્રાય છે, એ સ્પષ્ટ વાત છે. આ રીતિએ ધર્મના અર્થી એવા એક મનુષ્યે–' ગ્લાન સાધુને મારે ઔષધ આપવું '–એવો મર્યાદિત કાલને માટે અભિગ્રહ ગ્રહણ કર્યો, પણ બન્યુ એવું કે–તેટલા કાલ દરમ્યાનમાં કોઈ સાધુ બીમાર ન થયા. અહીં જ નિપુણ મતિનો ઉપયોગ કરવાનો છે. અભિગ્રહના કાલનો અવધિ પરિપૂર્ણ થઈ જતાં સુધીમાં કોઈ જ ગ્લાન સાધુની પ્રાપ્તિ ન થાય અને એથી ગ્લાનને ઔષધ આપવાની અભિલાષા પૂર્ણ ન થાય, તો એ ખેદનો વિષય છે કે નહિ, એ વિચારવા જેવું છે. સ્થૂલ બુદ્ધિવાળાઓ આવા પ્રસંગે ભૂલ કરી બેસે, તે સ્વાભાવિક છે. ગ્લાનને ઔષધ આપવાની ઈચ્છા–એ સુન્દર વસ્તુ છે, પણ –' ક્યારે કોઈ ગ્લાન થાય અને મારી ઔષધ આપવાની ઇચ્છા ફળે, કે જેથી મને ગ્લાન સાધુની ઔષધદાન દ્વારા ભક્તિ કરવાના યોગે થતો ધર્મ થાય. '–આવી ભાવના આવે તો?

સ૦ અભિગ્રહ એવો છે કે–એવી ભાવના આવી જાય.

સમજ પૂર્વક, સૂક્ષ્મ બુદ્ધિનો ઉપયોગ કરવા પૂર્વક ન લીધો હોય તો. નિપુણ મતિથી એવો અભિગ્રહ કરનારા તો સમજે જ કે–' મારો અભિગ્રહ ગ્લાનને મેળવવાના અભિપ્રાયવાળો નથી, પણ ગ્લાન મળી જાય તો તેવા ગ્લાન સાધુને હું ઔષધદાન કરવાને ચૂકું નહિ, એ જ મારો અભિપ્રાય છે.' પોતાના અભિગ્રહની સફલતાને માટે, મુનિ-

વરોના ગ્લાનપણાની ઈચ્છા તો તેને જ થાય, કે જે નિપુણ મતિને ધરનારો ન હોય પેલા અભિગ્રહ કરનાર ધર્મ શ્રદ્ધાળુને કોઈ ગ્લાન સાધુ મળ્યા નહિ, એથી તેની ગ્લાન સાધુને ઔષધ આપવાની ઈચ્છા મનમા ને મનમા જ રહી ગઈ અને અભિગ્રહ માટે મર્યાદિત કરેલો કાલ પૂર્ણ થઈ ગયો. હવે સ્થૂલ બુદ્ધિને ધરનારો તે શોક કરે છે કે—"મે શ્રેષ્ઠ એવા અભિગ્રહને ગ્રહણ કર્યો, પણ કયા ય અગર કયારે ય, કોઈ માદા પડ્યા નહિ !" આ રીતિએ વિચારીને તે પોતાના અભિવાછિતની સિદ્ધિ ન થઈ એ માટે ખેદને પામે છે અને પોતાને અધન્ય માને છે અર્થાત્—જો પોતે અધન્ય ન હોત તો જરૂર કોઈ સાધુ માદા પડત અને એથી ગ્લાનને ઔષધ પ્રદાનનુ પોતાનું અભિવાછિત સિદ્ધ થાત !—એવા પ્રકારનો એ શોક કરે છે વિચારો કે—આ અજ્ઞાનતા કેટલી ગજબ નાક છે ? સુદર ધર્મસાધક અભિગ્રહને પણ, સ્થૂલ બુદ્ધિના પ્રતાપે, આ રીતિએ અધર્મનો સાધક બનાવી દેવાય છે આ દૃષ્ટાન્તને લઈને જ, ચોથા શ્લોક દ્વારા, અનત ઉપકારી આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા—'ધર્મના શ્રદ્ધાલુ માનવોએ સદાને માટે ધર્મ સૂક્ષ્મબુદ્ધિ દ્વારા જાણવા યોગ્ય છે અન્યથા, એટલે જો એમ ન થાય અને કુતી ર્થિકોની માફક જો ધર્મને સ્થૂલ બુદ્ધિ દ્વારા વિવેચિત કર વામા આવે તો, ધર્મનો અભિપ્રાય હોવા છતા પણ ધર્મનો વ્યાઘાત પ્રાપ્ત થાય છે'—આ પ્રસ્તુત વાતની યોજના કરતાં ફરમાવે છે કે—આવો સુદર અભિગ્રહ કરનાર, જો પોતે ગ્રહણ કરેલા અભિગ્રહના કાલ દરમ્યાનમા અભિગ્રહના પાલન માટે અભિગ્રહના વિષયભૂત ગ્લાન સાધુ ન મળવાથી શોક પામે

અને ધર્મસાધક અભિગ્રહને ધર્મના વ્યાઘાતનું સાધન બનાવે, તો આ–'ગ્લાનને ઔષધ આપવા' રૂપ અભિગ્રહનું ગ્રહણ, જે કારણથી–'જો કોઈ સાધુ ગ્લાન થાય તો સારૂ : કારણ કે–જો એમ થાય તો જ આ મારા અભિગ્રહની સફળતા પ્રાપ્ત થાય તેમ છે.'–આવા પ્રકારના રોગરહિત સાધુઓને રોગમય બનાવવાના અભિપ્રાયવાળું થાય છે, તે કારણથી તે અભિગ્રહનું ગ્રહણ દોષવાળું બની જાય છે. જે અભિગ્રહ કર્મના ક્ષયને કરનારો હતો, તે જ અભિગ્રહ આ રીતિએ રોગરહિત સાધુઓને પણ ગ્લાન બનાવવાના અભિપ્રાયવાળો થઈ જતો હોવાથી, કર્મબન્ધનો હેતુ બની જાય છે. આ કારણે, પ્રશસ્ય સ્વભાવને ધરનારા મહાન આત્માઓએ એ જાણવું જોઈએ કે–સાધુઓના ગ્લાનભાવની અભિસન્ધિવાળું અભિગ્રહગ્રહણ, એ પરમાર્થ વૃત્તિએ દોષવાળું જ છે.

મુગ્ધોને સન્મુખ બનાવવાને માટે :

સુવિહિતશિરોમણિ, સમર્થ શાસ્ત્રકાર, આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજાના આ કથનથી–'ધર્મ એ સૂક્ષ્મમતિસાધ્ય છે.'–આ વાત સારામાં સારી રીતિએ સ્પષ્ટ થઈ જાય છે. આથી, એ વાત પણ સ્પષ્ટ થઈ જાય છે કે–સૂક્ષ્મ મતિને ધરનારા આત્માઓને વિવેકપૂર્ણ ઉપદેશ જ દેવોવો જોઈએ. એવા આત્માઓને, વિહિત–અવિહિતનો અને હેય–ઉપાદેય આદિનો, ઉપદેશકે સુંદર ખ્યાલ આપવો જોઈએ. મુગ્ધ હોવાના કારણે નહિ સમજી શકતા બાલ આદિને–'ભવિષ્યમાં માર્ગમાં આવી શકશે'–એમ માનીને ગીતાર્થ મહર્ષિઓ, તેઓની ઈચ્છા–કે જે મુગ્ધતા નાશ

પામવા સાથે નાશ પામવાવાળી છે—તેને અનુસરતો ઉપદેશ આદિ આપીને, ધર્મથી વિમુખ નહિ રહેવા દેતા ધર્મની સન્મુખ થઈ શકે—એવી પ્રવૃત્તિમા મૂકી દેવાનો ઉપકાર જરૂર કરે છે : પણ ગીતાર્થોના આ કથનને પકડીને જેઓ વિષાનુષ્ઠાન અને ગરનુષ્ઠાન આદિનો, કે જેને અનંત ઉપકારિઓએ અસત્ આદિ તરીકે સ્પષ્ટ શબ્દોમાં ફરમાવીને નિષેધેલ છે, તેનો જ ઉપદેશ સર્વસામાન્ય કરી મૂકે છે, તેઓ સન્માર્ગના નાશક અને ઉન્માર્ગના ઉપદેશક છે, આ વાતમા સહજ પણ અતિશયોક્તિ નથી મુગ્ધ આત્માઓ તે છે, કે જેઓ વસ્તુના હાર્દને સમજવાની તાકાત ધરતા નથી એવા આત્માઓ આગળ વિવેચનનો વધુ અર્થ જ નથી એવાઓ જેમ ધર્મના પરમાર્થને જાણી શકવાને સમર્થ નથી હોતા, તેમ ધર્મના પરમાર્થનો વિરોધ કરનારા પણ નથી હોતા એવાઓ સામાન્ય રીતિએ ધર્મ એ સુખનુ સાધન છે, એ વિગેરે માનીને ધર્મની આરાધનામા લાગી જાય છે. એવાઓ જેમ જેમ વિવેકયુક્ત બનતા જાય છે, તેમ તેમ આગળ વધતા-વધતા સન્માર્ગના સુન્દર આરાધક બનીને શાશ્વત પદના પણ સાધક બની જાય છે આ વાતોને સમજવાને માટે પણ સૂક્ષ્મ મતિવાળા બનવું જોઈએ. સ્થૂલ બુદ્ધિના યોગે આવી વાતો ન સમજાય એ શક્ય છે : પણ સૂક્ષ્મ બુદ્ધિવાળા આત્માઓ તો આવી આવી વાતોને પણ ઘણી સહેલાઈથી સમજી શકે તેમ છે

અક્ષુદ્ર કોણ ?

મુગ્ધ આત્માઓ આ રીતિએ પણ જેમ ધર્મની આરા-

ધના કરનારા થઈ શકે છે, તેમ તુચ્છ બુદ્ધિવાળાઓ નથી જ થઈ શકતા. તેઓ તો પોતાની ક્ષુદ્રતાના પ્રતાપે 'ભીમ'-કુમારની માફક ધર્મની આરાધના કરી શકતા નથી ક્ષુદ્રથી જે વિપરીત, તે અક્ષુદ્ર કહેવાય છે. ક્ષુદ્ર જ્યારે અનિપુણ મતિવાળો હોય છે, ત્યારે અક્ષુદ્ર સુપર્યાલોચિતકારી હોય છે. સુપર્યાલોચિતકારિતા સૂક્ષ્મદર્શી બન્યા વિના નથી આવી શકતી. પૂર્વાપરનો વાસ્તવિક વિચાર કરવાને ઈચ્છનારાઓએ, નિપુણ મતિવાળા બન્યે જ છૂટકો છે. ક્ષુદ્ર અનિપુણમતિવાળો હોઈ અગંભીર હોય છે, ત્યારે અક્ષુદ્ર આત્મા સૂક્ષ્મદર્શી હોઈ સુપર્યાલોચિતકારી હોય છે. આવો ગંભીર આત્મા, પોતાના અને પરના ઉપકારને સાધવામાં સમર્થ થાય છે. તે જ કારણે, આવો ગંભીર આત્મા અહીં ધર્મના ગ્રહણમાં અધિકારી ગણાય છે. આવા અક્ષુદ્ર આત્માને ઓળખાવવાને માટે, બૃહદ્વૃત્તિકાર આચાર્યભગવાને, દૃષ્ટાન્ત તરીકે અહીં 'સોમ'ને રજુ કર્યો છે.

<u>ક્ષુદ્ર જાદા અને મુગ્ધ જાદા :</u>

'ધર્મની આરાધનામાં ક્ષુદ્ર નાલાયક અને અક્ષુદ્ર લાયક.' –આ વાતને સાંભળતાંની સાથે જ, અનિપુણ મતિના યોગે વિરોધ કરવાને શોખીન બનેલાઓ, એમ પણ બોલી ઉઠે એ સંભવિત છે કે-' એમ હોય જ નહિ. શાસ્ત્રમાં સામાન્ય કોટિના આત્માઓને પણ ધર્મની આરાધનાથી ફાયદો ક્યાં નથી થયો ?' પણ એવાઓએ વિધિ–નિષેધના હાર્દને સમજવું ખૂબ જરૂરી છે. જે જે આત્માઓ ધર્મના આરાધક થયા છે, તેઓમાં જ્ઞાનિઓએ ફરમાવેલી યોગ્યતા બીજ રૂપે

હતી જ. એ યોગ્યતાના પ્રતાપે જ, તેઓ ધર્મના આરાધક બની શકયા છે. ગીતાર્થ પરમર્ષિઓ જ્યારે ઉત્સર્ગનું નિરૂપણ કરે છે ત્યારે અપવાદ અને અપવાદનું નિરૂપણ કરે છે ઉત્સર્ગ, તેઓની ધ્યાન બહાર હોતા જ નથી. ક્ષુદ્ર આત્માઓ તો વિવાહની વરસી કરનારા હોવા છતાં પણ, પોતાને બુદ્ધિના ભંડાર માનનારા હોય છે. એ આત્માઓ ગંભીર એવા પણ આત્માઓના ગુણોને દોષો તરીકે વર્ણવનારા હોય છે. એવા ક્ષુદ્ર અને મુગ્ધ રૂપ સામાન્ય આત્માઓ, —એ બેની વચ્ચે આકાશ—પાતાળ જેટલું અંતર હોય છે. આ ગુણ દોષના સ્વરૂપને જાણનારા ઉપદેશકોએ, આ ગુણ—દોષનું સ્વરૂપ ધર્મના અર્થિઓને સારી રીતિએ સમજાવવું જોઈએ ધર્મના દાતાઓએ પણ, ક્ષુદ્રોને ધર્મનું દાન કરવાને માટે ઉતાવળા થવું, એ તો ઉપકારના નામે એ આત્માઓનો પણ અપકાર કરવા જેવું છે અને સાથે ઈરાદાપૂર્વક આજ્ઞાના ભજનનું પાપ આચરીને પોતાના આત્મા ઉપર પણ કારમો અપકાર કરવા જેવું છે.

<u>પાપના ભાગીદાર :</u>

એવું પણ કહેનારાઓ હોય છે કે-'ધર્મ લેવા આવનારને ધર્મ આપી દેવો જ જોઈએ. એમાં વળી વિલમ્બ કેવો ? ગુણ—દોષ જોવાને ઉભા રહેવાની કશી જ જરૂર નથી. ગુણ—દોષ જોવાની પંચાતમાં પડેલાઓ એમની પંચાતમાં જેટલો સમય કાઢે, તેટલા સમય સુધી ધર્મને ગ્રહણ કરવાને માટે આવેલો આત્મા ધર્મ વિનાનો રહે, એના પાપના ભાગીદાર થાય છે.' આમ કહેવું, એ તો ખરે જ મિથ્યાત્વના ઉદયનો

કારકો નાચ જ છે. એવો નાચ કરનારાઓ જ્યારે ધર્મોપદેશકો હોય છે, ત્યારે ધર્મના ઉદયને નામે જ ધર્મનો હ્રાસ થાય છે. આવું આવું વગર વિચાર્યું બોલનારા, એ ધર્મના પ્રચારકો નથી, પણ ધર્મના સંહારકો છે : કારણ કે–અનન્તજ્ઞાનિઓની આજ્ઞા મુજબ વર્તવામાં જ ધર્મ છે. 'અનન્તજ્ઞાનિઓની આજ્ઞા મુજબ વર્તનારાઓને પાપ લાગે.' –એ જાતિનો વિચાર પણ જ્યાં પાપનું કારણ છે, ત્યાં એવું લખવું કે બોલવું એ તો અત્યન્ત પાપકારી ગણાય, તે સ્વાભાવિક જ છે. ખરેખર, ક્ષુદ્ર આત્માઓને જ અનન્તજ્ઞાનિઓનાં સ્પષ્ટ વિધાનો વિષે એવી વાતો કરવાનું સુઝે છે. તેઓએ સમજવું જોઈએ કે–પાપની ભાગીદારી તો તેઓની જ થાય છે, કે જેઓ અનન્તજ્ઞાનિઓની આજ્ઞાઓની અવજ્ઞા કરે છે અને ઉપકારના નામે પણ ઉપકારક વિધાનોને ઉડાવવાને મથે છે. આજ્ઞાના આરાધકોને તો એકાન્તે ધર્મ જ થાય છે. હવે આપણે, આ ગુણનો સુંદર ખ્યાલ આપવાને માટે તેમજ ક્ષુદ્રમાં ધર્મની આરાધના માટેની નાલાયકાત કેવી કારમી હોય છે અને અક્ષુદ્રમાં ધર્મની આરાધના માટેની લાયકાત કેવી સુંદર હોય છે–એ દર્શાવવાને માટે, બૃહદ્વૃત્તિકાર આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ 'ભીમ' અને 'સોમ'નું જે દૃષ્ટાન્ત વર્ણવ્યું છે, તે જોઈએ.

## 'ભીમ' અને 'સોમ'ની કથા

<u>કનકકૂટ નગર :</u>

'કનકકૂટ' નામનું એક નગર હતું. છંદ જેમ નગણ

અને રગણે સહિત હોય છે તેમ જ સુયતિએ યુક્ત હોય છે, તેમ આ 'કનકકૂટ' નામનું નગર પણ નરગણકલિત હતું તેમજ સુયતિજનોએ સહિત હતું. 'સુયતિ' દ્વારા એવો પણ અર્થ થઈ શકે કે-તે નગર વિરામનાં જે સ્થાનો, તેનાથી યુક્ત હતું. આ સંસારમાં, સાચા મુનિજનો, એ સંસારના તાપથી સંતપ્ત એવા આત્માઓને માટે સાચાં વિરામસ્થાનો છે. સાચા મુનિજનોના શરણે આવેલા સંસારિઓ, પોતાના દુઃખને ભૂલી જાય છે અને અનુપમ એવા સુખના આસ્વાદને પામી શકે છે. જે નગરમાં સાચા મુનિજનોનું આવાગમન ચાલુ રહ્યા કરતું હોય, તે નગરના જનો ભાગ્યશાલી ગણાય તે સ્વાભાવિક છે. જો કે-એવા પણ આત્માઓ સર્વ કાલને માટે આ સંસારમાં વિદ્યમાન હોય જ છે, કે જેઓને મુનિજનોનું અકસ્માત્ થઈ ગએલું દર્શન પણ ખટકે છે. ઘોર મિથ્યાત્વનો ઉદય, આત્મામાં, સારા પણ મુનિજનો પ્રત્યે સદ્ભાવ પ્રગટવા દેતો નથી. બહુલકર્મી આત્માઓ, તારક ગુરૂઓના દર્શનથી પણ, ખેદને પામી દુષ્કર્મને ઉપાર્જે છે; જ્યારે સુન્દર ભવિતવ્યતાવાળા લઘુકર્મી આત્માઓ સુગુરૂના યોગને પામીને, આ સંસારથી પોતાનો નિસ્તાર સાધવાને પ્રયત્નશીલ બની જાય છે.

વાસવ રાજા :

'કનકકૂટ' નામના તે નગરમાં, 'વાસવ' નામે રાજા રાજ્ય કરતો હતો. ઈન્દ્ર જેમ દેવોને પ્રિય હોય છે, તેમ એ રાજા પંડિતોને પ્રિય હતો. તે જ રાજા પંડિતજનોને પ્રિય બની શકે છે, કે જે રાજા પ્રજાવત્સલતા અને નીતિસંપન્નતા આદિ ગુણોને ધરનારો હોય છે. પંડિતો કદી પણ અન્યાયના

પક્ષમાં રહેનારા નથી હોતા અને અન્યાયના પક્ષમાં રહેનારા જનો ભણેલા હોય તો ય પંડિતો ગણાતા નથી. આ કારણે, જે રાજા પંડિતોને પ્રિય હોય, તે રાજાને ગુણસંપન્ન માનવામાં કશી જ હરકત નથી.

રોતી રાજપુત્રીઓ :

'વાસવ' નામના તે રાજાને 'કમલા' નામની એક પુત્રી હતી, કે જે પોતાના પતિનો જે દુસ્સહ વિરહ, તેનાથી પીડિત હતી. જેમ વાસવ રાજાની પુત્રી કમલા પોતાના પતિના દુસ્સહ વિરહથી દુઃખિત હતી, તેમ બીજા પણ બે રાજાઓની 'કમલસેના' અને 'સુલોચના' નામની પુત્રીઓ, પોતાના પતિના દુસ્સહ વિરહથી દુઃખિત હતી. આ ત્રણેય તરૂણીઓની દુઃખમાં જેમ સમાનતા હતી, તેમ વયમાં પણ સમાનતા હતી : કારણ કે-ત્રણેય વયમાં યુવાન હતી. સમાન દુઃખ અને સમાન વયવાળી તે કમલા આદિ ત્રણે ય રાજપુત્રીઓ, એક જ સ્થાનમાં રહેલી હોવા છતાં પણ, એક-બીજાને પિછાનતી નહોતી અને માત્ર રોઈ રોઈને જ દિવસોને પસાર કરતી હતી.

શુભાશુભ કર્મનો ઉદય :

સંસારમાં આવા પ્રસંગો સદાને માટે સુલભ જ છે. ઈષ્ટવિયોગ અને અનિષ્ટસંયોગ, એ સંસારમાં કોઈ નવીન વસ્તુ નથી. કર્મને આધીન જીવોને શુભોદયે જેમ ઈષ્ટ સંયોગની અગર અનિષ્ટ વિયોગની પ્રાપ્તિ થાય છે, તેમ અશુભોદયે અનિષ્ટસંયોગની અગર ઈષ્ટવિયોગની પણ પ્રાપ્તિ થાય છે. શુભાશુભ કર્મના ઉદયથી થતી આ દશાને વિવેકિઓ

સમજી શકે છે અને એને સમજી શકવાના યોગે તેઓ પોતાના સામર્થ્યાદિને કેળવીને, દરેક અવસ્થામાં સમભાવસ્થિત બની શકે છે; જ્યારે અવિવેકી આત્માઓ તો ઇષ્ટ સંયોગોમાં રાચે છે, ઇષ્ટના વિયોગમાં ઝુરે છે અને પરિણામે અશુભ કર્મોને ઉપાર્જવા સાથે દુઃખના ભોક્તા બને છે. ઇષ્ટસંયોગ કે ઇષ્ટવિયોગ, એ સૌની પોતાની જ પૂર્વની કાર્યવાહીનું પરિણામ હોવા છતાં પણ, વિવેકવિકલ આત્માઓને તેનો ખ્યાલ નથી હોતો અને એથી તેઓ ઇષ્ટવિયોગના સમયે ઇષ્ટની ઝંખનામાં ઝુરે છે અને ઇષ્ટ સંયોગોમા પણ એવા રાચે છે કે–દુઃખ તેમનો કેડો છોડે નહિ. સંસારમાં રાચવું અને 'દુઃખ ન જોઇએ'–એવી કામના કર્યા કરવી, એ નિરર્થક જ છે. દુઃખ ન જોઈએ તો દુઃખના કારણથી મુક્ત બનવું જોઈએ; પણ દુઃખનાં કારણોને તો અવિવેકિઓ રસપૂર્વક સેવે છે, એટલે એ બીચારાઓની ઈચ્છા વાંઝણી રહે તે સ્વાભાવિક છે.

## સાચી ધર્મશીલતાનો પ્રતાપ

સંસારવર્તી આત્માઓ શાશ્વત સુખના અભિલાષી છે, એ નિર્વિવાદ વાત છે; પણ જેઓ સદાકાળ ઇષ્ટ સંયોગોથી યુક્ત અને અનિષ્ટ સંયોગોથી વિયુક્ત રહેવાને ઇચ્છે છે, તેઓની એ ઈચ્છા વાંઝણી જ રહે છે: કારણ કે–એમ બનવું, એ સંભવિત જ નથી. એ દશા પુણ્યાધીન છે. પુણ્યને આધીન દશા પુણ્ય પરવારતાંની સાથે જ વિલીન થવા સરજાએલી છે. આ કારણે, સંસારમાં જ જેઓ શાશ્વત સુખની ઈચ્છા કરે છે, તેઓના જેવા અજ્ઞાન આ દુનિયામાં બીજા કોઇ જ નથી. સંસારમાં જે કાંઈ થોડું–ઘણું પણ સુખ અનુભવાય છે, તે પ્રતાપ સંસારની

રસિકતાનો નથી પણ ધર્મનો છે. ધર્મનો કાંઇક ને કાંઇક પણ આશ્રય કર્યો હોય, તો જ સંસારમાં થોડું પણ સુખ પ્રાપ્ત થાય છે. એ સુખમાં રાચનારાઓ, ભાવિ દુઃખની જ તૈયારી કરનારા છે. આ સંસારમાં કેટલાક આત્માઓ એવા પણ હોય છે, કે જેઓ વિશિષ્ટ સુખને ભોગવતા હોય છે. એ પ્રતાપ મોક્ષ-સાધક ધર્મનો છે. મોક્ષસાધક ધર્મની નિરાશંસભાવે આરાધના કરનારાઓ, પુણ્યાનુબંધી પુણ્યના યોગે, ઉત્તમ કોટિનાં વિષયસુખોને પામે છે; પરન્તુ તેઓ તેમાં તેવા આસક્ત બનતા નથી, કે જેથી પુણ્યના ભોગવટાનું પરિણામ પાપવૃદ્ધિમાં આવી જાય. મોક્ષસાધક ધર્મની નિરાશંસભાવે આરાધના કરનારા આત્માઓ, મોક્ષની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધીમાં વિશિષ્ટ કોટિના સુખને અનુભવી શકે છે, પણ તે પુણ્યાત્માઓ તો, ભોગોના ભોગવટા દરમ્યાન પણ, પોતાની સસાર વિરક્ત ભાવનાને પ્રતિદિન સતેજ બનાવનારા હોય છે. આવા આત્માઓ, ધર્મ પામતાં પૂર્વેની પોતાની પાપ-કાર્યવાહીના પરિણામે કદાચ અનિષ્ટ સંયોગોમાં મૂકાઈ જાય છે, તો ય તેઓ બીજાઓની જેમ રીબાતા નથી જ. પરન્તુ આવા ધર્મશીલ આત્માઓની સંખ્યા સદા કાલ અલ્પ જ હોય છે. સાચી ધર્મશીલતાને પામનારા આત્માઓ તો, પૌદ્ગલિક સુખોના તેવા અર્થી હોતા નથી : એટલું જ નહિ, પણ તેઓ તો પૌદ્ગલિક અનુકૂળતાઓને લાત મારીને, પ્રતિકૂળતાઓને સાનન્દ વધાવી લઈને, આત્મસ્વભાવને પ્રગટાવવાના જ પ્રયત્નમાં રત બની જાય છે. આ જ કારણે, સાચા ધર્મશીલ આત્માઓ જ્યારે દુઃખના પણ સંયોગોમાં અનુપમ સુખને અનુભવી શકે છે, ત્યારે ધર્મથી વિમુખ આત્માઓ સુખના સંયોગોમાં

સમજી શકે છે અને એને સમજી શકવાના યોગે તેઓ પોતાના સામર્થ્યાદિને કેળવીને, દરેક અવસ્થામાં સમભાવસ્થિત બની શકે છે; જ્યારે અવિવેકી આત્માઓ તો ઇષ્ટ સંયોગોમાં રાચે છે, ઇષ્ટના વિયોગમાં ઝુરે છે અને પરિણામે અશુભ કર્મોને ઉપાર્જવા સાથે દુઃખના ભોક્તા બને છે. ઇષ્ટસંયોગ કે ઇષ્ટવિયોગ, એ સૌની પોતાની જ પૂર્વની કાર્યવાહીનું પરિણામ હોવા છતાં પણ, વિવેકવિકલ આત્માઓને તેનો ખ્યાલ નથી હોતો અને એથી તેઓ ઇષ્ટવિયોગના સમયે ઇષ્ટની ઝંખનામાં ઝુરે છે અને ઇષ્ટ સંયોગોમા પણ એવા રાચે છે કે–દુ.ખ તેમનો કેડો છોડે નહિ. સંસારમાં રાચવું અને 'દુ ખ ન જોઇએ'–એવી કામના કર્યા કરવી, એ નિરર્થક જ છે. દુઃખ ન જોઈએ તો દુ:ખના કારણથી મુક્ત બનવું જોઈએ; પણ દુ:ખનાં કારણોને તો અવિવેકિઓ રસપૂર્વક સેવે છે, એટલે એ બીચારાઓની ઈચ્છા વાંઝણી રહે તે સ્વાભાવિક છે.

સંસારમાં કર્મજનિત દુઃખને દૂર કરવાનું સામર્થ્ય કોઈના જ હાથમાં નથી. અશુભના ઉદયનો અભાવ થાય, ત્યારે જ એ દુઃખના સંયોગોનો વિનાશ થાય છે. અહીં રાજ-પુત્રીઓનો પણ અશુભનો ઉદય શમવા આવ્યો છે અને એ જ અરસામાં પેલો કલાસંપન્ન પુરૂષ રાજાના જોવામાં આવ્યો છે. એ પુરૂષની કળાઓથી રાજા પણ આશ્ચર્યમગ્ન બન્યો હતો અને રાજાને એમ પણ લાગ્યું હતું કે-' કદાચ આવો કલાસંપન્ન પુરૂષ પોતાની દુઃખી પુત્રીના તેમ જ બીજી પણ એ દુઃખી પુત્રીઓના દુઃખને દૂર કરી પણ શકે.'

આથી જ, પ્રસંગને પામીને કોઈ એક દિવસે રાજાએ તે કલાસંપન્ન પુરૂષને કહ્યું કે-" જો તું અહીંઆં વિરહના દુઃખથી દુઃખિત એવી ત્રણ તરૂણીઓને રંજિત કરે, તો તારી કલાનો ઉત્કર્ષ જણાય."

આ પ્રમાણે કહેવાયેલા તે કલાસંપન્ન પુરૂષે કહ્યું કે-" આ કામ તો ઘણું જ થોડું છે." અર્થાત્-' આ કામ કરવામાં જરા પણ મુશ્કેલી નડે તેમ નથી.'

વામન ત્રણ રાજકુમારીઓ પાસે :

આ જવાબથી રાજાને આનંદ થાય, એ સહજ છે. આનંદ પામેલા રાજાએ, તેને એ કામ કરવાની અનુજ્ઞા આપી. રાજાની અનુજ્ઞા મલ્યા પછીથી, તે વામન રૂપધારી કુમાર પણ તે કામ કરવાને તૈયાર થયો. એ કામ કરવાને તૈયાર થયેલા તેણે, ઘણા મિત્રોને સાથે લીધા. ઘણા મિત્રોથી સહિત બનેલો તે, રાજાની અનુજ્ઞાથી તે ત્રણ તરૂણ રાજબાળાઓના ભવને પહોંચી ગયો. ત્યાં જઈને તે કલાસંપન્ન પુરૂષે, તે ત્રણ રાજ-

પુત્રીઓ સમક્ષ, વિવિધ પ્રકારના કથાના આલાપોને અર્થાત નાના પ્રકારની કથાઓને કહેવા માંડી. અનેક પ્રકારની સારી પણ કથાઓ શોકમગ્ન આત્માઓને આનંદ આપવાનુ સામર્થ્ય નથી ધરતી, એ વાત તો તમારા પણ અનુભવમા જ હશે! એ જ સ્થિતિ, અહીં પણ હોવી એ સભવિત છે આથી વિવિધ પ્રકારના વાર્તાલાપને કરતા તે વામન રૂપને ધરનારા કુમારને તેના એક મિત્રે કહ્યું કે–" હે મિત્ર ! આવા પ્રકારની વાર્તાઓથી શું ? કાંઈ પણ કાનને સુખ આપે એવા ચરિતને તૂ કહે ! " અર્થાત્–' હે મિત્ર ! આવા પ્રકારની તારી વાતો કાંઈ જ આનન્દ આપતી નથી, માટે તૂં કોઈ એવું સુન્દર ચરિત કહે, કે જે શ્રુતિને સુખ આપનારૂં હોય '

વામન કમલાની કથા કહે છે

જ્યારે પોતાના એક મિત્રે આ પ્રમાણે કહ્યું, ત્યારે તે કલાસંપન્ન કુમારે પણ, એક કથાની શરૂઆત કરી એ કથા એવી હતી કે —

" પૃથિવી રૂપી જે સ્ત્રી, તેના ભાલ એટલે કપાળમા તિલકની શોભાને ધારણ કરતું હોય એવું, અહીં એક નગર છે. તે નગરનું નામ છે–' તિલકપુર ' તે ' તિલકપુર ' નામના નગરમાં ' મણિરથ ' નામના રાજા છે એ 'મણિરથ' રાજા એવા ઉદાર છે કે–એમની નામના ' યાચકના મનોરથોને પૂરનાર ' તરીકેની છે. "

ઉદારના નામે કારમો સંહાર

આવી નામના, એ ઉત્તમ કોટિની ઉદારતા વિના શકય નથી. આવી ઉદારતાને પામેલા આત્માઓ, કાં તો ધર્માત્માઓ

જે હોય છે અને કદાચ ધર્મની પ્રાપ્તિ ન કરી શક્યા હોય, તો પણ તેઓ ઘણી જ સહેલાઈથી કરી શકે છે. 'ઉદારતા' તો, ધર્મસિદ્ધિનું એક લિંગ છે. ધર્મસિદ્ધ આત્મા કૃપણ હોવો, એ સંભવિત નથી. હૃદયના સાચા ઉદાર આત્માઓ તો યાચકોની ક્ષુદ્રતા આદિના પણ નાશક બને છે. આજે યાચકોને નામશેષ કરવાની ભાવનાવાળાઓ, એ હૃદયના ઉદાર તો નથી, પણ ક્ષુદ્ર છે. યાચકોને જોતાંની સાથે જ જેઓ ગુસ્સામાં આવી જઈને લાલ-પીળા થઈ જાય છે, તેઓ ખરેખર અજ્ઞાનની મૂર્તિઓ જ છે. યાચકોને દેવામાં પાપ માનવાની વાતો કરનારા, ખરે જ ભયંકર પાપાત્માઓ છે. ' ઉદ્યમથી જ ખોરાક મલી શકે છે '-આવું માનનારા, ઈશ્વરને માનવાની વાતો ભલે કરતા હોય, પણ પરમાર્થથી તો તેઓ નાસ્તિકશિરોમણિઓ જ છે. પુણ્ય-પાપની ગમ વિનાનાઓ, જ્યારે પોતાને ધર્મની પણ શુદ્ધિ કરનારા તરીકે માને છે, ત્યારે તો તેઓની ધૃષ્ટતા પરાકાષ્ઠાએ પહોંચે છે. યાચકો, એ તો સાધનસંપન્ન આત્માઓને માટે પુણ્યના દરવાજા છે. આજે એમ પણ કહેવામાં આવે છે કે-' યાચકોમાં લુચ્ચા આદિ હોય છે. '-તો એવાઓને એમ પૂછવું જોઇએ કે-" આજના શાહ ગણાતાઓમાં પણ લુચ્ચાઓ ક્યાં નથી હોતા ? ન્યાયમૂર્તિ ગણાતાઓમાં પણ અન્યાયના કરનારા ક્યાં નથી હોતા ? કાયદાના જાણ પણ ગુન્હેગારો ક્યાં નથી હોતા ? શેઠ, ગણાતાઓ પણ શઠ ક્યાં નથી હોતા ? રક્ષક ગણાતાઓ પણ ભક્ષક ક્યાં નથી હોતા ? પ્રમાણિકપણાની વાતો કરનારા પણ અપ્રમાણિક ક્યાં નથી હોતા ? દુશ્મનોને પણ નિભાવી લેવાની વાતો કરનારા, કિન્નો લેવા દુશ્મનોના

નાશ માટે કારમાં કાવત્રાં કયાં નથી આચરતા ? નિર્બળોની રક્ષા કરવાની વાતો કરનારા જ, પ્રસંગ પામીને નિર્બળોના નાશની કાર્યવાહીઓ ક્યાં નથી કરતા ? 'બળવાનના અન્યાયને શરણે ન થવું.'–એમ કહેનારા પણ, બળવાનના કારમા દસ્તાવેજો ઉપર સહી ક્યાં નથી કરતા ? નગ્ન સત્યની શોખાઈ કરનારા પણ, બંધબારણે ઘુસપુસ કરવાની પદ્ધતિને ક્યાં નથી અનુસરતા ? ભૂલ કબૂલ કરવાની વાતો કરનારા પણ, લોકોને મુંઝવવાને માટે નાની ભૂલોને કબૂલ કરીને મોટી ભૂલોને માયાના ઢાંકણમાં ક્યાં નથી છૂપાવતા ? મહાન્ તરીકેની જગતની પૂજા લેનાર પણ, પોતાની નામનાનો દુરૂપયોગ કરીને પણ બીનગૂન્હેગારોને ય ગૂન્હેગાર ક્યાં નથી ઠરાવતા ? એવાઓ પોતાની ભૂલોનો દોષ નિર્દોષો ઉપર ક્યાં નથી ઓઢાડતા ?" આ અને આવી બીજી પણ વાતોનો વિચાર નહિ કરતાં, સત્તાના મદે ચઢેલા આજના ક્ષુદ્રો, ગરીબ બીચારા યાચકોના ઉદ્ધારના નામે કારમો સંહાર કરવાની બાજી રમી રહ્યા છે. એવાઓને કાને રાજાઓનાં આવાં વર્ણનો ક્યાંથી પહોંચે અને કદાચ પહોંચે તો પણ, આવી સત્ય બીનાઓને બનાવટી કહેવામાં, એ ક્ષુદ્રો ક્યાં પાછા પડે તેમ છે ?

સારા રાજાથી પ્રજાની ભાગ્યશાલિતાનું સૂચન :

રાજા અભિરથ આવો ક્ષુદ્ર નહોતો. તે તો આમજ લોકોના મનોરથોને પૂર્ણ કરવામાં પોતાને પ્રાપ્ત થએલી સામગ્રીની સફળતા માનતો હતો. કોઈના પણ દુઃખનું નિવારણ કરવામાં, પોતાને પુણ્યયોગે મળેલી સામગ્રી જો કામ લાગતી હોય, તો એને ઉત્તમ આત્માઓ પોતાની પરમ ભાગ્ય

શાલિતા સમજે છે. સાચા વિવેકિઓ તો, દુઃખની જડ નાબૂદ થાય, એ પ્રકારે પ્રયત્ન કરનારા હોય છે; અને એ કારણે તેઓ દુનિયાના દુઃખી જીવોને ધર્મમાર્ગના ઉપાસક બનાવવાની અભિલાષાને સેવે છે. આમ છતાં પણ, તેઓ પોતાની કક્ષા મુજબની દ્રવ્ય ઉપકારની પ્રવૃત્તિ કરવાને ચૂકતા નથી. કૃપણ આત્માઓ જો ધર્મી તરીકેની નામનાને પામી જાય છે, તો અવસરે તેમનાથી ધર્મ દીપવાને બદલે ધર્મની વગોવણી વધારે થાય છે. એ જ રીતિએ, રાજા માટે જેમ અનેક ગુણો આવશ્યક છે, તેમ ઉદારતા ગુણ પણ આવશ્યક છે. માગણ લોકોના મનોરથોને પૂરનાર રાજા પણ, ભાગ્યશાલી પ્રજાને જ મળે છે. સારો રાજા, એ પણ પ્રજાના પુણ્યોદયનો સૂચક છે. સારો રાજા પ્રજાને પણ, ધર્મશીલ બનાવે છે. પ્રજાને પોતાનાં સંતાનો જેવી ગણતો રાજા, પ્રજાને યોગ્ય રીતિએ યોગ્ય માર્ગે ચઢાવનાર હોય છે. એવા રાજાને કદી પણ જૂલ્મ ગુજારવાને માટે અપવાદ સિવાય પ્રવર્તમાન થવું પડતું નથી. સાચો રાજા પોતાના શુદ્ધ વર્તનથી જ પ્રજાને સદાચારી બનાવી શકે છે. ગુણસંપન્ન રાજા પોતાની પ્રજાને પોતાના ગુણોથી જ ગુણસંપન્ન બનાવે છે. એવો રાજા પોતાની ઉદારતાથી પ્રજાને ઉદાર બનાવે છે. એવા રાજાની પ્રજામાં પૂર્વના પાપોદયથી જે દરિદ્ર આદિ હોય છે, તે પણ પોતાની અને પ્રજાની ઉદારતાથી કલ્લોલ કરતા હોય છે: એટલે એવા ઉત્તમ રાજાના રાજ્યમાં ગુન્હાની વાત જ નામશેષ જેવી હોય છે. આવી દશાના રાજા હીનભાગીને નથી મળતા એવા રાજા ભાગ્યવાન પ્રજાને જ મળે છે અને એવા રાજાના રાજ્યમાં સૌ પોતાના ઉચિત ધર્મનું નિર્વિઘ્નપણે આચરણ કરવા દ્વારા

પોતાના ઉભય લોકનું હિત સારામાં સારી રીતિએ સાધી શકે છે.

માલતી અને વિક્રમ :

હવે તે કલાસંપન્ન પુરૂષ, 'તિલકપુર' નામના નગરના 'મણિરથ' નામના રાજાની ઓળખ આપ્યા પછી, એ રાજાની રાણીની અને એ રાજાના પુત્રની ઓળખ આપતાં કહે છે કે–

"અર્થી જનોના મનોરથોને પરિપૂર્ણ કરનાર તે 'મણિરથ' નામના રાજાની 'માલતી' નામની રાણી હતી. તેણીએ પવિત્ર અને સુંદર એવા શીલ દ્વારા 'માલતી'ને જીતી હતી."

'માલતી' પોતાની નિર્મલતા અને સુગંધયુક્તતાના પ્રતાપે મનોહર ગણાય છે. આ 'માલતી' નામની રાણી પણ, પોતાના અતિ પવિત્ર અને એ જ કારણે સજ્જનોના મનને હરનાર હોઈ અતિ સુંદર એવા શીલને ધરનારી હતી. 'શીલ' ગુણનો કેટલો મહિમા છે, એ આવી જાતિનાં વર્ણનોથી ખૂબ જ સ્પષ્ટ થાય છે. સતી સ્ત્રીઓમાં અનેક ગુણો હોવા છતાં, પ્રાયઃ સર્વત્ર સ્ત્રીઓના આ ગુણની જ મહત્તા ગાવામાં આવી છે. શીલ, એ સ્ત્રીનો સુંદરમાં સુંદર શણગાર છે. અનેક અલંકારોથી લદાયેલી પણ શીલહીના સ્ત્રી, સુંદર હોવા છતાં પણ સુંદર ગણાતી નથી : જ્યારે દરિદ્રા અને રૂપે અસુંદર એવી પણ સ્ત્રી જો શીલસંપન્ન હોય છે, તો તેણીને અતિ સુંદર તરીકે પણ વર્ણવી શકાય છે.

તે કલાસંપન્ન વામન પુરૂષ, આગળ વર્ણન કરતાં કહે છે કે–"આવા ઉદાર 'મણિરથ' રાજાને, આવી મહાસતી 'માલતી' નામની રાણીથી થયેલ એક પુત્ર હતો અને એનું

નામ 'વિક્રમ' હતું. એ 'વિક્રમ' નામનો કુમાર પણ ભુવનનો પરાભવ કરી શકે એવા પરાક્રમવાળો હતો."

વિક્રમનો પુરત્યાગ :

આવા પરાક્રમી રાજપુત્રો હમેશાં મોટે ભાગે ચપલ હોય છે. પ્રસંગે ધાર્યું કરવાના દૃઢ નિશ્ચયવાળા હોય છે. આથી, તેઓ માતા-પિતાના ભક્ત હોવા છતાં પણ, પ્રસંગે દુઃખ રૂપ પણ થઈ પડે છે. આવો જ પ્રસંગ, આ પરાક્રમી એવા શ્રી 'વિક્રમ'કુમારને માટે આવ્યો છે. તે કલાસંપન્ન પુરૂષ કહે છે કે-"એક વખત 'વિક્રમ'કુમાર પોતાના મહેલમા રહેલો છે અને સંધ્યાનો સમય છે. એવા કોઈક સંધ્યાના સમયે, પોતાના મંદિરની પાસે રહેલા કોઈક ઘરમા, કોઈ દ્વારા એવા પ્રકારનું બોલાતું તે રાજકુમારે સાંભળ્યુ, કે જે કાનને સુખ આપે એવું હતું" પોતાના મહેલની પાસેના કોઈ મકાનમા કોઈ દ્વારા શું બોલાયું, કે જેનુ શ્રવણ તે રાજકુમારને માટે સુખદ થઈ પડ્યું, એનું વર્ણન કરતા તે કલાસંપન્ન પુરૂષ કહે છે કે-

" नियपुन्नपमाणं गुणवियड्ढिमा सुजणदुज्जणविसेसो ।
नज्जइ नेगत्थठिएहिं, तेण निउणा निर्यति महिं ॥१॥ "

નિપુણ માણસો પૃથ્વીનું પર્યટન કરે છે, તેનું કારણ એ છે કે-એક સ્થાને સ્થિત રહેલા જનો, પોતાના પુણ્યના પ્રમાણને જાણી શકતા નથી, પોતાના ગુણો વિષેની વિવૃદ્ધિને પણ જાણી શકતા નથી અને સુજનો તથા દુર્જનોમા રહેલી વિશેષતાને પણ જાણી શકતા નથી' પોતાનું પુણ્ય કેટલુ છે અને કેવું છે, પોતાનામા ગુણો વૃદ્ધિને પામે છે કે કેમ

તેમ જ સજ્જનોની સજ્જનતા અને દુર્જનોની દુર્જનતા કેવા કેવા સ્વરૂપની હોય છે, એ વિગેરેનો ખ્યાલ એક સ્થળે જ વસનારાઓને આવતો નથી : આ કારણે, નિપુણ જનો પૃથ્વી ઉપર પર્યટન કરે છે. રાજકુમારે જે કથન સાંભળ્યું હતું અને જે કથન તેને માટે શ્રવણસુખદ થઈ પડયું હતું, તેનો આ ભાવ છે. તે કલાસંપન્ન પુરૂષ કહે છે કે–" આ જાતિના તે કથનને સાંભળીને, રાજકુમાર 'વિક્રમ'માં પણ દેશ–દર્શનની તૃષ્ણા ઉત્પન્ન થઈ." વસ્તુતત્ત્વના અભ્યાસ વિનાના પણ પરાક્રમી આત્માઓને આવાં કથનો જ્યારે ખૂબ જ ઉત્તેજક નિવડે છે, ત્યારે સાચા તત્ત્વવેદિઓ તો આવાં કથનોની એકદેશીયતા આદિને સારી રીતિએ સમજી શકે છે : પરન્તુ જગતમાં કાંઈ બધા જ સાચા તત્ત્વજ્ઞાનિઓ નથી હોતા. સાચી તત્ત્વવેદિતાથી પર એવા આત્માઓ, આંશિક સત્યને સંપૂર્ણ સત્ય માની, એના જ પૂજારી બની જાય છે. આવું બનવું, એ તત્ત્વથી અપરિચિત આત્માઓને માટે સહજ છે. પૃથ્વીના પરિભ્રમણને પોતાના પુણ્યના પ્રમાણ આદિને જાણવાનું કારણ માની, દેશદર્શનની તૃષ્ણાવાળા બનેલા રાજકુમારને એમ લાગ્યુ કે–'જો પિતાજી આદિને હું પૂછવા રહીશ, તો મારી તૃષ્ણા શાંત થવી શકય નથી.' આથી રાજકુમારે પોતાના પરિજનોની અવગણના કરવાનો નિર્ણય કર્યો. એક તો રાજપુત્ર અને વળી પરાક્રમી, આવાઓની ઉત્તેજના ભાગ્યે જ પ્રતિકાર્ય બને છે. આવાઓ પ્રાયઃ પોતાની ઈચ્છાને સફલ કરવાને માટે, કોઈ પણ જાતિનું સાહસ કરવાને સજ્જ હોય છે. એજ રીતિએ સજ્જ બનેલા રાજપુત્રે, પોતાના નિશ્ચયને ...મૂકવાનું નક્કી કર્યું. પોતાના નિશ્ચયને અમલમાં

મૂકવાનો નિર્ણય કર્યા પછી, દેશદર્શન માટે સતૃષ્ણ બનેલો તે રાજકુમાર, કલાસંપન્ન પુરૂષ કહે છે કે-"પરિજનને અવગણીને, રાત્રિએ તલવારથી સહિત હાથવાળો બન્યો થકો, ધીમે રહીને નગરમાંથી નીકળી ગયો." રાજપુત્રો એક તલવારને જ પોતાના સર્વસ્વ રૂપ માનનારા હોય છે, એથી 'વિક્રમ' નામનો તે રાજપુત્ર તલવારથી વ્યગ્ર બનેલા હાથવાળો બન્યો થકો ચાલી નીકળ્યો.

અપરિચિત પીડિતની સેવા :

દેશદર્શનની તૃષ્ણાથી ચાલી નીકળેલો તે રાજકુમાર **વિક્રમ,** આગળ ને આગળ ચાલવા લાગ્યો. ચાલતો થકો તે આગળ માર્ગમાં કોઈ પણ એક પુરૂષને જૂએ છે. માર્ગે જતા રાજકુમારે જે કોઈ નરને જોયો, તે કઠોર પ્રહારથી વિધુર થયેલો હતો, પિપાસિત એટલે તૃષાતુર હતો અને પૃથ્વીતલ ઉપર પડેલો હતો. કઠોર પ્રહારથી વિધુર બનીને જમીન ઉપર પડેલા અને તરસ્યા એવા દુઃખી માણસને દેખીને, કોઈ પણ સારા માણસને દયા આવવી એ સહજ છે : તો આ તો રાજપુત્ર છે, કુલીન છે અને સુંદર હૃદયવાળો છે : એટલે આવાને દયા ન આવે, એ તો બને જ કેમ ? ખરે જ, એવી દુઃખદ દશામાં પડેલા આદમીને જોઈને, રાજકુમારના અન્તઃકરણમાં ખૂબ જ કરૂણા ઉત્પન્ન થઈ ગઈ. ઉત્પન્ન થયો છે પૂર્ણ કરૂણાભાવ જેને એવો તે રાજકુમાર, પહેલાં તો નજદિકમાં આવેલા સરોવરમાંથી પાણી લઈ આવ્યો. સરોવરમાંથી પાણી લાવીને, તે પાણી તેણે તે પીડિત માણસને પાયું. આ રીતિએ તે પીડિત માણસને પાણી પાઈને

જ તે રાજકુમાર અટકયો નહિ : પરન્તુ તેણે તો અસ્વસ્થ અવસ્થાવાળા તેને પવનના પ્રદાનથી સ્વસ્થ શરીરવાળો બનાવવાનો પ્રયત્ન કર્યો. રાજકુમારનો એ પ્રયત્ન ફળ્યો અને રસ્તે પડેલો પેલો પીડિત માણસ સ્વસ્થ શરીરવાળો બન્યો.

આ રીતિએ તેને સ્વસ્થ શરીરવાળો બનાવ્યા પછીથી, તે રાજપુત્ર તે પુરૂષને પૂછે છે કે–

"હે મહાયશ ! તું કોણ છો ? અને તારી આ અવસ્થા શા કારણે થયેલી છે ?"

રાજકુમાર વિક્રમ, એક અપરિચિત પણ દુ:ખી માણસને માટે કેટલી બધી લાગણીવાળો બન્યો, એ વિચારવા જેવું છે. પોતે રાજકુમાર હોવા છતાં પણ, માત્ર દયાભાવના કારણે જ જાતે પાણી લઈ આવ્યો અને પીડિતને પાણી પાઈને પવન નાખી સ્વસ્થ બનાવ્યો. જે આત્માઓના અન્તરમાં દયાભાવ નથી હોતો, તેમનાથી આ બનવું એ શક્ય નથી. દુ:ખી માણસને જોતાં જેમનું દીલ અનુકમ્પા ભાવને પામતું નથી, તેવા આત્માઓ સદ્ધર્મના સાચા ઉપાસક બની શકે એ શક્ય જ નથી. ગ્મ્તે પડેલો માણસ નિષ્ઠુર પ્રહારથી વિધુર બનેલો હતો, એટલે કરૂણાભાવથી હીન માણસોને તો તેની પાસે જઈને તેની ચાકરી કરતાં પણ સુગ આવે, પરન્તુ રાજકુમાર વિક્રમ તો દયાળુ હતો આવી દયા, એ પણ હૃદયની એક ઉત્તમતાને જ સૂચવનારી છે. આવી ઉત્તમ દશાવાળો આત્મા અપરિચિત અને દુ:ખી એવા પણ આત્માનો કેવો અને કેટલો આશ્વાસક બને છે, એ પણ આપણે હમણાં એ દુ:ખી માણસના ઉત્તર ઉપરથી જોઈ શકીશું. હૃદયપૂર્વકની દયા, એ ખરે જ દુ:ખી આત્માઓને માટે

તેમજ પોતાના આત્મા માટે પણ સાચા કલ્પતરૂની ગરજ સારનાર છે. આવી દયા સરલ આત્માઓના અંતરમાં જ આવિર્ભાવને પામે છે.

રાજકુમાર વિક્રમે કરેલી કરૂણાભાવથી ભરપૂર એવી ચાકરીના યોગે, સ્વસ્થ દેહવાળો બનેલો તે પુરૂષ, એ રાજપુત્રને ઉદ્દેશીને કહે છે કે–

'હે સુજનશિરોરત્ન ! તું સાંભળ.'

જૂઓ કે–સહૃદયતાથી કરેલી શુશ્રૂષા એક અપરિચિત એવા પણ આદમીના હૃદયમાં કેવો સદ્ભાવ ઉત્પન્ન કરે છે ? રાજકુમારના પરિચયથી રહિત પુરૂષને પણ રાજપુત્રની પરિચર્યા આદિથી ખાત્રી થઈ કે–'આ આદમી કોઈ સામાન્ય કોટિનો નથી, પણ સુજનોમાં શિરોરત્ન સમો છે.' આથી જ, પોતાની ઓળખ આપતો તે, સુંદર પ્રકારના સંબોધનપૂર્વક રાજકુમારને સાંભળવાનું જણાવે છે. એ રીતિએ સુન્દર સંબોધનપૂર્વક સાંભળવાનું કહીને, તે અપરિચિત પુરૂષ જણાવે છે કે–

"હું 'સિદ્ધ' નામનો એક યોગી છું. મારો એક દુશ્મન યોગી છે અને તે વિદ્યાથી બળવાન છે. વિદ્યાથી બળવાન એવા તેણે મારા શરીર ઉપર છળથી પ્રહાર કર્યો અને એથી જ હું આ પ્રકારની અવસ્થાને પામ્યો : પણ હે ગુણસંપન્ન પુરૂષ ! તેં મને પુનઃ સ્વસ્થ બનાવ્યો છે."

એ અપરિચિત યોગી આટલું કહીને જ ચાલ્યો જતો નથી, પણ પોતાના ઉપકારિને ઉપકારના બદલા તરીકે પોતા પાસેની અનેક વસ્તુઓ પૈકીની એક વસ્તુ આપીને જાય છે. ભયંકર દશામાં પોતાને સહાય કરનાર કુમારથી તે યોગિને

ખૂબ જ તોષ થયો હતો. એ તોષથી તે યોગી, તે ઉત્તમ રાજાના પુત્રને 'ગરૂડ મંત્ર' આપીને, પોતાના સ્થાને સુખપૂર્વક પહોંચી ગયો.

દ્રવ્યદયા અને ભાવદયા :

જગતમાં ઉપકાર કરવાની વૃત્તિવાળા અને ઉપકારને ઉપકાર તરીકે જાણીને એનો બદલો વાળનારા પણ હોય છે. વિશ્વમાં જેમ આવા દ્રવ્યદયાવાળાઓ હોય છે, તેમ ભાવ દયાવાળાઓ પણ હોય છે. ને કે-વિશ્વમાં સદા કાળ ભાવદયાવાળાઓની સંખ્યા થોડી હોય છે અને દ્રવ્યદયાવાળાઓની સંખ્યા વિશેષ હોય છે. દ્રવ્યદયા જ્યારે સર્ષવ છે, ત્યારે ભાવદયા મેરૂ છે. સ્વાર્થવૃત્તિ વિનાની દયા દ્રવ્ય હોય તો પણ તે ભાવદયાનું કારણ બની જાય છે. દ્રવ્યદયાના બદલા હોઈ શકે છે, ત્યારે ભાવદયાના બદલા જેવી વસ્તુ પ્રાયઃ દુર્લભ હોય છે. માત્ર દયા શબ્દથી અગર ઉપકાર શબ્દથી નહિ મુંઝાતાં, તેના સ્વરૂપ અને ભેદ આદિને જાણવાને માટે પ્રયત્નશીલ બનવું એ જરૂરી છે દ્રવ્યદયા પણ જો નિઃસ્વાર્થભાવની હોય છે, તો એ ભાવદયા પામવાની સુંદરમાં સુંદર સામગ્રી મેળવી આપે છે. એવી સામગ્રીને પામેલા આત્માઓ, સ્વ-પરના સાચા દયાળુ બની, અનુપમ સ્વોપકાર અને પરોપકાર સાધી, સિદ્ધિપદના ભોક્તા બની જાય છે. આ જગતમાં, ઉત્તમમાં ઉત્તમ કોટિના પરોપકારની સાધના, ભાવદયા વિના શક્ય નથી. ભાવદયા, એ જેમ ઉત્તમ કોટિના પરોપકારની સાધક બને છે, તેમ સર્વશ્રેષ્ઠ સ્વોપકારની પણ સાધક બને છે. આમ છતાંપણ, એ વાત નિશ્ચિત જ છે કે-ભાવદયાના

ઉપાસકો દ્રવ્યદયાના વિરોધી નથી જ હોતા. ભાવદયાના ઉપાસકો તો, અવસરે અવસરે શકયતા મુજબ દ્રવ્યદયાની પણ કાર્યવાહી અવશ્ય કરે છે. દ્રવ્યદયાના વિરોધિઓ, એ વસ્તુતઃ ભાવદયાના ઉપાસકો જ નથી, પણ ભાવદયાની નિન્દાદિ કરાવનારાઓ છે.

કામદેવના મંદિરમાં ·

તમને યાદ તો હશે જ કે-કલાસંપન્ન પુરૂષ, વિરહ-દુઃખથી પીડાતી ત્રણુ તરૂણુ રાજપુત્રીઓના ભવનમાં, તે-ઓની સમક્ષ વાત કરી રહ્યો છે. પોતાની કથાને આગળ ચલાવતાં તે કહે છે કે-તે **સિદ્ધ** નામનો યોગી રાજકુમાર **વિક્રમને** ગરૂડ મંત્ર આપીને સ્વસ્થાને ચાલ્યો ગયો અને રાજકુમાર પોતે આ નગરમાં એટલે આ 'કનકકૂટ' નામના નગરમાં આવ્યો. આ નગરમાં આવેલો તે રાજપુત્ર, રાત્રિએ કામદેવના મંદિરમાં વસ્યો. કામદેવના મંદિરમાં રાત્રિવાસ માટે વસેલો તે રાજકુમાર હજુ નિદ્રાધીન બન્યો નથી, પણ સારી રીતિએ જાગે છે : એ દરમ્યાનમાં એક તરૂણી કામ-દેવનું પૂજન કરવાને માટે તે મંદિરમાં આવી. કામદેવની પૂજા કરવાને માટે આવેલી તે સ્ત્રીએ, કામદેવની પૂજા કરી લીધી અને તે પછી તે બહાર નીકળી ગઈ.

આ તરૂણી આ રીતિએ રાત્રિના સમયે એકાકિની આવવાનું કારણુ એ હતું કે-તેને આપઘાત કરવો હતો. આપઘાત કરતાં પૂર્વે તેણે કામદેવની પૂજા કરી લીધી. હવે તે બહાર નીકળીને બોલે છે કે-"હે વનદેવતા માતાઓ! તમે મારા કથનને સારી રીતિએ સાંભળો. હું આ નગરના

'વાસવ' નામના નરપતિની, 'કમલા' નામથી સુખિની પુત્રી છું : મારા પિતાએ મને ઉજ્જ્વલ ગુણોના અનુરાગથી 'મણિરથ' રાજાના પુત્ર 'વિક્રમ'કુમારને આપેલી છે : પણ તે કુમાર હાલમાં ક્યાંક પણ ચાલ્યા ગયા છે. તેઓ ક્યાં ગયા છે એ જણાતું નથી. આથી જો આ ભવમાં એ કુમાર મારા પતિ ન થયા, તો પરલોકમાં પણ તે જ મારા પતિ થાઓ."

મોહવશ પાગલ બને છે :

વિચારો કે-મોહનું આ વિશ્વમાં કેવું સામ્રાજ્ય છે! મોહવશ આત્માઓ, કદી જ પોતાના આત્માના હિતની કે અહિતની ચિંતા કરતા નથી. તેઓને તો સંસારની સાધનામાં જ આનંદ લાગ્યા કરે છે. સંસારના આનંદમાં જ સર્વસ્વ માની બેઠેલા અને મોહવશતાના યોગે વિવેકાન્ધ બનેલા આત્માઓ, એ સમજવાની તકલીફ લે જ ક્યાંથી કે-'એમ માગ્યા પતિ ભવાંતરમાં નથી મળતા!' ભિન્ન ભિન્ન સ્વભાવ અને ભિન્ન ભિન્ન પ્રવૃત્તિમાં પડેલા આત્માઓ, પોતપોતાની કરણીને અનુસારે સદ્‌ગતિ યા દુર્ગતિમાં ચાલ્યા જાય છે. ત્યાં કામની પૂજા કરવી અને વનદેવતાઓને જાહેર કરવું તથા-'પરભવમાં પણ એ પતિ મળજો.'-આવું આવું ઇચ્છવું, આ બધું કારમી અજ્ઞાનતાના પરિણામ સિવાય, બીજું શું સમજાય કે મનાય? મોહવશ આત્મા ખરે જ પાગલ બની જાય છે. પાગલ બનેલો આત્મા ન બોલવાનું બોલે, ન આચરવાનું આચરે અને ન ઇચ્છવા જેવું ઇચ્છે, એમાં કાંઈ આશ્ચર્ય પામવા જેવું નથી. પણ આવા પ્રસંગોને જાણીને, પુણ્યશાલિઓએ એવા પાગલપણાને આણનારા

મોહની પરાધીનતામાંથી છૂટવાને માટે જ પ્રયત્નશીલ બનવા જેવું છે. આવા પ્રસંગોને સાંભળીને પણ જેઓ એવા ચાળા કરવામાં જ આનંદમગ્ન બની જાય છે, તેઓ તો આવા પ્રસંગોને સાંભળીને વધુ પાગલ જ બનવાના. એમ કરવું, એ શ્રવણનું ફલ નથી. શ્રવણનું ફલ તો એ છે કે–એના પરિણામે હેયનો ત્યાગ અને ઉપાદેયનો સ્વીકાર થાય. જેઓ શ્રવણના પ્રતાપે હેયના ત્યાગ અને ઉપાદેયના સ્વીકારના ધ્યેયને નથી સ્વીકારતા, તેઓ માટે શાસ્ત્રનું શ્રવણ પણ નિષ્ફલ અને કદી કદી નુકશાનકારક થઈ જાય છે. આથી જ ઉપકારી મહાપુરૂષો ફરમાવે છે કે–શ્રવણના લાભને પામવાને માટે પણ યોગ્યતાની આવશ્યકતા છે.

### રાજકુમારીને સ્વસ્થ બનાવવી :

આત્મઘાત કરતાં પૂર્વે, પરભવમાં પણ એ જ પતિને આપવાની પ્રાર્થના કરતી તરૂણી, એ બીજી કોઇ નથી, પણ અત્યારે પેલા કલાસંપન્ન પુરૂષના મુખથી કથાને સાંભળી રહેલી ત્રણ રાજપુત્રીઓમાંની જ એક કમલા નામની રાજપુત્રી છે. મોહવશ ઘેલી બનીને તે આપઘાત કરવાને માટે આવી છે, પણ હજુ એનો શુભોદય જાગતો છે, એટલે એના માટે પરિણામ ખરાબ નથી આવતું. જો કે–એણે તો પોતાની પાગલ દશામાં વનદેવીઓને માતા તરીકે ઉદ્દેશીને કહેવાનું કહી દીધું અને તરત જ વડના ઝાડ ઉપર ફાંસો બાંધીને પોતાને લટકાવી દેવાને તૈયાર થઈ ગઈ : પણ તેણીનો પુણ્યોદય જાગતો હોવાથી, જેની ખાતર તે મરવાને તૈયાર થઈ છે, તે જ અહીંયાં હાજર છે. રાજપુત્રી કમલા જેટલામાં ફાંસો ખાઇને મર-

વાની તૈયારી કરે છે, તેટલામા તરત જ વિક્રમકુમાર તેણીની તરફ ગયો કુમાર જાગતો જ હતો, એટલે સઘળું તેણે જોયુ હતું અને સાભળ્યું હતું આથી તે તરત જ તેણીની તરફ વેગથી ગયો અને 'સાહસ ન કર'–આ પ્રમાણે કહેતા તે રાજપુત્રે, છુરિકા દ્વારા પાશને છેદી નાખ્યો. છુરિકા વડે પાશને છેદી નાખીને તે રાજકુમારે, તે 'કમલા' નામની રાજપુત્રીને, કમલ જેવા સુકોમલ વચનો દ્વારા સારી રીતિએ સ્વસ્થ બનાવી દીધી. સુકોમલ વચનોથી રાજકુમારે તેણીના આપઘાત કરવાના આવેશને રોક્યો : એટલુ જ નહિ, પણ તેણીને સ્વસ્થ દશામા પણ સસ્થાપિત કરી દીધી

કમલા સાથે લગ્ન

આ રીતિએ 'મણિરથ' રાજાના પુત્ર 'વિક્રમ' કુમારે, આ નગરના 'વાસવ' રાજાની 'કમલા' નામની પુત્રીને મરવાનો પ્રયત્ન કરતા અટકાવીને, કમળ જેવા સુકોમળ વચનોથી સુસ્થાપિત કરી, એટલામા તો પોતાની પુત્રીની શોધને માટે નીકળેલો અને ભટોના સમુદાયથી પરિવૃત્ત થયેલો 'વાસવ' રાજા ત્યા આવી પહોચ્યો. ત્યા આવેલા તે રાજાએ કુમારને પણ જોયો વાસવ રાજા તે વિક્રમકુમારને ઓળખતો હોવાથી, તેને પોતાની પુત્રી કમલા પાસે જોઇને ખૂશ થયો. પુત્રીની શોધમા નીકળેલા તે રાજાને, આ રીતિએ જમાઈ પણ મળી જવાથી, અધિક આનન્દ થયો એ સહેજ છે હવે આનન્દિત બનેલો તે રાજા વિક્રમકુમારને કહે છે કે–

"હે દાક્ષિણ્યપૂર્ણ કુમાર ! અમે અમારા પોતાના મિત્ર 'મણિરથ' રાજાને મળવા ગયેલા, ત્યારે અમે તને બાળ-

પણામાં જોયેલો છે. આ મારી 'કમલા' નામની પુત્રી, કમલિની જેમ દિનનાથ એટલે સૂર્ય પ્રતિ સદા અનુરક્ત છે તેમ, પતિ પ્રત્યે હમેશાં અનુરાગવાળી છે : આ કારણથી, મારી દીકરી ' કમલા ' તારા જમણા હાથના મેળાપના વશથી સુખને પામો."

આ પ્રમાણેની મધુર અને ગંભીર વાણી દ્વારા **'વાસવ'** રાજાએ પ્રાર્થના કરી, એટલે ત્રિવિક્રમ–કૃષ્ણ જેમ કમલા એટલે લક્ષ્મીને પરણ્યા હતા, તેમ આ **વિક્રમ**કુમારે પણ કમલાના કરને ગ્રહણ કર્યો. અર્થાત્–તેમનું લગ્ન ત્યાં ને ત્યાં જ કરવામાં આવ્યું. આ પ્રકારે પોતાની પુત્રીને પરણાવ્યા પછી, બીજે દિવસે પ્રાતઃકાલે તોષપૂર્વક ભાર્યા સહિત તે કુમારને, રાજાએ નગરમા પ્રવેશ કરાવ્યો અને ' કમલા ' નામની પોતાની સ્ત્રી સાથે ક્રીડા કરતો તે કુમાર રાજાએ આપેલા પ્રાસાદમાં રહ્યો.

<u>પૂજનીય કોણ ?</u>

આ પ્રમાણેની વાત કરીને તે કલાસંપન્ન પુરૂષ વિરામ પામ્યો. પોતાને લગતી વાત આવવાથી, ત્રણ તરૂણ રાજપુત્રીઓ પૈકીની એક જે ' કમલા ' નામની રાજપુત્રી હતી, તેણીને તો પૂરેપૂરી ખાત્રી થઈ ગઈ કે–'આ મારા પતિની સઘળી જ વાતથી વાકેફ છે.' આવી ખાત્રી થયા પછી, પોતાના પતિ સંબંધી વિશેષ હકીકતને જાણવાની ઉત્સુકતા વધી જવી, એ આવી તરૂણીઓને માટે તો અતિશય સહજ છે. વળી અત્યારે તેણીને જે વિરહદુઃખ ઉત્પન્ન થયું છે, તેનો પ્રસંગ પણ હવે આવે છે. આ કારણે પ્રિયવિરહથી અતિ પીડિત એવી તે કમલા

નામની રાજપુત્રી, એકદમ બોલી પડી કે-' તે પછી આગળ શું થયું ?' ' સંસારમાં ઈષ્ટ વસ્તુના સમાચાર પણ માણસને કેટલો આનંદિત કરી શકે છે ?'-એ વાત તમે તો જાણતા જ હશો. ઈષ્ટના સમાચાર આત્માને જેમ આનંદિત કરે છે, તેમ અનિષ્ટના સમાચાર શોકાતુર પણ કરે છે. આ સંસારની અનાદિથી ચાલતી અને અનંત કાલ સુધી રહેનારી આ શાશ્વતી પરિસ્થિતિ છે. સંસારમાં આવી પરિસ્થતિને નામશેષ બનાવી શકવાની તાકાત કોઈજ ધરાવતું નથી. આમ છતાં પણ, આવી પરિસ્થિતિથી પોતાને બચાવી લેનારા નથી હોતા એમ નહિ. એ પ્રતાપ ધર્મનો છે. ધર્મની સુન્દર પ્રકારે આરાધના કરવા દ્વારા, આવા કારમા સંસારથી મુક્ત બનીને જેઓ સિદ્ધિપદના ભોક્તા થયા છે તે અને જેઓ આવા કારમા સંસારથી બચવાને માટે અનંતજ્ઞાનિઓએ ઉપદેશેલા મોક્ષમાર્ગની આરાધનામાં જ મશગુલ છે, તેઓ જ આ વિશ્વમાં પૂજનીય આદિ છે. આમ હોવાના કારણે, જેઓ એ મોક્ષમાર્ગની સ્થાપના કરી છે, તેઓ તો આ વિશ્વના પ્રધાન પૂજનીય પુરૂષો ગણાય, એ તદ્દન સ્વાભાવિક જ છે. સાચા પૂજનીય પુરૂષોની પૂજા, એ પોતાના સંસારના ક્ષયને સાધવાને માટેનું પરમ કારણ છે અને તેવા તારકોની આજ્ઞાની આરાધના, એ જ તેઓની શ્રેષ્ઠતમ પૂજા છે.

વામને ચાલ્યા જવું :

અસ્તુ. પ્રિયના સમાચારને જાણવા આતુર બની ગયેલી કમલા-' તે પછી આગળ શું ?'-આ પ્રમાણે બોલી પડી, પણ પેલા કલાસંપન્ન પુરૂષે આગળની વાત તે દિવસે ન

જણાવી. તે કુબ્જ પુરૂષ તો–'રાજસેવાનો સમય છે.'–આ પ્રમાણે કહીને ચાલતો થયો. સંસારમાં કુતુહલી આત્માઓ પ્રેમિઓને દુઃખ દેવામાં પણ આનંદ માને છે. સંસારનું પ્રેમનાટક કેટલું ગજબ છે, એ વિવેકિઓ જ સમજી શકે છે. જેના સુખમાં સુખ માને તેવા પ્રેમીને પણ કોઈ વખતે પજવવામાં પ્રેમી આનંદ માને છે. સંસારના પ્રેમનો એવો પણ એક સ્વભાવ છે. તે વામન પુરૂષ તો–'રાજસેવાનો સમય છે.'–એમ કહીને ચાલતો થયો, પણ એથી 'કમલા' નામની રાજપુત્રીનો જીવ તો, એ વાતને તરત નહિ સાંભળી શકવાથી ઉદ્વિગ્ન જ બની ગયો. એની ચિંતા આ વામને ન કરી. હવે એ વામન બીજે દિવસે આવીને આગળ શી વાત કરે છે, એ વિગેરે અવસરે—

[ ૧૫ ]

ધર્મ પ્રત્યેની બેદરકારી :

પરમ ઉપકારી, આચાર્યભગવાન શ્રીમત્ શાન્તિસૂરીશ્વરજી મહારાજાએ, ધર્મરત્નના અર્થી જનોને ઉપદેશ આપવાને માટે, શ્રી ધર્મરત્ન પ્રકરણ નામના આ ગ્રન્થરત્નની રચના કરી છે. વિવૃતિ વિના આ ગ્રન્થરત્નના ભાવને જડમતિ આત્માઓ પામી શકે તેમ નહિ હોવાથી, શાસ્ત્રકાર પરમર્ષિએ, આ ગ્રન્થરત્નની એક સ્વલ્પા પણ સુગમા એવી વૃત્તિની ય રચના કરી છે. આ ઉપરાન્ત પરમ ઉપકારી, આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ પણ આ ગ્રન્થરત્નની વિવૃતિ રચી છે, કે જે 'બૃહદ્વૃત્તિ' તરીકે સુપ્રસિદ્ધ

છે. આ ઉભય વૃત્તિઓને લક્ષ્યમાં રાખીને જ, આપણે શ્રી ધર્મરત્ન પ્રકરણ દ્વારા અપાએલા ઉપદેશનો વિચાર કરી રહ્યા છીએ.

આપણે વિચારી આવ્યા કે-વિશિષ્ટ પ્રકારના પ્રાસાદના અર્થિઓ જેમ શલ્યોદ્ધાર અને પીઠબન્ધ આદિને વિષે પહેલાં આદરવાળા બને છે, તેમ ધર્મના અર્થિઓએ પણ ધર્માધિકારિપણાને પમાડનારા અક્ષુદ્રતા આદિ એકવીસેય ગુણોને વિષે પહેલાં પ્રયત્નશીલ બનવું જોઈએ : કારણ કે-શલ્યોદ્ધાર અને પીઠબન્ધ આદિને વિષે પહેલાં આદરવાળા નહિ બનનારાઓ, જેમ વિશિષ્ટ પ્રકારના પ્રાસાદની પોતાની અભિલાષાને સફલ બનાવી શકતા નથી; તેમ વિશિષ્ટ ધર્મસિદ્ધિ પણ અક્ષુદ્રતા આદિ એકવીસ ગુણોને આધીન હોઈને, તે ગુણોના ઉપાર્જન પ્રતિ બેદરકાર રહેનારા ધર્મના અર્થી એવા પણ જીવો, શ્રી જિનપ્રણીત ધર્મની સુન્દર આરાધના કરનારા બની શકતા નથી.

આ રીતિએ ધર્મરત્નના અર્થી જીવોને, ધર્માધિકારિપણાને પમાડનારા અક્ષુદ્રતા આદિ એકવીસ ગુણોના સમ્યગ્ ઉપાર્જનને માટેની પ્રેરણા કરીને, શાસ્ત્રકાર પરમર્ષિએ, ગુણિના પ્રતિપાદન દ્વારા તે એકવીસ ગુણોનું પ્રતિપાદન કરનારી પૂર્વસૂરિપ્રણીત ત્રણ ગાથાઓ ફરમાવી. આ પછી, શાસ્ત્રકાર પરમર્ષિએ પોતે પણ ગુણપ્રતિપાદન દ્વારા ગુણદર્શન કરાવતી એકવીસ ગાથાઓ ફરમાવી છે.

આપણે જોઈ આવ્યા કે-એકવીસ ગુણો પૈકીના પહેલા 'અક્ષુદ્રતા' ગુણનું, ક્ષુદ્રાક્ષુદ્રનું પ્રતિપાદન કરવા દ્વારા દર્શન કરાવતાં, શાસ્ત્રકાર પરમર્ષિએ ફરમાવ્યું કે-ક્ષુદ્ર એટલે અગંભીર એવો જે આત્મા, તે અનિપુણ બુદ્ધિવાળો હોય છે

અને એ હેતુથી તે શ્રી જિનભાષિત ધર્મની આરાધના કરનારો બની શકતો નથી: કારણ કે-' ધર્મ સૂક્ષ્મમતિસાધ્ય છે.' પોતાના આ કથનના સમર્થનમાં, શાસ્ત્રકાર પરમર્ષિએ પોતાની રચેલી વિવૃતિમાં અને બૃહદ્‌વૃત્તિકાર આચાર્યભગવાને બૃહદ્‌વૃત્તિમાં ચાર શ્લોકો ટાંકયા છે. તેના ભાવનો પણ આપણે વિચાર કરી લીધો છે.

પરમ ઉપકારી, સુવિહિતશિરોમણિ, સમર્થ શાસ્ત્રકાર, આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજાએ, શ્રી અષ્ટક પ્રકરણ નામના ગ્રન્થરત્નમાં ફરમાવેલા એ ચાર શ્લોકોમાં, એવું પ્રતિપાદન કરવામાં આવ્યું છે કે-ધર્મના શ્રદ્ધાળુ જનોએ, સદા નિપુણ બુદ્ધિના ઉપયોગવાળા બનીને, ધર્મને જાણવો જોઈએ. ધર્મના શ્રદ્ધાળુ એવા પણ જે આત્માઓ, એ રીતિએ નહિ કરતાં, સ્થૂલ બુદ્ધિએ જ જો ધર્મના વિવેચનમાં પ્રવૃત્ત થાય છે, તો તેઓ કુતીર્થિકોની માફક ધર્મબુદ્ધિથી જ, એટલે કે-ધર્મના અભિપ્રાયથી જ ધર્મના વિઘાતને પામે છે. જેમ કે-અમુક સમયને માટે ગ્લાન સાધુને ઔષધ આપવાનો અભિગ્રહ ગ્રહણ કરનારો આત્મા, તે કાલ દરમ્યાનમાં કયાં ય કોઈ ગ્લાન સાધુ નહિ પ્રાપ્ત થવાથી, અભિગ્રહનો પોતે નિશ્ચિત કરેલો કાલ પૂર્ણ થતાં શોક કરે કે-"મેં શ્રેય એવો અભિગ્રહ ગ્રહણ કર્યો, પણ કયાં ય કોઈ સાધુ બીમાર થયા નહિ! મારી આ અધન્યતા કેવી? ખરેખર, ખેદની જ વાત છે કે-મારૂં અભિવાંછિત સિદ્ધ થયું નહિ." આ રીતિએ મુનિવરોના ગ્લાનભાવના અભિપ્રાયવાળું જે અભિગ્રહગ્રહણ, તે દોષવાળું છે: કારણ કે-'કોઈ સાધુ માંદા પડે તો સારૂં, કે જેથી મેં ગ્રહણ કરેલા અભિગ્રહની

ગાથાનો અર્થ કરતાં ક્ષુદ્ર એવા **ભીમનું** અને અક્ષુદ્ર એવા **સોમનું** દૃષ્ટાન્ત સૂચિત કરેલું હોવાથી, આપણે પહેલાં **ભીમ** અને **સોમના** દૃષ્ટાન્તને જોવાનું શરૂ કર્યું છે. **ભીમ** અને **સોમનું** દૃષ્ટાન્ત જોઈ લીધા બાદ, આપણે શાસ્ત્રકાર પરમર્ષિએ આલેખેલું ઉદાહરણ પણ જોઈશું. '**ભીમ** અને **સોમ**'ના દૃષ્ટાન્તમાં, આપણે જોઈ રહ્યા છીએ કે– **વાસવ** રાજાની પુત્રી **કમલા** અને બીજી પણ બે **કમલસેના** અને **સુલોચના** નામની રાજપુત્રીઓ સમક્ષ, કલાસંપન્ન વામન વાત કરીને, તેઓને આનન્દિત બનાવવાનો પ્રયત્ન કરી રહ્યો છે. પ્રિયવિરહના દુઃખથી રોઈ-રોઈને દિવસોને પસાર કરતી તે ત્રણ રાજપુત્રીઓ સમક્ષ, પહેલાં તો તે કલાસંપન્ન વામને નાના પ્રકારની કથાઓ કહી સંભળાવી, પરન્તુ તેથી તે એ ત્રણ રાજપુત્રીઓમાંની એક પણ રાજપુત્રીને ખૂશ કરી શક્યો નહિ. આ કારણે, તેના મિત્ર દ્વારા સૂચનાને પામેલા તે કલાસંપન્ન વામને, **કમલાની** જ કથાને કહેવી શરૂ કરી. **કમલાની** કથાને કહેવાનું તે કલાસંપન્ન વામને શરૂ તો કર્યું, પણ જ્યાં **કમલાની** આગળની હકીકતને જાણવાની ઉત્સુકતા વધી જાય એટલી હદે કથા પહોંચી, ત્યાં જ વામને આગળ કથા કહેવાનુ બંધ કર્યું. **કમલાએ** ઉત્સુકતાવશ પૂછયું પણ ખરું કે-' પછી શું થયું ?' પણ તે કલાસંપન્ન વામન તો, રાજસેવાના સમયનું કારણ દર્શાવીને, ત્યાંથી ચાલ્યો જ ગયો. **કમલા** તો એ જાણવાને ઉત્સુક હતી કે– ' તેનો પતિ **વિક્રમકુમાર** અચાનક ક્યાં ચાલ્યો ગયો અને હાલ તે ક્યાં છે ?' આથી, **વિક્રમકુમાર** સાથેનાં પોતાનાં લગ્ન થયાં અને બેઉ **વાસવ** રાજાએ આપેલા પ્રાસાદમાં

રહીને આનંદથી દિવસો પસાર કરવા લાગ્યાં, એટલે સુધીની કથાને કહીને તે કલાસંપન્ન પુરૂષ ચાલ્યો જાય, તેની કમલા ઉપર કેવી અસર થાય, તે સમજવું મુશ્કેલ નથી. તે કલાસંપન્ન પુરૂષ તે વખતે તે ત્રણ રાજપુત્રીઓના ભવનને છોડી ગયો હતો, પણ તે હંમેશને માટે નહિ. બીજા દિવસે તો તે આવવાનો જ હતો. છતાં પ્રિયની કથાને સાંભળવાની તક મળ્યા પછી, એટલો પણ વિલમ્બ થાય તે રાગી આત્માઓને માટે અસહ્ય થઈ પડે, એ અસ્વાભાવિક નથી. તે કલાસંપન્ન વામને 'કમલા'ની જેટલી કથા કહી તે યથાર્થ હોવાને કારણે, કમલસેના અને સુલોચનાના હૃદયમાં પણ આશાનો સંચાર થયો હોય, એ બનવાજોગ છેઃ કારણ કે– તે બન્ને પણ રાજપુત્રીઓનો પતિ તો વિક્રમકુમાર જ હતો અને એથી તે બન્ને રાજપુત્રીઓ પણ તેના જ વિરહના દુઃખથી પીડાતી હતી. આ કારણે તે ત્રણેય રાજપુત્રીઓએ, આગલે દિવસે વામન ગયો તે બીજે દિવસે પાછો ફર્યો ત્યા સુધીનો પોતાનો સમય, ઉત્સુકતા અને ઉદ્વેગ સાથે 'ક્યારે તે વામન પાછો આવે અને આગળ વાત કરે'–એવી આતુરતાથી રાહ જોવામાં જ પસાર કર્યો હોય, એ શક્ય છે.

### સંસારરાગના યોગે અને ધર્મરાગના યોગે થતા દુઃખાનુભવનું અંતર

સંસારમાં આવી ઉત્સુકતા અને ઉદ્વેગમયતા, એ કોઈ નવીન વસ્તુ નથી. સંસારરાગના યોગે દુઃખનો અનુભવ કરનારા આ સંસારમાં ડગલે ને પગલે મળશે, પણ ધર્મરાગના યોગે દુઃખનો અનુભવ કરનારા જવલ્લે જ મળશે.

સંસારરાગના યોગે દુઃખનો અનુભવ કરનારા આત્માઓ, દુઃખને વધારવાની પ્રવૃત્તિ કરી રહ્યા છે અને ધર્મરાગના યોગે દુઃખનો અનુભવ કરનારા આત્માઓ, દુઃખના નાશની પ્રવૃત્તિ કરી રહ્યા છે, એમ ઉપકારિઓ ફરમાવે છે : પરન્તુ ઉપકારિઓના એ કથનને ઝીલવાનું સામર્થ્ય જોઈએ ને ? ઉપકારિઓના કથનને હૃદયમાં જચાવવા જેટલી યોગ્યતા નહિ ધરાવનારા આત્માઓને માટે, તેમના એકાન્ત ભલાને માટે જ કહેવાએલી વાતો પણ, નિષ્ફળ અગર નુકશાનકારક નિવડે છે : જ્યારે એવા આત્માઓને સંસારરાગને પુષ્ટ બનાવનારી વાતો ખૂબ જ મીઠી લાગે છે. અજ્ઞાન આત્માઓ સમજી શકતા નથી કે–એ મીઠું પણ ઘણું ભયંકર એવું વિષ જ છે.

પ્ર૦ ધર્મરાગના યોગે દુઃખનો અનુભવ થાય, એ કેમ બને ?

ધર્મરાગના પરિણામે દુઃખનો અનુભવ ન જ થાય, પણ ધર્મરાગના યોગે દુઃખનો અનુભવ ન જ થાય એમ નહિ. આત્મા ધર્મનો સાચો રાગી બને છે, પછી એને પોતાની સંસારની કરણી સાલ્યા વિના રહેતી નથી. સદ્ધર્મનો સાચો અનુરાગ ધરનારો આત્મા, જેટલે જેટલે અંશે ધર્મની આરાધના કરી શકતો નથી, તેટલે તેટલે અંશે તેને ખેદ થયા વિના રહેતો નથી ધર્મરાગના યોગે તે ધર્મની આરાધનામા સવિશેષ પ્રવૃત્ત થવાની ભાવનાવાળો હોય છે અને એ કારણે તેને જે કાંઈ સાંસારિક પ્રવૃત્તિ આચરવી પડતી હોય, તે બદલ દુઃખનો અનુભવ થાય તે સ્વાભાવિક છે. આવું દુઃખ પરિણામે સુખ પમાડનારૂં જ નિવડે : કારણ કે–આત્મહિતની ચિન્તાના યોગે પ્રગટેલુ દુઃખ, ધર્મરાગવાળા સુવિવેકી આત્માઓને, સદ્ધર્મની વિશેષ આરાધનામાં જ યોજનારૂં નિવડે છે.

સંસારરાગથી ઉત્પન્ન થયેલા દુઃખની, એથી વિપરીત સ્થિતિ છે. સંસારરાગના યોગે અનુભવાતું દુઃખ સંસારને વધારવાનું કાર્ય કરે છે અને એથી એ દુઃખ દુઃખનું જ કારણ ગણાય : પરન્તુ અવિવેકી આત્માઓ એવા દુઃખથી પર રહી શકતા નથી. દુષ્કર્મજનિત દુઃખને સમભાવે સહી સુવિવેકિઓ સુખને સાધનારા બને છે અને અવિવેકિઓ એ દુઃખને એવી રીતિએ ભોગવે છે કે–ભવિષ્યમાં એ કારણે દુઃખ આવ્યા વિના રહે નહિ. આથી જ ઉપકારી મહાપુરૂષો ફરમાવે છે કે–કલ્યાણના અર્થી આત્માઓએ, અવિવેકી મટીને સુવિવેકી બનવું જોઈએ અને સુવિવેકી બનીને સદ્ધર્મની આરાધના કરવામાં અપ્રમત્તતા કેળવવાના પ્રયત્નવાળા બનવું જોઈએ. ઉપકારી મહાપુરૂષોના આ કથનને શ્રદ્ધાપૂર્વક સ્વીકારીને, તે મુજબ વર્તનારા આત્માઓ, પરિણામે એકાન્તિક અને આત્યન્તિક એવા પરમ સુખના ભોક્તા બની શકે છે.

<u>વિક્રમકુમાર રાતે સ્મશાનમાં :</u>

અસ્તુ. અહીં તો સંસારરાગના યોગે જ ત્રણ રાજપુત્રીઓ દુઃખનો અનુભવ કરી રહી છે અને કલાસંપન્ન વામનના આગમનની રાહ જોઈ રહી છે. હવે બીજે દિવસે તે કલાસંપન્ન વામન આવીને, ગઈ કાલે અધુરી રાખેલી વાત આગળ ચલાવે છે. **વિક્રમકુમાર** દ્વારા આત્મહત્યા કરતાં બચાવાએલી, સુકોમળ શબ્દોથી સ્વસ્થ બનાવાએલી અને **વાસવ** રાજાની વિનંતિના યોગે પત્ની તરીકે ગ્રહણ કરાએલી **કમલા** નામની રાજપુત્રી, પોતાના પતિ એવા તે **વિક્રમકુમાર**ની સાથે, આનંદમાં દિવસો પસાર કરી રહી

છે : એવામા બન્યુ એવું કે-એક વાર તે વિક્રમકુમારે રાતના સમયે રૂદન કરતી કોઈ સ્ત્રીનો કરૂણ શબ્દ સાંભળ્યો. કોઈક સ્ત્રી રૂદન કરી રહી છે, એમ જાણતાની સાથે જ વિક્રમકુમારના અંતઃમાં દયા પ્રગટે એ સહજ છે. દુઃખી સ્ત્રીનું દુઃખ દૂર કરવાની વૃત્તિથી, તે રાજકુમાર તરત જ પોતાના સ્થાન બહાર નીકળ્યો અને જે દિશામાથી રૂદન કરતી સ્ત્રીનો કરૂણ અવાજ આવી રહ્યો હતો, તે દિશાએ તેણે ચાલવા માંડયું. ચાલતો ચાલતો તે સ્મશાનમાં આવી પહોચ્યો. વિચાર કરો કે-રાત્રીનો સમય છે અને જે સ્ત્રી રૂદન કરી રહી છે, તે કોણ છે ?—એની માહિતી નથી, છતાં વિક્રમકુમાર તેણીના શબ્દને અનુસારે છેક સ્મશાન સુધી જઈ પહોચ્યો ! આ પ્રકારની પરદુઃખનિવારણની વૃત્તિ ઉત્તમ આત્માઓમા જ સંભવિત છે.

સ્મશાનમાં જોયેલી ત્રણ વસ્તુઓ :

પરદુઃખે દુઃખી બનીને પણ પોતાની સુન્દર દયાભાવનાનો અમલ કરવાને તત્પર બનેલા તે વિક્રમકુમારે, સ્મશાનમા આવીને ત્રણ વસ્તુઓ જોઇ : સ્ત્રી, યોગી અને કુંડ. સ્ત્રીની આંખો આંસુઓથી ભરેલી હતી, એટલું જ નહિ પણ તેણી ભયભીત બનેલી હોય એમ પણ તેણીની આંખોની ચપલતા ઉપરથી જણાતું હતું. તે સ્ત્રીની સામે એક યોગી ઉભો હતો અને પાસેના કુંડમાં અગ્નિ ધીકતો હતો. આવા દૃશ્યને જોતાં, દયાળુ પણ સત્ત્વહીન આત્માઓ ફફડી ઉઠે અને ભાગી જાય એ શકય છે : પણ રાજકુમાર વિક્રમ તો પુષ્કળ પરાક્રમને ધરનારો હતો. આવા યોગિને

અને કુંડને જોઈને ય એ ભય પામે, એવું તો હતું જ નહિ. એ તો તરત જ શું બને છે તે જોવાને માટે, લતાની આડમાં છૂપાઈ ગયો.

યોગિની પ્રાર્થના :

આ રીતિએ છૂપાઇને કોઇ પોતાની ચેષ્ટાઓ આદિને જોઈ રહેલ છે, એની પેલા યોગિને માહિતી નથી. એ યોગી તો અત્યારે પોતાને નિર્ભય માની રહ્યો છે. રાત્રિનો સમય, સ્મશાન જેવું અન્યને આવતાં ભીતિ ઉપજાવે એવું સ્થાન, ધીકતા અગ્નિવાળો કુંડ અને વળી પોતાનું બાહ્ય રૂપ યોગી જેવું, એટલે એ બધું જ તે યોગિને માટે જેમ નિર્ભયતાનુ કારણ હતું, તેમ પેલી સ્ત્રીને માટે સભયતાનું કારણ હતું એમ કહી શકાય. આવા સંયોગોમાં યોગી યથેચ્છ આચરણ કરતાં કંપે નહિ અને પેલી સ્ત્રી પળે પળે ભયથી કંપ્યા વિના રહે નહિ, એમાં નવાઇ પામવા જેવું નથી. એ યોગી અત્યારે તો કામની પીડાથી પૂર્ણ જ વિહ્વલ બની ગયો છે, એટલે તે બાલાની પાસે કામપ્રાર્થના કરે છે. બાળામાં નેત્રોને યોગી શતપત્રી કમલના પત્રની ઉપમા આપવા પૂર્વક કહે છે કે-" તું પ્રસન્ન થા, મને તારા પતિ તરીકે સ્વીકાર અને મારો સ્પર્શ કર. મારી પત્ની બનેલી તું જગતની સકલ રમણીય રમણીઓમાં ચૂડામણિ જેવી થઈશ."

બ્રહ્મચર્યના પાલન માટે ઉપકારિકાઓએ દર્શાવેલી મર્યાદાઓનું પાલન કરવું એ આવશ્યક છે :

કામ કેટલો દુર્ધર છે, એ તમે આવા આવા પ્રસંગોના શ્રવણાદિથી પણ સમજી શકો એવું છે. કામને જીતવો, એ

બહુ મુશ્કેલ કાર્ય છે. કામાધીન બનેલા આત્માઓ, કેટલીક વાર એવા તો અન્ધ બની જાય છે કે–એમને સ્થાન, સંયોગ, પોતાનું કર્તવ્ય અને પરિણામ આદિનો ખ્યાલ સરખો પણ રહેતો નથી. આથી જ, શ્રી વીતરાગ–શાસનમાં, બ્રહ્મચર્યના પાલન માટે અનેકવિધ મર્યાદાઓનું પાલન કરવાનું ફરમાવવામાં આવ્યું છે. બ્રહ્મચર્યના અર્થી આત્માઓએ અબ્રહ્મના પ્રેરક સંયોગોથી સદા બચતા રહેવું, એ જ ડહાપણનું કાર્ય છે. આજે બ્રહ્મચર્યના પાલન માટે પરમ આવશ્યક એવી મર્યાદાઓને હસી કાઢનારા કેટલાક સ્વચ્છન્દિઓ પાકયા છે અને તેઓ મર્યાદાઓના પાલનમાં કાળજીવાળા પુણ્યાત્માઓને કાયર આદિ તરીકે વખોડવાની ધૃષ્ટતા પણ સેવી રહ્યા છે. બ્રહ્મચર્યના સંરક્ષણ માટે મર્યાદાઓનો સ્વીકાર, એ કાયરતા નથી પણ દીર્ઘદર્શિતા છે. પ્રતિકૂળ વાતાવરણમાં બેકાળજીથી વસનારાઓનો તો, ભયંકર પ્રકારે વિનિપાત થયો છે. સાચો બ્રહ્મચર્યનો ઉપાસક અણધારી રીતિએ પ્રતિકૂળ સંયોગોમાં મૂકાઈ જાય, તો તેવા સમયે પોતાના બ્રહ્મચર્યની રક્ષાને માટે તે પોતાના સઘળા જ સત્ત્વનો સદુપયોગ કરવાને ચૂકે નહિ, પણ એનો અર્થ એ નથી જ કે–હરહંમેશ પ્રતિકૂળ સંયોગોમાં જ વસવું. પોતાના બ્રહ્મચર્યને, કોઈ પણ સંયોગોમાં અસ્ખલિત જ રહે એવા પ્રકારનું માનનારાઓ અને એમ માનીને યોગ્ય મર્યાદાઓનો અસ્વીકાર કરનારાઓ, અવસરે કારમા પતનના ભોગ થઈ પડે છે. બધા જ જો મહાત્મા શ્રી સ્થૂલભદ્રજી જેવું સામર્થ્ય ધરાવતા હોત, તો એ મહાપુરૂષની આટલી નામના જ થાની હોત? પણ તમને ખબર તો હશે કે–એ મહાપુરૂષના સન્માનને નહિ

સહી શકનારા મહા મુનિની પણ શી હાલત થઇ હતી! આથી જ ઉપકારી મહાપુરૂષો બ્રહ્મચર્યના અર્થી આત્માઓને અબ્રહ્મભાવને ઉત્પન્ન કરનારાં નિમિત્તોથી પણ સદા સાવચેત બન્યા રહેવાનું ફરમાવે છે. આમ છતાં, આજે, બીજા વિષયોની જેમ બ્રહ્મચર્યના મર્મને નહિ પામવા છતાં ય, 'એ વિષયમાં પણ હું જ સૌથી વધુ સમજણ ધરાવું છું.'– આવું માનીને મહાપુરૂષોએ બાંધેલી મર્યાદાઓના સમ્બન્ધમાં યથેચ્છ લખી–બોલીને, અનેક અજ્ઞાન આત્માઓને બ્રહ્મચર્યથી ભ્રષ્ટ કરવા જેવો પ્રયત્ન થઈ રહ્યો છે. બ્રહ્મચારિઓએ સ્ત્રીઓના સંસર્ગથી અલગ રહેવું જોઈએ, આ વાતનો વિરોધ કરીને, સ્ત્રીઓના સમૂહમાં રહી બ્રહ્મચારી બન્યા રહેવાની વાતો કરનારા તો, ભયંકર કામથી પીડાતા રાંકડાઓ છે, એમ કહેવાય તો તે લેશ પણ અતિશયોક્તિભર્યું નથી. સ્વસ્ત્રીમાં સંતોષથી વર્તનારાએ, પરસ્ત્રીઓને યોગ્યતા મુજબ માતા, ભગિની અને પુત્રી સમાન માનવી એ બરાબર છે: પણ એમ માનીને પરસ્ત્રીઓના પરિચયને સેવ્યા કરવો, એ તો વ્યભિચારને આમંત્રણ આપવા જેવું છે. ઉપકારિઓ તો ફરમાવે છે કે–વૃદ્ધાવસ્થામાં રહેલ પણ સ્ત્રી–પુરૂષે, પરસ્પરના સંસર્ગથી અલગ રહેવામાં જ શીલ–સુરતરૂનું રક્ષણ છે. પણ આવી આવી વાતો વિચિત્ર જાતિના વિષયરસથી રીબાતા પામરોને પસંદ ન પડે, એ સહજ છે. એવાઓના સુન્દર પણ શબ્દોથી મુંઝાવું, એ મહા મૂર્ખતા છે. અનન્તજ્ઞાનિઓની આજ્ઞાના અભ્યાસથી દૂર ભાગનારા, ઠગારી બુદ્ધિને પનારે પડેલા અને પોતાની કલ્પનાઓને ઇશ્વરની પ્રેરણા તરીકે જણાવનારા આત્માઓ, વસ્તુતઃ કોઈ જ વિષયમાં નિશ્ચિત વિચારોને ધરાવ-

નારા હોતા નથી : એટલે એવાઓની વાતોના વિશ્વાસે દોડનારાઓ, ઉન્નતિને બદલે અવનતિને સાધનારા બની જાય, તે સ્વાભાવિક છે. સ્વ–પરના હિતૈષિઓએ તો, અનન્તજ્ઞાનિઓની આજ્ઞા મુજબ વર્તવાને પ્રયત્નશીલ બનવું જોઈએ : કારણ કે–એ વિના હિતકામનાની વાસ્તવિક સફલતા અસંભવિત જ છે અનન્તજ્ઞાનિઓની આજ્ઞાને નહિ પામેલા આત્માઓ, યોગિઓ બનવા છતાં પણ, યોગનો ય પ્રાયઃ દુરૂપયોગ જ કરનારા નિવડે છે. પોતાની માન્યતા મુજબના ઉત્તમ ધ્યેયની સિદ્ધિને માટે જ નીકળેલા અને બાલ તપ આદિને આચરનારા આત્માઓ, કોઈ સુન્દર યોગને પામી અનંતજ્ઞાનિઓની આજ્ઞાના રસિક બની જાય એ અશક્ય નથી. પરન્તુ ઉત્તમ ધ્યેય વિનાના અને આ લોકના ભોગોની અભિલાષાથી નહિ મૂકાએલાઓ તો યોગી બન્યા બાદ પણ અવસરે ભયંકર ભોગી કરતા ય ભૂંડા બની જાય, એમા આશ્ચર્ય પામવા જેવું નથી આ યોગી તો એટલો બધો અધમ નથી, છતા યોગિના વેષમાં રહેલો એક પુરૂષ આવું પાપ આચરવાને સજ્જ બન્યો છે, એ ઓછું ભયંકર નથી. એ વાત પણ સાથે જ સમજવાની છે કે–આવી ભયંકરતાનાં પણ પ્રદર્શનો, એ મોહરાજાની રાજધાનીમા કોઈ નવાઈની વસ્તુ રૂપ નથી. મોહરાજાની રાજધાનીમા આવું ન બને, એ જ આશ્ચર્ય ગણાય.

બાલાનો ઉત્તર :

પેલા યોગિએ પતિ તરીકે પોતાનો સ્વીકાર કરવાની રડતી એવી તે બાલાને પ્રાર્થના કરી લાલચ પણ આપી કે–

'મારી પત્ની બનવા દ્વારા તું રમણીય એવી રમણીઓમાં મુકુટ સમાન બની જઈશ.'–પરન્તુ બાલા કુલીન છે. સાહ્યબીથી લલચાઈને તે પોતાના શીલનો નાશ કરે એવી નથી. આથી તે બાલા રોતાં રોતાં પણ તે યોગી પ્રત્યે કહે છે કે–

"તારા આત્માની તું શા માટે નિરર્થક કદર્થના કરી રહ્યો છે? તું ચાહે તો ઈન્દ્ર હોય કે ચાહે તો તું કામદેવ હોય, પણ તારી સાથે મારે કોઈ જ કાર્ય નથી."

સતીને ઈચ્છનારા પરપુરૂષો :

બાલાનો આ ઉત્તર કેટલો સુન્દર છે? વિષમ પરિસ્થિતિ વચ્ચે પણ આ જાતિનો ઉત્તર આપવો, એ પોતાના સાચા શીલાનુરાગનો સાક્ષાત્કાર કરાવવા જેવો છે. શીલવતી સ્ત્રીઓ, પરપુરૂષ ચક્રવર્તી હોય તો પણ, તેની અભિલાષાને કરતી નથી: એટલું જ નહિ પણ ખૂદ ઈન્દ્ર પણ અનાચારની પ્રાર્થના કરે, તો તેની ય પ્રાર્થનાને અવગણનારી હોય છે. શીલવતી એવી પરસ્ત્રીઓને ઈચ્છનારાઓ, પોતાના આત્માની નિરર્થક કદર્થના કરે છે, એ વાત પણ સંશય વિનાની જ છે: કારણ કે–તેવા આત્માઓની તેવી અભિલાષા કદી પણ ફલવતી બની શકતી નથી અને પાપ પલ્લે પડી જાય છે. સતી સ્ત્રીઓની પરપુરૂષોએ કરેલી ઈચ્છા સદા વાંઝણી રહેવાને જ સરજાએલી હોય છે. એવી ઈચ્છા કરનારાઓને ફીટકાર આદિ સિવાય કોઈ જ ફલની પ્રાપ્તિ થતી નથી.

વાઝતા અને વિધવા :

અહીં એ પણ સમજવા જેવું છે કે–જે યુવતીની સાથે

પેલો યોગી વાત કરી રહ્યો છે, તે યુવતી હજુ અપરિણીતા જ છે : માત્ર વાગ્દાન દ્વારા જ દેવાએલી છે. આમ છતા પણ, તે યુવતી તો પોતે જેને પોતાના પિતા દ્વારા વાગ્દાનથી દેવાઈ છે, તેને જ પોતાનો પતિ માની રહી છે. પોતાના સ્વામિથી પર એવો કોઈ ઈન્દ્ર હોય, તો પણ તેને વાગ્દત્તા એવી તે સ્વીકારવાને તૈયાર નથી. આર્ય ભૂમિમા આવી યુવતીઓની હયાતિ નવાઈ રૂપ નથી, પણ સ્વાભાવિક જ છે. આર્ય સસ્કારોમા ઝીલતી બાળાઓ માત્ર વાગ્દત્તા જ હોય, છતા પણ વચન માત્રથી દેવાએલી એવી તે રમણીઓ, અન્યને સ્વામી તરીકે સ્વીકારવા તૈયાર થતી નથી. પૂર્વે આર્ય દેશમા આ ભાવના એટલી બધી જ્વલન્ત હતી કે–કોઈ વિષમ પ્રસગે માતા–પિતાદિ દ્વારા અન્ય સાથે લગ્ન કરવાની વાત થાય, તો ય આર્ય કન્યાઓ તેનો નિષેધ જ કરતી. અને આજે ? આજે તો વાત જ જૂદી છે. દિવસે દિવસે શીલ ભાવનાની સંહારક વિચારશ્રેણિ પોતાનું સ્થાન જમાવતી જાય છે પૂર્વે વાગ્દત્તા પણ અન્યને નહિ ઈચ્છતી, ત્યારે આજે પરણી ચૂકેલી અને અમૂક કાલ સાથે રહી ચૂકેલી પણ સ્રીઓને–વિધવાઓને પરણાવવામાં ઉદ્ધાર મનાતો જાય છે. આ રીતિએ અનાચારોની પ્રવૃત્તિમા ઉદ્ધારને માનવાની તૈયારી, એ તેવા આત્માઓના ભયંકર ભાવિને જ સૂચવનારી ગણાય. સદાચાર વિના સાચો ઉદ્ધાર શક્ય જ નથી : એ કારણે ઉત્તમ આત્માઓએ તો સ્વય સદાચારશીલ બનવાનો અને ઈતર આત્માઓને પણ સદાચારને માર્ગે જ યોજવાનો પ્રયત્ન કરવો જોઈએ. ઉદ્ધારનો સાચો રાહ આ સિવાયનો કોઈ શકે જ નહિ.

<u>ક્રોધાધીન બની બળાત્કાર માટે તૈયાર</u> :

અહીં તો, વાગ્દત્તા એવી પણ તે યુવતીએ જ્યારે કામાતુર બનીને પ્રાર્થના કરતા યોગિને નિરર્થક આત્મકદર્થનાથી બચવાનું સૂચવવા સાથે–"તું ઈન્દ્ર હોય કે કામદેવ હોય તો પણ મારે તારાથી કોઈ કાર્ય નથી."–એમ સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું, ત્યારે પેલો યોગી એકદમ રૂષ્ટ થઈ ગયો. કામને આધીન બનેલો આત્મા ક્રોધને આધીન પણ બને, તો એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ જ નથી. કામને વિવશ બનેલા આત્માઓને, કેટલીક વાર હિતશિક્ષા પણ અસહ્ય થઈ પડે છે. પોતાની ઈચ્છાનો અમલ કરવાને સામી વ્યક્તિ તત્પર ન બને, એથી તેઓને ક્રોધાધીન બનીને બળાત્કાર કરવાની હદે પહોંચતાં પણ વાર લાગતી નથી. આ યોગી પણ ક્રોધાધીન બનીને બળાત્કાર કરવાની વૃત્તિવાળો બની ગયો.

<u>યુવતીનો પોકાર</u> :

રૂષ્ટ બનેલા તે યોગિએ, બળાત્કારથી પણ પેલી રમણીને હાથથી ગ્રહણ કરવાનો પ્રયત્ન કર્યો : એટલે અત્યન્ત ભયને પામેલી અને રક્ષણને ઈચ્છતી એવી તે રમણીએ પણ એકદમ પોકાર કર્યો કે–

"હહા, આ પૃથ્વી નધણીઆતી છે."

આટલો જ પોકાર કરીને તે યુવતી અટકી નહિ, પણ તેણીએ પોતાની ઓળખાણ કરાવતા શબ્દો પણ જોરથી ઉચ્ચાર્યા. તેણીએ કહ્યું કે–

"હું 'શ્રીપુર' નામના નગરના 'જયસેન' નામના નરપતિની 'કમલસેના' નામની પુત્રી છું. મારા પિતાએ

અને 'મણિરથ' રાજાના પુત્ર 'વિક્રમકુમાર'ને આપેલી છે. આમ છતા પણ, અરે રે, વિદ્યાથી બલવાન એવો આ કોઇક યોગી અક્ષતકર્મને આચરી રહ્યો છે."

અર્થાત્-'જયસેન જેવા રાજાની હું પુત્રી, મણિરથ જેવા રાજાની હું પુત્રવધૂ અને વિક્રમકુમાર જેવા પરાક્રમી રાજકુમારની હું પત્ની હોવા છતા પણ, આ કોઈ અજાણ્યો વિદ્યાબલી મારા ઉપર અત્યાચાર ગુજારી રહ્યો છે એથી હું કહુ છું કે–આ પૃથ્વી નધણીઆતી બની ગઇ છે'

ઓળખાણ આપવાનો હેતુ ·

સ૦ આમ પોતાની ઓળખાણ આપવા પૂર્વક પોકાર કરવાનો શો હેતુ ?

આ પોકાર સાભળનાર કોઈ પણ માણસ જો રાજા જયસેન, રાજા મણિરથ કે રાજકુમાર વિક્રમને પિછાનતો હોય, તો ઝટ મદદે દોડી આવે : અથવા અજાણ્યો પણ માણસ આ એક રાજપુત્રી અને રાજવધૂ છે, એમ જાણીને પણ મદદે દોડી આવે · અથવા તો આવી રાજપુત્રી અને રાજવધૂ યુવતીને બચાવવાથી મોટું ઇનામ મળશે, એવી માન્યતાથી પણ કોઇ મદદ કરવા પ્રેરાય · આ પ્રકારનો કોઈ હેતુ, પોતાની ઓળખાણ આપવા પૂર્વક પોકાર કરવામા હોય, તો તે અસંભવિત નથી

વિક્રમકુમારનો પડકાર

અહી તો આપણે જાણીએ છીએ કે–કરૂણાબુદ્ધિવાળો વિક્રમકુમાર આવીને લતાની આડમાં છૂપાઇ રહ્યો છે વિક્રમકુમારે જોયુ કે–હવે વિલમ્બ કરવો અનુચિત છે :

કારણ કે-ચેલો યોગી તો બળાત્કારે હાથથી ગ્રહણ કરીને જુલ્મ ગુજારવાને તૈયાર થયો છે. વધુમાં વિક્રમકુમાર એ પણ જાણી શકયો કે-આ બીજી કોઈ સ્ત્રી નથી, પણ મને જ પતિ તરીકે સ્વીકારનારી બાળા છે. કોઈ અજાણી સ્ત્રી ઉપર પણ અત્યાચાર ગુજારાતો હોય, તો ય જે કુમાર રક્ષા કરવાને ચૂકે એવો નથી, તે કુમાર હવે તો જરા ય વિલમ્બ કરે જ શાનો? યુવતીના પોકારને સાંભળતાં જ ક્રોધથી ધમધમી ઉઠેલો તે વિક્રમકુમાર એકદમ પ્રગટ થયો, ત્યાં આવી પહોંચ્યો અને યોગિના વેષમાં હોવા છતાં પણ અતિ ભયંકર દુષ્કૃત્યને આચરવાને માટે તત્પર બનેલા તે યોગિને પડકાર કરતાં બોલ્યો કે-

"જો તું મર્દ હોય તો શસ્ત્ર હાથમાં લે અને તારા ઈષ્ટ દેવનું સ્મરણ પણ કરી લે : કારણ કે-પરસ્ત્રીને ઇચ્છતા એવા હે પાપી! તારૂં જીવન હવે ખતમ જ થયેલું છે."

યોગિએ ભયભીત બનવું :

વિક્રમકુમારનો આ પડકાર, બલનો ગર્વ ધરાવનારા પણ આત્માઓને ઘડીભર ભયભીત અને સ્તમ્ભિત બનાવી દે એવો હતો. આ યોગી સામાન્ય કોટિનો નહિ જ હતો. યુવતીએ પોકાર કરતાં તેને વિદ્યાબલી તરીકે ઓળખાવ્યો હતો, તે કાંઈ માત્ર ભયના જ માર્યા કહ્યું હતું, એમ નહોતું. અનેક વિદ્યાઓ આ યોગીની પાસે હતી. આમ છતાં પણ, વિક્રમકુમારના તે પડકારને સાંભળતાંની સાથે જ, એ યોગી ભયભીત બની ગયો.

ભયનું કારણ પણ ઉપકારનું કારણ :

કેટલીક વાર પાપમાં પ્રવૃત્ત બનેલા આત્માઓને ભયથી

પણ સદ્બુદ્ધિની પ્રાપ્તિ થઈ જાય છે ભય આવી પડતા, કેટલાક પાપી પણ આત્માઓને, પોતાના પાપનો ખ્યાલ આવી જાય છે અને તેથી તેઓમા પશ્ચાત્તાપની લાગણી પણ પ્રગટી જાય છે આ રીતિએ પોતાના પાપથી ત્રાસ પામેલા અને પશ્ચાત્તાપની ભાવનાથી ઓતપ્રોત બનેલા યોગ્ય આત્માઓ તો, પોતાને ભય ઉપજાવનાર પણ આદમીને ઉપકારી માને છે અને એ ઉપકારનો બદલો વાળવાને માટે પણ પોતાનાથી બનતું કરવાને ચૂકતા નથી સયોગવશ પાપી બનેલા આત્માઓને, આ રીતિએ ભયનુ કારણ પણ, પાપનિવૃત્તિનુ કારણ બની જાય છે, જ્યારે અતિ દુષ્ટ હૃદયના પાપી આત્માઓ તો, ભયના સમયે પણ, એવી ભાવના અને એવી કાર્યવાહી કરનારા બને છે, કે જેથી તેઓ માટે ભયંકર દુર્ગતિનું સ્થાન ઘણા લાબા કાળ માટે પણ પ્રાય નિયત થઈ ગયા વિના રહે નહિ

યોગીની યોગ્યતા

પણ આ યોગી એવા દુષ્ટ હૃદયનો પાપી નથી તેણે અત્યાર સુધીમાં જે કાઈ કર્યું, તે ઘણુ જ ભયકર હોવા છતા પણ, આપણે કહેવુ જોઈએ કે–તે સાવ નાલાયક નહિ હતો પાપની પ્રવૃત્તિમા રસભેર પણ પ્રવૃત્ત થયેલો આત્મા, જો કોઇ સયોગને કારણે જ તેવો પાપી બની ગયો હોય, તો પ્રસગ પામીને આબાદ બચી જાય છે અને એ રીતિએ પણ જે પાપી આત્માઓ પાપથી નિવૃત્ત બનતા હોય, તે આત્માઓને પાપનિવૃત્ત બનેલા જાણી, તે પૂરતી તેમની યોગ્યતાથી આનદ જ પામવાનો હોય. એવા પણ પાપનિવૃત્ત આત્માઓની, જાણ્યા છતાં નિન્દા કરવી, એ અત્યન્ત અધમ

કાર્ય છે. તે યોગી જેવો વિદ્યાબલી પણ આત્મા, આવા સમયે પોતાના વિદ્યાબલને અજમાવવાનો વિચાર સરખો પણ ન કરે અને થઈ ગયેલા પાપ બદલ પશ્ચાત્તાપવાળો બને, એ વસ્તુ તો તેનામાં રહેલી યોગ્યતાનો ખ્યાલ આપનારી જ ગણાય.

પાપી પણ પાપનો ત્યાગી બને ત્યારે :

વિક્રમકુમારને જોઈને અને તેના પડકારને સાંભળીને ક્ષુબ્ધ બનેલો તે યોગી, જાણે પોતાના પાપનો ખ્યાલ આવવાથી તેનો આત્મા ખૂબ જ ખળભળી ઉઠ્યો હોય, તેમ કહે છે કે–

"હે કુમાર ! તેં મારી રક્ષા કરી છે. પરસ્રીના પ્રસંગથી તેં જો મને રોકયો ન હોત, તો પરસ્રીસંગના પાપથી હું નરકમાં પડત. પરસ્રીના પ્રસંગથી મને વારવા દ્વારાએ તેં મને નરકમાં પડતો બચાવ્યો છે."

વિચારો કે–અલ્પ સમય પૂર્વેની યોગીની દુર્બુદ્ધિ કયાં અને આ સદ્બુદ્ધિ કયાં ? આવું પરિવર્તન અયોગ્ય આત્માઓને માટે લાંબા કાળે પણ દુઃશક્ય છે, જ્યારે યોગ્ય આત્માઓને માટે અલ્પ કાળે પણ સુશક્ય છે એક સમયે ઘોર પાપનું આચરણ કરનારા પણ આત્માઓ, કોઈ તેવા સંયોગને પામીને, અન્ય સમયે પરમ પાવનકારી પણ બની જાય છે. આમ પરમ પવિત્ર આચરણવાળા બનેલા આત્માઓની, તેમના પૂર્વના પાપને સંભારીને નિન્દા કરવી, એ તો અધમ આત્માઓનુ જ કાર્ય ગણાય. આજે જૈન ગણાતાં કુલોમાં જન્મેલા પણ કેટલાક આવા અધમ બન્યા છે અને આજના સાચા ધર્માત્માઓની તેઓ તે આત્માઓના પૂર્વના

પાપને આગળ કરીને નિન્દા કરવા સાથે ધર્મની પણ વગોવણી કરી રહ્યા છે. આવાઓના કથનથી ધર્મના અર્થી આત્માઓએ સદાય સાવચેત રહેવા જેવું છે.

ઉપકારના બદલામાં :

પેલો યોગી તો વિક્રમકુમારને પોતાનો પરમ ઉપકારક માને છે. પણ કેમ ન માને ? જ્યારે એ સમજ્યો કે–મને નરકમાં પડતાં આણે બચાવ્યો છે, ત્યારે તો તે કુમારને પોતાનો પરમ ઉપકારક જરૂર માને જ. શ્રી અરિહન્તદેવો આદિને આપણે અનન્ત ઉપકારને કરનારા માનીએ છીએ કે નહિ ? માનીએ જ છીએ, કારણ કે–આપણને દુર્ગતિમાં પડતા બચાવીને શુભ સ્થાનમાં સ્થાપિત કરવાને સમર્થ એવા તીર્થની શ્રી અરિહંતદેવોએ સ્થાપના કરી છે અને શ્રી સિદ્ધાત્માઓ આદિ આપણને મુક્તિમાર્ગની આરાધનામાં પ્રેરણા આપનાર આદિ છે. ઉપકાર ઉપકાર રૂપે જ્યાં સુધી સમજાતો નથી, ત્યાં સુધી જ ઉપકારિઓ પણ ઉપકારિઓ તરીકે લાગતા નથી. ઉપકારિનો ઉપકાર યથાર્થપણે સમજાય અને તે ઉપકાર દુઃખથી બચાવીને સુખને પમાડનાર છે–એમ બરાબર લાગે, પછી ઉપકારી પ્રત્યે અત્યન્ત આદરભાવ પ્રગટ્યા વિના રહે જ નહિ. અહીં તો પેલો યોગી, વિક્રમકુમારને પોતાનો ઉપકારી માનીને, એક એવી વિદ્યા આપે છે, કે જેના યોગે તે વિદ્યાને ધરનારો પોતાના રૂપમાં યથેષ્ટ પરિવર્તન કરી શકે. યોગી વિક્રમકુમારને રૂપપરાવૃત્તિકારિણી વિદ્યાને આપે છે, એ પ્રસંગ પણ આપણને એમ માનવાને વિના રહેતો નથી કે–'તે યોગી કૃતજ્ઞતા ગુણથી હીન તો નહોતો જ.'

કમલસેના સાથે લગ્ન :

આ રીતિએ પોતાના ઉપકારી એવા વિક્રમકુમારને રૂપપરાવૃત્તિકારિણી વિદ્યાને આપીને, તે યોગી કહે છે કે– “ તારા આવા પરાક્રમ અને સાહસ ગુણો દ્વારા તેમ જ આ રમણીની દૃષ્ટિ તારા અતિ વળેલી છે એ જોતાં, હું માનું છું કે–તું વિક્રમકુમાર પોતે જ છો. ”

યોગીની આ કલ્પના તદ્દન વ્યાજબી હતી, એમ આપણે તો જાણીએ જ છીએ : પણ જોવાનું એ છે કે–તે યોગી ઈંગિતાકાર વિષેનું પણ કેવું કુશલપણું ધરાવે છે. વિક્રમકુમારે પણ તેના જવાબમાં ‘ હા, હું તે જ વિક્રમકુમાર છું ’–એમ નહિ કહેતાં, એ જ કહ્યું છે કે–

“ અહો, તારૂં ઈંગિતાકાર સંબંધી કુશલપણું ! ”

વિક્રમકુમારના આવા ઉત્તરથી, તે વિક્રમકુમાર જ છે–એવી માન્યતામાં નિશ્ચિત બનેલો તે યોગી હવે કહે છે કે–

“ કમલસેના નામની આ કુમારિકાને તેના પિતા જયસેન રાજાએ તને આપેલી તો છે જ અને અત્યારે તે તારા જ આશ્રયે છે, આ કારણે અત્યારે અને અહીં જ તું આ કમલસેનાને પરણ, એવી મારી પ્રાર્થના છે. ”

યોગિએ કરેલી આ પ્રકારની પ્રાર્થનાના કારણે, વિક્રમકુમારે ત્યાં ને ત્યાં જ તે બાલાની સાથે લગ્ન કર્યું અને યોગિને વિસર્જિત કર્યો. આ પછી પોતાની તે કમલસેના નામની નવવધૂની સાથે તે વિક્રમકુમાર પોતાના ભવનના ઉદ્યાનમાં આવ્યો.

વામને ચાલ્યા જવું :

તમને યાદ તો હશે જ કે–આ પ્રમાણેની કથા, વામન

રૂપધારી કલાસંપન્ન પુરૂષ કમલા, કમલસેના અને સુલોચના એ નામની ત્રણ પ્રિયવિરહે દુઃખી રાજપુત્રીઓ સમક્ષ કહી રહ્યો છે. આટલે સુધી તે કલાસંપન્ન પુરૂષે વાત કહી, ત્યાં તો કમલસેના ઉત્સુકતાથી બોલી ઉઠી કે-" પછી શું થયું ?"

ગઈ કાલે કમલાએ આ પ્રમાણેનો પ્રશ્ન કર્યો હતો અને આજે કમલસેનાએ આ પ્રમાણેનો પ્રશ્ન કર્યો. વામન પુરૂષે પણ જે ઉત્તર ગઈ કાલે આપ્યો હતો, તે જ ઉત્તર આજે પણ આપ્યો. અર્થાત્-' રાજસેવાની વેળા થઈ છે.'- એમ કહીને તે ત્યાંથી ચાલ્યો ગયો.

કમલસેનાએ પૂછેલા પ્રશ્ન ઉપરથી તમે સમજી શક્યા હશો કે-વિક્રમકુમાર અને કમલસેના ઉદ્યાનમાં આવ્યા પછીથી તરત જ કોઈ એવું કારણ ઉપસ્થિત થયું હોવું જોઈએ, કે જેથી વિક્રમકુમાર ત્યાંથી ચાલ્યો ગયો હોય અને એથી પરણ્યા પછી તરત જ કમલસેનાને વિરહદુઃખના ભોગ થવું પડયું હોય. બન્યું છે પણ તેમ જ. એવું કયું કારણ ઉપસ્થિત થયું અને વિક્રમકુમાર ત્યાંથી રવાના થઈને ક્યાં ગયો, એ વિગેરે વર્ણન અવસરે—

[ ૧૬ ]

<u>સદ્ધર્મને પામવા અને આરાધવા માટે ઉદ્યમશીલ બનો :</u>

શ્રી ધર્મરત્ન પ્રકરણ નામના આ શાસ્ત્રરત્નના રચયિતા, પરમ ઉપકારી, આચાર્યભગવાન, શ્રીમત્ શાન્તિસૂરીશ્વરજી મહારાજા, ધર્મરત્નના અર્થી જનોને ઉપદેશ આપતાં ફરમાવી

ગયા કે–જન્મ, જરા અને મરણાદિ રૂપ જલને ધારણ કરનારો હોવાથી, આ સંસાર સાગર સમાન છે. પર્યન્તવિકલ એવા સંસાર રૂપ સાગરમાં પરિભ્રમણ કરતા પ્રાણિઓને મનુષ્યભાવ પ્રાપ્ત થવો એ પણ જ્યાં મુશ્કેલ છે, ત્યાં આર્ય દેશ, આર્ય જાતિ, આર્ય કુલ, દીર્ઘ આયુષ્ય, આરોગ્ય અને સુન્દર બુદ્ધિ આદિ સામગ્રીએ સહિત એવું મનુષ્યત્વ તો અતિશય દુર્લભ હોય તે સ્વાભાવિક જ છે. આમ છતાં પણ, કોઈ તેવી સુન્દર ભવિતવ્યતાના યોગે કર્મલઘુતાનો યોગ પ્રાપ્ત થાય અને તથાપ્રકારના પુણ્યના યોગે આર્ય દેશાદિ સામગ્રીથી સંપન્ન મનુષ્યત્વ પ્રાપ્ત થઈ જાય, તો ય પ્રાણિઓને માટે સદ્ધર્મ રૂપ વર રત્ન, કે જે સઘળા ય અનર્થોનું વિશિષ્ટ પ્રકારે હરણ કરવાને સમર્થ છે, તે પ્રાપ્ત થવું એ અતિ મુશ્કેલ છે. 'સદ્ધર્મ રૂપ વર રત્ન અતિશય દુર્લભ છે.'–એ વાત જેમ સુનિશ્ચિત છે, તેમ એ વાત પણ સુનિશ્ચિત જ છે કે–'સદ્ધર્મ રૂપ વર રત્નની પ્રાપ્તિ વિના સાચું અને પરમ કલ્યાણ શક્ય નથી' પરસ્પર સંકળાયેલી આ બન્ને ય વાતો જેઓના અન્તરમાં બરાબર જચી જાય છે, તે પુણ્યાત્માઓ સદ્ધર્મ રૂપ વર રત્નને પ્રાપ્ત કરવાને માટે ઉદ્યમશીલ બન્યા વિના રહી શકતા નથી. સાચું અને પરમ કલ્યાણ જ્યારે સદ્ધર્મ રૂપ વર રત્નની પ્રાપ્તિ વિના શક્ય નથી, ત્યારે અર્થી આત્માઓએ પોતાને પ્રાપ્ત થયેલી મનુષ્યભવાદિ સઘળી જ દુર્લભ સામગ્રીનો ઉપયોગ સદ્ધર્મની પ્રાપ્તિ અને આરાધનામાં જ કરવો જોઈએ. મનુષ્યભાવ આદિ એક એકથી દુર્લભ સામગ્રી મળ્યાની સાચી સાર્થકતા, સદ્ધર્મની પ્રાપ્તિ અને આરાધના ઉપર જ અવલંબેલી છે. મનુષ્યભાવ આદિને

પામ્યા પછી પણ, જે આત્માઓ સદ્ધર્મની પ્રાપ્તિ અને આરાધનાથી વંચિત રહી જાય, તેઓની કમનશિબી ઓછી દયાપાત્ર નથી. મનુષ્યપણાને પામ્યા બાદ પણ ધર્મ પ્રતિ બેદરકાર રહેનારાઓ, પોતાને પ્રાપ્ત થએલી સામગ્રીનો સદુપયોગ સાધી શકતા નથી : જ્યારે ધર્મનો વિરોધ કરનારાઓ તો ભયંકર કોટિનો દુરૂપયોગ સાધનારા બનીને સંસારના કારમા પરિભ્રમણને ઉપાર્જનારા બની જાય છે. સાચું અને પરમ કલ્યાણ સાધવામા સુન્દર પ્રકારે સહાયક બની શકે, એવી સામગ્રી મળવા છતા પણ, તેનો સદુપયોગ સધાય નહિ, દુરૂપયોગ સધાય અને પરિણામે કારમા અકલ્યાણના ભોગ થઈ પડાય, એ ઓછી દયાજનક બીના નથી : છતાં પણ આ સંસારમા એવા આત્માઓનો ય તોટો હોતો નથી.

ધર્માધિકારિપણાની ઉપેક્ષા ન કરો

કલ્યાણના અર્થિઓએ તો સમજવું જોઈએ કે–'કલ્યાણ કામનાની વાસ્તવિક સિદ્ધિ સદ્ધર્મ રૂપ વર રત્નની પ્રાપ્તિ અને આરાધના વિના શક્ય નથી.' પરન્તુ ઉપકારી મહાપુરૂષો ફરમાવે છે કે–મનુષ્યત્વ આદિ સામગ્રીને પામેલા પણ જીવોને માટે સદ્ધર્મ રૂપ વર રત્ન સુલભ નથી સદ્ધર્મ રૂપ વર રત્ન તો તે પુણ્યાત્માઓને માટે જ સુલભ બને છે, કે જે પુણ્યાત્માઓ અક્ષુદ્રતા આદિ એકવીસ ગુણો રૂપ વિભવના સ્વામી બનવા દ્વારા ધર્માધિકારિપણાને પ્રાપ્ત કરે છે. રત્નશ્રેષ્ઠ ચિન્તામણિ જેમ તુચ્છ વિભવવાળાઓને માટે સુલભ નથી, તેમ સદ્ધર્મ રૂપ વર રત્ન પણ, ગુણવિભવથી વર્જિત એવા જીવોને માટે સુલભ નથી. આ કારણે, વિશિષ્ટ પ્રકારના પ્રાસાદના

અર્થીઓ જેમ પહેલાં શલ્યોદ્ધાર અને પીઠબન્ધ આદિને વિષે આદરવાળા બને છે, તેમ સદ્ધર્મ રૂપ વર રત્નના અર્થી આત્માઓએ પ્રથમ અક્ષુદ્રતા આદિ એકવીસ ગુણોના ઉપાર્જન અર્થે પ્રયત્નશીલ બનવું જોઇએ. શલ્યોદ્ધાર અને પીઠબંધ આદિને વિષે પહેલાં આદરવાળા નહિ બનનારા આત્માઓ, પોતાના વિશિષ્ટ પ્રકારના પ્રાસાદના અર્થિપણાને જેમ સફલ બનાવી શકતા નથી, તેમ ધર્માધિકારિપણું પામવાથી બેદરકાર રહેનારા અને ધર્માધિકારિપણું પામવાની વાતને હસી કાઢનારા પામરો, વિશિષ્ટ ધર્મસિદ્ધિને પામી શકતા નથી. ધર્માધિકારિપણું પ્રાપ્ત કરવાની વાતને હસી કાઢનારાઓ, વસ્તુતઃ તો, પોતાના સદ્ભાગ્યને જ હસીને તેની અવગણના કરી રહ્યા છે. આથી, ધર્મના અર્થી આત્માઓએ, અક્ષુદ્રતા આદિ ગુણોના ઉપાર્જન માટે, સમ્યક્ પ્રકારે ઉદ્યમશીલ બનવું એ પરમ આવશ્યક છે.

ક્ષુદ્ર અને અક્ષુદ્ર :

શાસ્ત્રકાર પરમર્ષિએ ધર્મરત્નના અર્થી જીવોને ધર્માધિકારિપણું પ્રાપ્ત કરવાની પ્રેરણા કર્યા બાદ, શ્રોતાજનો આદિના અન્તરમાં એ વાત વધુ દૃઢ બને એ માટે, પૂર્વના પરમર્ષિઓનાં સાક્ષીવચનો પણ રજૂ કર્યાં છે. એ પછી પોતે પણ ગુણિના વર્ણન દ્વારા ગુણોનું વર્ણન કર્યું છે. ધર્માધિકારિપણાને પમાડનારા એકવીસ ગુણોમાં પહેલો ગુણ 'અક્ષુદ્રતા' છે. આ ગુણને અંગે ક્ષુદ્ર કોને કહેવાય અને અક્ષુદ્ર કોને કહેવાય તેમ જ કયા કારણે ક્ષુદ્ર આત્માઓ ધર્મને સાધનારા બની શકતા નથી અને અક્ષુદ્ર આત્માઓ ધર્મ-

ગ્રહણમાં અધિકારી બની શકે છે, એ વિગેરે જે બીનાઓ શાસ્ત્રકાર પરમર્ષિએ તથા બૃહદ્‌વૃત્તિકાર આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ ફરમાવી છે, તે આપણે જોઈ આવ્યા. ઉભય પરમર્ષિઓએ, સુવિહિતશિરોમણિ, સમર્થ શાસ્ત્રકાર, આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજાએ રચેલી ચાર ગાથાઓ રજૂ કરીને, ધર્મ સૂક્ષ્મ મતિએ સાધ્ય છે–એ વાતનું સમર્થન કર્યું છે અને ફરમાવ્યું છે કે–ક્ષુદ્ર એટલે અગંભીર એવો જે આત્મા, તે અનિપુણ બુદ્ધિવાળો હોય છે અને એ હેતુથી તે શ્રી જિનભાષિત ધર્મની આરાધના કરનારો બની શકતો નથી : જ્યારે અક્ષુદ્ર એટલે સૂક્ષ્મદર્શી એવો જે આત્મા, તે સુપર્યાલોચિતકારી હોય છે અને એથી તે ધર્મગ્રહણમાં અધિકારી ગણાય છે. ધર્મબુદ્ધિથી પણ ધર્મનો વિઘાત પામવો–એ શક્ય હોવાના કારણે, ઉપકારી મહાપુરૂષો ફરમાવે છે કે–ધર્મને સદા સૂક્ષ્મ બુદ્ધિથી જાણવો જોઈએ. ક્ષુદ્ર આત્માઓ માટે એ શક્ય નથી, અને એથી જ ક્ષુદ્ર આત્માઓ ધર્મગ્રહણાદિ વિષયમાં અધિકારી ગણાતા નથી : એટલે ધર્માધિકારિપણું પ્રાપ્ત કરવાના અભિલાષી બનેલા આત્માઓએ, ક્ષુદ્રતાથી પર બનીને અક્ષુદ્ર બનવું એ પરમ આવશ્યક છે. અક્ષુદ્ર આત્માઓ શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાના મર્મને સુન્દર પ્રકારે સમજી શકે છે અને એથી તેઓ વિશિષ્ટ પ્રકારની ધર્મસિદ્ધિને ઘણી જ સહેલાઈથી પ્રાપ્ત કરી શકે છે.

કથાસંબંધ :

બૃહદ્‌વૃત્તિકાર, આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી

મહારાજાએ, પોતાની રચેલી વૃત્તિમાં ક્ષુદ્ર તરીકે ભીમને અને અક્ષુદ્ર તરીકે સોમને સૂચવી, ભીમ અને સોમની કથા આલેખી છે. અત્યાર સુધીમા આપણે એ ભીમ અને સોમની કથામાંનો કેટલોક ભાગ જોઈ આવ્યા, છીએ. જો કે-આપણે જેટલો કથાભાગ જોઈ આવ્યા તેમાં હજુ તો ભીમ અગર સોમનું નામ સરખું પણ આવ્યું નથી : પરન્તુ તેનું કારણ એ છે કે-બૃહદ્‌વૃત્તિકાર આચાર્યભગવાને પહેલાં અક્ષુદ્રતા અને ક્ષુદ્રતાના યોગે આવેલા પરિણામનું વર્ણન કરવું શરૂ કર્યું છે. આ કથા જ્યારે પૂરી થવા આવશે, ત્યારે જ તમને આ વસ્તુનો ખ્યાલ આવશે. ભીમ અને સોમની કથામાં આપણે જોઈ આવ્યા કે-પ્રિયવિરહના દુસ્સહ દુ ખથી દુ ખિત એવી ત્રણ તરૂણ રાજપુત્રીઓ સમક્ષ કલાગપન્ન વામન વાત કરી રહેલ છે રાજાના આદેશને પામીને તે ત્રણ રાજપુત્રીઓને ખુશ કરવાને માટે તેમના ભવને આવેલા વામન પુરૂષે, પહેલા તો બીજી બીજી વાતો કરી, પણ તે વાતો રાજપુત્રીઓને ખુશ કરી શકી નહિ · આથી, પોતાના મિત્રની સૂચનાને પામેલા તે વામન પુરૂષે કમલાની વાત કહેવા માંડી. કમલા નામની તે ત્રણમાંની એક રાજપુત્રી પોતાની વાત કહેવાતી હોવાથી જેમ તે કથ ને સાભળતા આનંદ પામી અને વધુ સાભળવા આતુર બની, તેમ કમલસેના અને સુલોચના નામની બે બીજી રાજપુત્રીઓ પણ પોતાના પતિ વિક્રમ-કુમારની જ વાત કહેવાતી હોઈ ને આનંદ પામે અને વધુ સાંભળવાને માટે આતુર બને તે સ્વાભાવિક છે. કમલા અને વિક્રમકુમારની કથાને કહેતા વામન પુરૂષે, તે દિવસે, વિક્રમ કુમાર અને કમલા પરણીને રાજાએ આપેલા પ્રાસાદમાં

વસી આનંદ પૂર્વક કાલ નિર્ગમન કરવા લાગ્યાં, ત્યાં સુધી વાત કહી. તે પછી તે બન્નેના વિયોગની વાત આવતી હતી અને એ જ જાણવાને કમલા વિશેષ ઉત્સુક હતી: પણ 'પછી શું થયું ?'–એમ કમલાએ આતુરતાથી પૂછવા છતાં ય, તે કુતુહલપ્રિય વામન –'રાજસેવાનો સમય થયો છે'–એમ કહીને ચાલ્યો ગયો. એથી કમલાના હૃદયને કેટલો આઘાત થયો હશે ? પણ કુતુહલપ્રિય આત્માઓ તો, પોતા પ્રતિ અતિ રાગ ધરાવનાર આત્માઓને પણ, એ રીતિએ રંજાડવામાં આનંદ અનુભવનારા હોય છે.

બીજે દિવસે તે વામન પુરૂષે રાજપુત્રીઓના ભવને યથાસમય આવીને, વિક્રમકુમારની કહેવા માડેલી કથાને આગળ ચલાવી તેમાં રાજપુત્રી કમલસેનાની કથા આવી. કમલસેના પોતાના વૃત્તાન્તને આનન્દ પૂર્વક સાભળે એ જેમ સ્વાભાવિક છે, તેમ કમલા અને સુલોચના પણ તે વૃત્તાન્ત પોતાના સ્વામિની પ્રવૃત્તિઓ સાથે સંબધ ધરાવનારા હોઈને, તેને આનંદપૂર્વક સાભળે એ સ્વાભાવિક છે ત્રણેય રાજપુત્રીઓ આ રીતિએ, કલાસંપન્ન વામનના મુખથી કહેવાતી વિક્રમકુમારની કથાને, આનન્દ અને આશા સાથે સાભળી રહી હતી, ત્યા તો કમલસેનાને પરણીને તેની સાથે વિક્રમકુમાર પોતાના ભવનના બગીચામા આવી પહોચ્યો, એટલી હકીકત જણાવીને, તે કલાસંપન્ન વામન અટકી ગયો અને રવાના થવાની તૈયારી કરવા લાગ્યો. એ વખતે કમલસેનાએ પૂછ્યું પણ ખરૂં કે–'પછી શું થયું ?' ત્યારે આગલા દિવસની માફક તેણીને પણ એ જવાબ મળ્યો કે–'રાજસેવાનો સમય થઈ ચૂકયો છે.' અને એટલું કહીને

તે 'કલાસંપન્ન વામન ત્યાંથી ચાલ્યો ગયો. આપણે ગઈ કાલે આ કથાને આટલે સુધી જોઈ આવ્યા છીએ.

<u>પૌદ્‌ગલિક આશા આત્માને દીન અને હીન બનાવ્યા વિના રહેતી નથી :</u>

વિચારી જૂઓ કે-તે કલાસંપન્ન પુરૂષના ત્યાંથી ચાલ્યા જવાના યોગે તે ત્રણ રાજપુત્રીઓની કયી દશા થઈ હશે ?' પોતાના સ્વામીની પ્રવૃત્તિઓ વિષે આ પુરૂષ યથાર્થ માહિતી ધરાવે છે, એવી તે ત્રણેય રાજપુત્રીઓને ખાત્રી થવા પામી હોય અને એથી પોતાના દુઃખનો અન્ત લાવવાનો ઉપાય જડી આવશે-એવી આશા પણ બંધાવા પામી હોય, એ સહજ છે. એ હાલતમાં, કલાસંપન્ન વામન પુરૂષનું આ વર્તન, તે ત્રણેય રાજપુત્રીઓને અત્યન્ત ખેદ ઉપજાવનારૂં નિવડે, એ તદ્દન સ્વાભાવિક છે.

સ૦ બીજી બે રાજપુત્રીઓ તો નહિ, પણ કમલા પોતાના પિતા વાસવ રાજાને એ વિષે ફરિયાદ ન કરી શકે ?'

આવી સ્થિતિમાં એવા આત્માઓ ફરીયાદ કરવા જોગી સ્થિતિમાં પ્રાયઃ હોતા જ નથી. એવા આત્માઓને પ્રાયઃ સદા એવો ડર રહ્યા કરે છે કે-"આપણે ફરીયાદ કરીએ અને રાજા કલાસંપન્ન વામન પુરૂષને કાંઈક જો કહે, તો તે ગુસ્સે થઈ જાય અને એથી જે હકીકત જાણવાની ઉત્સુકતા છે, તે હકીકત જાણવાની તો બાકી જ રહી જાય, તો થાય શું ?" પૌદ્‌ગલિક આશા, એ એક એવી વસ્તુ છે, કે જે આશાવન્ત આત્માને દીન અને હીન બનાવ્યા વિના રહેતી નથી. જેના તરફથી આશા બંધાઈ હોય, તે આદમીને ભૂલે-ચૂકે

પણ ખોટું લાગી ન જાય, એની પૌદ્ગલિક આશાને આધીન બનેલાઓ શક્ય કાળજી રાખવાને ચૂકતા નથી. એ જ આશાના પ્રતાપે, વીર અગર ઉદ્ધત પણ ગણાતા આદમીઓ, દીન અને ખામોશી ધારણ કરનારા બની જાય છે સામાનું વર્તન ગમે તેટલું અપમાનજનક હોય કે કઠોર હોય, છતા તેની સામે ક્રોધ કરવા જેટલી કે સામાને અરૂચિકર એવી સાચી પણ વાત કહેવા જેટલી હામ, પૌદ્ગલિક આશાથી બદ્ધ બનેલાઓમાં હોતી નથી. શ્રીમંત પણ વ્યાપારી, ગરીબ પણ ગ્રાહકના અપમાનભર્યાં વર્તાવને કેવો હસમુખો બનીને સહી લે છે ? એ પ્રતાપ તેના હૈયામાં રહેલી માલ વેચીને રળવાની આશાનો છે. જ્યારે એક પૈસાદાર વ્યાપારી, એક સામાન્ય પણ નફાની આશાને આધીન બનીને, ગરી બગ્રાહકના અયોગ્ય અને અણગમતા પણ વર્તાવને હસતે મોઢે સહન કરી લે છે, તો ત્રણ રાજપુત્રીઓ કલાસંપન્ન વામનના તેવા વર્તાવને કેમ ન સહી લે ? તે ત્રણ રાજપુત્રીઓનું તો દુઃખ પણ મોટું છે અને એ કારણે તે ત્રણ રાજપુત્રીઓની આશા પણ મોટી છે. આ સ્થિતિમાં રાજપુત્રી કમલા પોતાના પિતા પાસે વામન સંબંધી ફરીયાદ કરે, એ તો અશક્ય પ્રાયઃ છે: એટલું જ નહિ, પણ વામનના વર્તનથી પોતે નારાજ છતાં પણ, તે ત્રણમાંથી એકેય રાજપુત્રી, કલાસંપન્ન વામન પુરૂષને લેશ પણ ખોટું લાગે એવી નારાજી ન જ દેખાડે, એ વાત પણ સન્દેહ વિનાની છે નારાજી તો ન જ દેખાડે, પણ એને ખુશ રાખવાનો શક્ય પ્રયત્ન કરે, એમ પણ કહી શકાય.

**મોક્ષાભિલાષા સત્ત્વને ખીલવનારી નિવડે છે :**

સ૦ 'પૌદ્‌ગલિક આશાથી મનુષ્યની આવી દશા થાય છે, તો મોક્ષની આશાથી પણ તેવી સ્થિતિ થાય જ ને ?'

એ વસ્તુ સમજવા જેવી છે. પૌદ્‌ગલિક આશા આદમીને રાંકડો બનાવી દે છે, જ્યારે મોક્ષની આશા આદમીને સુવિનયે સહિત બનાવનારી નિવડે છે. તેનું સત્ત્વ દબાતું નથી, પણ ખીલતું જાય છે : કારણ કે–વસ્તુતઃ તેને જે મોક્ષની અભિલાષા છે, તે મોક્ષ પરાધીન નથી. વાસ્તવિક રીતિએ મોક્ષ એ કોઈની કૃપાના યોગે પ્રાપ્ત થતું ફલ નથી, પરન્તુ આત્માના સત્પુરૂષાર્થે યોગે પ્રાપ્ત થતું ફલ છે. મોક્ષાર્થી આત્મા દેવ–ગુરૂ આદિનો જે વિનય કરે છે, તે તો પોતાની સાધનાના સ્થિરીકરણ આદિને માટે કરે છે. તેઓને પરમ ઉપકારી અને માર્ગની આરાધનાના પરમ સહાયક આદિ માનીને જ, તેઓના વિનયાદિને આચરે છે. સદ્‌ગુરૂઓની કૃપા દામ્ભિક વિનયથી નહિ, પણ ગુણસંપન્ન બનવાથી પ્રાપ્ત થાય છે અને ગુણસંપન્નતા આરાધનાના યોગે જ પ્રાપ્ત થાય છે,–એમ તે સમજતો હોઈને, તેનામાં પોતાના સત્ત્વને ખીલવવાના અને તેનો સદુપયોગ સાધવાના જ મનોરથો પ્રગટે છે. એ સ્થિતિમાં દીનતા આવવી, એ સંભવિત જ નથી.

**ઇચ્છા કેવી કરવી ?**

વિનયગુણસંપન્નતા અને દીનતા, એ બે તદ્દન ભિન્ન વસ્તુઓ છે. મોક્ષની આશા ઉત્સાહ અને જોમ પ્રેરે છે, જ્યારે પૌદ્‌ગલિક આશા દીનતા આદિનું કારણ પણ બને જ છે. પૌદ્‌ગલિક અભિલાષાના યોગે પણ કેટલાક આત્માઓ

ઉત્સાહિત બને છે, તેમનું રોમ વિકસતું દેખાય છે, પરન્તુ જ્યાં એ અભિલાષા કોઈની કૃપા દ્વારાએ જ સફલ બનવાની હોય છે, ત્યાં તો દીનતા આવ્યા વિના રહેતી જ નથી. વળી તે ઉત્સાહ અને તે રોમ પણ પરિણામે આત્માના હિતને જ હાનિ પહોંચાડે છે. આથી પૌદ્‌ગલિક અભિલાષાના પરિત્યાગ પૂર્વક, મોક્ષની અભિલાષાને સુસફલ બનાવવાને માટે પ્રયત્નશીલ બનવું, એ જ એકાન્તે હિતાવહ છે. પરમ ઉપકારી, કલિકાલસર્વજ્ઞ, આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે–યૌવનાવસ્થામાં આત્મા જેવી રીતિએ વિષયોને માટે પ્રયત્નશીલ બને છે, તેવી રીતિએ જો તે મોક્ષને માટે પ્રયત્નશીલ બને, તો કમીના શી રહે? વિષયો માટેનો પ્રયત્ન હાનિકર છે અને મોક્ષ માટેનો પ્રયત્ન હિતકર છે, એ સમજાય તો મોક્ષની આશા દીનતાને પ્રેરનારી નિવડે જ નહિ, એ સમજાયા વિના રહે નહિ. ઈચ્છા કરવી નહિ અને કરવી તો મોક્ષ અગર મોક્ષસાધનાના જ એક માત્ર હેતુથી મોક્ષસાધનામાં સહાયક સામગ્રી આદિની કરવી. એવી ઈચ્છા પરિણામે આત્માને ઈચ્છા માત્રથી મુક્ત બનાવ્યા વિના રહેતી નથી.

<u>પૌદ્‌ગલિક સુખના અર્થિઓ</u>
<u>સાચા અહિંસક બની શકતા જ નથી :</u>

સંસારના સુખમાં રાચનારા આત્માઓ આ જાતિનો વિવેક ન કરી શકે એ સહજ છે, પણ એવા વિવેકને યોગ્ય તમને બનાવવાનો અમારો આ પ્રયત્ન છે. કલાસંપન્ન વામનને કુતૂહલ પ્રિય છે, એટલે પેલી ત્રણ રાજપુત્રીઓના હૃદયની

વ્યથા વિષે તેના હૈયામાં તેવો આઘાત નથી. રાજપુત્રીઓ પણ પોતાના પતિ માટે જ ઝુરી રહી છે, એટલે વામનના તેવા પણ વર્તાવને તેઓ સહી લે તે સ્વાભાવિક છે. વિવેકશીલ વિચારકોને માટે આ ઘટના આશ્ચર્યનું કારણ નથી. સંસારમાં આવી ઘટનાઓ બનની જ આવી છે, બન્યે જ જાય છે અને બન્યે જ જવાની છે. પૌદ્ગલિક સુખના અર્થિઓ ગમે તેવી અને ગમે તેટલી અહિંસા આદિની વાતો કરે, પણ તેઓ તે દશામાં સાચા અહિંસક હોઈ પણ શકતા નથી અને બની પણ શકતા નથી. પૌદ્ગલિક સુખ માટેની પ્રવૃત્તિ જ નહિ, પણ પૌદ્ગલિક સુખ માટેની વૃત્તિ, એ ય હિંસાની જનેતા છે. જેણે સાચા અહિંસક બનવું હોય, તેણે તો સૌથી પહેલાં પૌદ્ગલિક સુખને પ્રાપ્ત કરવાની વૃત્તિથી જ પર બની જવું જોઈએ અને એ વસ્તુ મુક્તિસુખના સાચા અભિલાષી બન્યા વિના આવવી એ શક્ય નથી. એક માત્ર મોક્ષસુખના અર્થી બન્યા બાદ પણ, આત્મા તે તે પ્રમાણમા જ સાચો અહિંસા બની શકે છે, કે જે જે પ્રમાણમા તે શ્રી જિનાજ્ઞા મુજબ મુક્તિ-માર્ગનો પોતાના જીવનમાં અમલ કરનારો બને છે. પૌદ્ગલિક સુખના અર્થી આત્માઓમા તો, સાચા અહિંસક પરિણામો જ પ્રકટતા નથી, ત્યાં પૌદ્ગલિક સુખને માટે મથનારો પોતાની જાતને મોટા અહિંસક તરીકે ઓળખાવે, એ તો તેવા આત્માની કારમી અને સ્વ–પરહિતઘાતક અજ્ઞાનતા જ કહેવાય. પૌદ્ગલિક સુખના અર્થિપણાના કારણે જ, ત્રણ રાજ-પુત્રીઓ દુઃખી થઇ રહી છે અને પૌદ્ગલિક સુખના અર્થિ-પણાના કારણે જ, કલાસંપન્ન વામન પણ પોતાના વર્તનથી ત્રણ રાજપુત્રીઓને જે દુઃખ ઉપજે છે, તેની દરકાર કરતો નથી.

પરોપકાર એ જીવિતનું ફલ :

હવે આપણે કથામાં આગળ ચાલીએ. ત્રીજા દિવસે પણ, તે ત્રણ તરૂણ રાજપુત્રીઓના ભવને તે કલાસંપન્ન વામન યથાસમય આવી પહોંચે છે અને પોતે શરૂ કરેલી **વિક્રમકુમાર**ની કથાને આગળ ચલાવે છે **વિક્રમકુમાર** પોતાની નવપરિણીતા પત્ની કમલસેના સાથે પોતાના ભવનના ઉદ્યાનમાં આવીને, જેટલામાં તેણીની સાથે ક્રીડા કરે છે, તેટલામાં જ ત્યાં કોઈ અજાણ્યો આદમી આવી પહોંચે છે. રાત્રિના સમયે પણ પોતાના ઉદ્યાનમાં આવી પહોંચેલા તે પુરૂષનો **વિક્રમકુમાર** અનાદર કરતો નથી : આથી પેલો કહે છે કે–

"હે કુમાર ! આપ પરનું કાર્ય કરવામાં સદા સજ્જ રહો છો, તો કૃપા કરીને આપ મારા પણ એક કાર્યને કરો !"

આવનાર અજાણ્યા આદમીએ કરેલી એ પ્રાર્થનાના ઉત્તરમાં, **વિક્રમકુમાર** કહે છે કે–

"તેમ હો હું તારૂં કાર્ય જરૂર કરી આપું. આ જીવિતનું સાચું ફલ બીજું છે પણ શું ?"

**વિક્રમકુમાર**નો આવા ભાવનો ઉત્તર ઓછો વિચારણીય છે ? વિચારો કે–**વિક્રમકુમાર**માં દાક્ષિણ્યગુણ કેટલો પ્રગટેલો હશે ? 'પરના કાર્યને સાધી આપવું, એ જીવિતનું ફલ છે.'–એમ **વિક્રમકુમાર** માને છે અને કહે છે. આવા આત્માઓને માટે ધર્મની પ્રાપ્તિ અને આરાધના સુલભ હોય તે સ્વાભાવિક જ છે.

**વિક્રમકુમાર** આ વખતે નથી તો મહેલમાં રહેલી કમલા નામની પત્નીને પૂછવા જતો કે નથી તો નવપરિ-

સીતા કમલસેનાને પૂછવા રહેતો. આવા પરાક્રમી પુરૂષોની પત્નીઓ પણ તેવા સમયે આડે આવી શકતી નથી અને આડે આવવાનો પ્રયત્ન કરે તો ય પ્રાયઃ અપમાનને જ પામે છે. વિશ્વના માણસો દુન્યવી પરોપકાર કરનારા આત્માઓના એવા પણ વર્તનને ખમી ખાય છેઃ એટલું જ નહિ, પણ અવસરે તેનાં વખાણ પણ કરે છેઃ પણ એવું જ વર્તન જો સાચા સ્વ-પરહિતના માર્ગે જતા આત્માએ કર્યું હોય, તો તો સંસારરસિકો કાગારવ કરી મૂકે છે. સ્વ-પરના હિતને સાધવાના વાસ્તવિક માર્ગે-સંયમમાર્ગે જનારા આત્માઓ તો પાછળનાં સ્વજનો માટે શકય સમજાવટ આદિ પૂર્વક નિર્વાહનો પ્રબંધ કરનારા હોય છે, છતાં પણ અજ્ઞાન અને ધર્મદ્વેષી દુનિયા, તે પુણ્યાત્માઓને માટે એલ-ફેલ બોલતાં કે લખતાં અચકાતી નથી.

<u>વિજય રાજા પાસે</u>·

અહીં વિક્રમકુમારે જ્યાં તે અજાણ્યા આદમીની પ્રાર્થનાનો સ્વીકાર કર્યો, એટલે તે અજાણ્યો આદમી પણ વિક્રમકુમારને પોતાની સાથે લઈ ચાલ્યો. વિમાનમાં બેસાડીને, તે અજાણ્યો આદમી, વિક્રમકુમારને વૈતાઢ્ય પર્વત ઉપર આવેલા કનકપુરના વિજય નામના રાજાની પાસે લઈ આવ્યોઃ કારણ કે-તે અજાણ્યો આદમી તે વિજય રાજાનો સેવક હતો અને વિજય રાજાની આજ્ઞાથી જ તે વિક્રમકુમારને તેડી જવાને માટે કનકકૂટ નામના નગરમાં આવ્યો હતો. હવે વિજય રાજા પોતે બોલાવેલા તે વિક્રમકુમારને કહે છે કે-

"હે કુમાર! ભદ્દિલપુર નામના નગરનો ધૂમકેતુ નામનો જે રાજા છે, તે મારો શત્રુ છે. મારા એ શત્રુની ઉપર આક્રમણ કરવાને માટે, મેં કુલદેવતાનું આરાધન કર્યું. મારા એ આરાધનના યોગે કુલદેવતાએ મને કહ્યું કે–'ધૂમકેતુ રાજાનો વિજય સાધવાને સમર્થ જો કોઈ હોય, તો તે તિલકપુર નગરના રાજા મણિરથનો પુત્ર વિક્રમકુમાર છે.' આથી મેં તમને તેડાવ્યા છે, તો તમે આ આકાશગામિની આદિ વિદ્યાઓને ગ્રહણ કરો!"

વિક્રમકુમારનો વિજય:

વિક્રમકુમારે પણ તે વિદ્યાઓને ગ્રહણ કરી અને ઘણી વિદ્યાઓને સાધી. ત્યાર બાદ હાથી, ઘોડા અને સુભટોના એક સુવિશાલ સૈન્યની સાથે તે વિક્રમકુમારે ભદ્દિલપુર તરફ પ્રયાણ આદર્યું.

આ તરફ ભદ્દિલપુરના રાજાને પણ ખબર પડી ગઈ કે–'વિક્રમકુમાર વિદ્યાઓને સાધીને અને વિશાલ સૈન્યને લઈને મારી સાથે યુદ્ધ કરવાને માટે આવી રહ્યો છે.' એ ખબરને સાંભળતાંની સાથે જ તે ગભરાયો. એને એમ થઈ ગયું કે–'યુદ્ધ કરવામાં સાર નથી. રાજ્ય પણ જશે અને પ્રાણ પણ જશે.' આથી, પોતાના વિપુલ લક્ષ્મીસંપન્ન પણ રાજ્યને તજીને, તો કયાંક પલાયન થઈ ગયો.

આ રીતિએ રાજા ધૂમકેતુ ભાગી જવાથી, વિક્રમકુમારને યુદ્ધ કરવાની જરૂર રહી નહિ. શત્રુઓને પરાભવ પમાડનાર તે કુમારે, તરત જ રાજ્યનો કબજો લઈ લીધો અને ભદ્દિલપુર રાજ્યમાં વિજય રાજાની આણ પ્રવર્તાવી. તે પછી વિક્રમકુમાર કનકપુર નગરમાં આવી પહોંચ્યો.

પુણ્યનો પ્રભાવ:

વિક્રમકુમારનો આ વિજય પણ પુણ્યના પ્રભાવનો ખ્યાલ આપનારો છે આકાશગામિની આદિ વિદ્યાઓ વિજય રાજાની પાસે હતી અને હાથી, ઘોડા તથા સુભટોનું વિરાટ સૈન્ય પણ વિજય રાજાની પાસે હતું: છતાં તે ધૂમકેતુ રાજાને જીતવાને માટે અસમર્થ હતો અને વિક્રમકુમારના આધિપત્યમાં એ જ સામગ્રી આવતાં, ધૂમકેતુ રાજા પોતાના રાજ્યને મૂકીને ચાલતો થઇ ગયો. આ ઘટના પુણ્યપ્રભાવની વિચારણા માટેની સામગ્રી પૂરી પાડે છે. વિશિષ્ટ પુણ્યશાલિઓને માટે, પ્રયત્ન તો નામ માત્રનો હોય છે. ઉગ્ર પુણ્યના પ્રભાવે જે કાર્યો સધાય છે, તે કાર્યો વિદ્યાસંપન્નતા, બલસંપન્નતા કે વિપુલ સૈન્યસંપન્નતા આદિથી સધાતાં નથી. અલ્પ પુણ્યવાળા આત્માઓ, ઉગ્ર પુણ્યને ધરનારા આત્માઓના તેજને પણ સહી શકતા નથી. તેમની સાથેના યુદ્ધનો વિચાર કરતાં પણ, અલ્પ પુણ્યના સ્વામિઓને કમ્પારી છૂટે છે. આ સંસારમાં, પુણ્યોદય એ એક એવી વસ્તુ છે, કે જે આદમીને હરેક સ્થાને અને હરેક સમયે અનેક પ્રકારની ઉત્તમ સામગ્રીઓ મેળવી આપે છે અને તેના યોગે, સમર્થમાં સમર્થ ગણાતા શત્રુઓ પણ, તેવા પુણ્યશાલિઓથી દબાઈ જાય છે. આવા પુણ્યને પામેલા આત્માઓ જો શ્રી સર્વજ્ઞશાસનને સમર્પિત બની જાય છે, તો તો ઘણી જ ઉત્તમ કોટિના સ્વપર–ઉપકારને તેઓ સાધી શકે છે.

પુણ્યોદય સમયે ખાસ આવશ્યક મનોવૃત્તિ:

પુણ્યોદયે પ્રાપ્ત થએલી સામગ્રીનો સદુપયોગ સધાવો,

એ કાંઇ સહેલું નથી. સુન્દર ભવિતવ્યતાના અભાવમાં એ બની શકતું નથી. પુણ્યાનુબંધી પુણ્યના ઉદયવાળા આત્માઓ માટે સદુપયોગ સધાવો એ જેમ સહેલું છે, તેમ પાપાનુબંધી પુણ્યના ઉદયવાળા આત્માઓ માટે દુરૂપયોગ સધાવો એ સહેલુ છે. સંસારમા સારી સારી ગણાતી સામગ્રીઓ, પુણ્ય વિના તો પ્રાપ્ત થઇ શકતી જ નથી, પરન્તુ પુણ્યના યોગે તે તે સામગ્રીઓને પામવા બાદ, દુષ્ટ મનોવૃત્તિઓથી પર રહેવું, એ બહુ મુશ્કેલ છે. આજે સંસારમા એવા માણસો ઘણા છે, કે જેઓ પોતાને પુણ્યયોગે સાપડેલી સામગ્રીને કારણે લગભગ ઉન્મત્ત જેવી દશાને ભોગવે છે. જે સામગ્રીના યોગે સ્વની સાથે પરનું પણ સુન્દર પ્રકારે હિત સાધી શકાય તેમ હોય છે, તે જ સામગ્રીના યોગે પારકાને પીડનારા અને આત્મહિતને હણનારા બનનારા આત્માઓ, ઘણા જ દયાપાત્ર છે અને જગતમા શ્રાપ સમાન છે. પુણ્યના ઉદય સમયે તો, તેવા પણ આત્માઓ આ સંસારમા થોડા-વધુ પ્રમાણમાં સેવાય છે, પરન્તુ તેમનુ ભાવિ અત્યન્ત વિષમ બની જાય છે. પુણ્યોદયની પ્રબલતા સાથે સ્વપર-હિતસાધક મનોવૃત્તિની પ્રબલતા હોવી, એ પરમ આવશ્યક છે : પરન્તુ તેવો યોગ તો અલ્પ આત્માઓ જ પામી શકે છે. આ જાતિનો વિચાર સુવિવેકી આત્માઓ જ કરી શકે છે. નિર્વિવેકી આત્માઓ તો પુણ્યોદય સમયે ઉન્મત્ત બને છે અને પાપોદય સમયે દીન બને છે નિર્વિવેકી એવા હીનપુણ્ય આત્માઓ, કેટલીક વાર, પુણ્યવાન આત્માઓનો પણ પગભવ કરવા ઉદ્યત બને છે, ત્યારે સમજી લેવું કે-એ નિમિત્તે એ બીચારાઓનો નાશ સરજાએલો છે. સુવિવેકી આત્માઓ તો, હરકોઈ દશામાં સમતા

ભાવ બન્યો રહે અને શકય એટલી સ્વપર-ઉપકારક પ્રવૃત્તિ થયા જ કરે, એ વિષે કાળજીવાળા હોય છે: અને એથી, તેવા આત્માઓનું પુણ્ય તથાપ્રકારનું ઉથ ન હોય તો ય, તેઓ પોતાના આત્માનો સુન્દર પ્રકારે નિસ્તાર સાધી શકે છે તેમજ અન્યોને માટે શકયતા મુજબ ઉપકારક બન્યા વિના રહેતા નથી. એથી વિરૂદ્ધ, નિર્વિવેકી આત્માઓ નથી તો પોતાના આત્માનો નિસ્તાર સાધી શકતા કે નથી તો પરનિસ્તારના સાધક બની શકતા. તેવાઓનું જીવન પ્રાયઃ સ્વ-પરને માટે અહિતકારક જ હોય છે.

## બાહ્ય શત્રુઓના પરાભવથી હર્ષિત બનનારાઓ હાનિને જ પામે છે

હવે અહીં વિક્રમકુમાર વિના પરિશ્રમે જ ભદ્દિલપુર ઉપર વિજય સાધીને પાછો ફરે છે. કનકપુરનો વિજય રાજા એથી ખૂબ જ હર્ષિત થાય છે. સાચા વિવેકગુણને નહિ પામેલા અથવા તો સંસારની અતિ આસક્તિથી રીબાતા આત્માઓ, બાહ્ય શત્રુઓના આ પ્રકારના પરાભવ દ્વારા આનન્દ માણીને, દુષ્કર્મના કારમા બન્ધના ભોગ થઈ પડે છે. શત્રુનો પરાભવ આનન્દ પમાડનારો હોઈ શકે છે, પણ બાહ્ય શત્રુઓનો પરાભવ નહિ. આન્તર શત્રુઓનો પરાભવ જ આનન્દ પમાડનારો બનવો જોઈએ અને એ વૃત્તિ આવે તો જ બાહ્ય શત્રુઓ પ્રત્યે પણ હિતબુદ્ધિ પ્રગટે. નિર્વિવેકી આત્માઓ જ્યારે બાહ્ય શત્રુઓના પરાભવમાં આનન્દ માનનારા હોય છે, ત્યારે સુવિવેકી આત્માઓ આન્તર શત્રુઓના પરાભવમાં આનન્દ માનનારા હોય છે 'આન્તર શત્રુઓના પરાભવને જ

ધ્યેય રૂપ માનીને વર્તનારા પુણ્યાત્માઓ, જ્યારે કોઈને પણ શત્રુ માનતા નથી અને એથી સર્વ જીવોના હિતની જ કામના પૂર્વક પ્રવર્તે છે, ત્યારે બાહ્ય શત્રુઓના પરાભવમાં રાચનારાઓ, સંસારના અનેક આત્માઓનું ભૂંડું ચિન્તવ્યા અને કર્યા વિના રહી શકતા નથી: પરિણામે તેઓ દુષ્કર્મને ઉપાર્જે છે અને પોતાના આનન્દને કારણે તે દુષ્કર્મને ખૂબ જ ગાઢ બનાવી દે છે. આન્તર શત્રુઓના પરાભવને માટે જ પ્રયત્નશીલ આત્માઓ કોઈનું ય ભૂંડું ચિન્તવતા નથી, કોઈને પણ અજાણતાં દુઃખ રૂપ ન બની જવાય એની કાળજી રાખે છે અને સદ્‌વૃત્તિ તથા સત્પ્રવૃત્તિ દ્વારા કેટલા ય જીવોનું કલ્યાણ સાધવા સાથે કર્મનિર્જરાદિ દ્વારા સ્વ–કલ્યાણ સાધે છે. આ વસ્તુને નહિ સમજનારાઓ જ, બાહ્ય શત્રુઓના પરા ભવથી હર્ષિત બને છે. સંસારમાં રહેલા પણ આત્માઓ, તેવી પ્રવૃત્તિ કરવા છતાં ય, જો હર્ષને વશ બનતા નથી પણ પશ્ચાત્તાપ આદિની લાગણી અનુભવે છે, તો તેઓ તથાપ્રકારે દુષ્કર્મને ઉપાર્જનારા બનતા નથી: પરન્તુ તેવી દશા હૃદયમાં વિવેકદીપક પ્રગટ્યા વિના આવી શકતી નથી. આથી જ, કલ્યાણના અર્થી આત્માઓએ સુવિવેકશીલ બનવાને માટે પ્રથમ પ્રયત્નશીલ બનવું, એ આવશ્યક છે.

<u>સુલોચના સાથે લગ્ન :</u>

અહીં તો વિજય રાજા ધૂમકેતુના પરાભવથી ખૂબ જ હર્ષિત બને છે અને પોતાના શત્રુના વિજેતાનો જાણે કે સુન્દર સત્કાર કરવાને ઇચ્છતો હોય, તેમ તે પોતાની પુત્રી ... નાને વિક્રમકુમાર સાથે પરણાવવાને તત્પર બની

જાય છે. 'આના કરતાં વધારે સારો વર મારી પુત્રીને માટે મળી શકશે નહિ'–એવી વિજય રાજાની માન્યતા હોય તે સ્વાભાવિક છે તેમ જ પુત્રીદાન દ્વારા જ આવા પ્રસંગોએ સત્કાર કરવાનો તે સમયે રાજાઓમાં રિવાજ જેવું હોય એ અનવાજોગ છે. કથાઓમાં એવા પ્રસંગો ઘણા ય આવે છે કે–હારેલા રાજાઓએ પોતાની પુત્રીને અગર બેનને જીતેલા રાજાને દીધી હોય. એ રાજાઓ પણ સામો રાજા પોતાને એ પ્રકારે પુત્રી અગર બહેનનું પ્રદાન કરે, એને પોતાનું ગૌરવ અને પોતાની વડાઈ સમજતા હતા. અહીં પણ પોતાના શત્રુને જીતીને આવેલા વિક્રમકુમારને, હર્ષિત બનેલા વિજય રાજાએ, પોતાની સુલોચના નામની કન્યાની સાથે પરણાવ્યો.

વામને ત્રીજા દિવસે રવાના થવું

વિક્રમકુમાર વિજય રાજાની પુત્રી સુલોચનાને પરણીને કેટલોક કાળ ત્યાં જ રહ્યો, પણ એક વાર તેને પોતાની પૂર્વની પ્રિયાઓને જોવાની ઉત્કંઠા થઈ. આથી તરત જ તે વિક્રમકુમાર પુનઃ આ જ નગરને વિષે પાછો ફર્યો અને પોતાના ભવનના ઉદ્યાન સુધી આવી પહોંચ્યો. આટલું કહીને તે કલાસંપન્ન વામન, કે જે પ્રિયવિરહના દુઃખથી પીડિત એવી ત્રણ તરૂણ રાજપુત્રીઓને વિક્રમકુમારની કથા કહી રહ્યો છે, તે અટક્યો. સુલોચનાની સાથે પોતાના ભવનના બગીચા સુધી આવીને વિક્રમકુમાર ક્યાંક ચાલ્યો ગયો હતો અને એથી જ કમલા અને કમલસેનાની જેમ સુલોચના પણ પ્રિયવિરહના દુઃખનો ભોગ થઈ પડી હતી. આ કારણે, આગલા બે દિવસોએ જેમ કમલાએ અને કમલ-

સેનાએ પ્રશ્ન કર્યો હતો, તેમ આજે સુલોચનાએ પણ તે વામન પ્રતિ પ્રશ્ન કર્યો કે–

"સુલોચનાની સાથે પોતાના ભવનના બગીચા સુધી આવેલા તે **વિક્રમકુમાર** પછી ક્યાં ગયા ?"

સુલોચનાના આ પ્રશ્નના ઉત્તરમાં તે કુતૂહલપ્રિય વામને હાસ્ય કર્યું અને કહ્યું કે–

' તમે તો કામ વિનાની નવરીઓ છો. અમે કાંઈ તમારી જેમ નવરા નથી."

આટલું કહીને તે કલાસંપન્ન વામન તે રાજપુત્રીઓના ભવનેથી રવાના થઈ ગયો.

હાસ્યશીલતા એ અવિવેકશીલતા.

સંસારની આવી હાસ્યશીલતા પણ તત્ત્વદષ્ટિઓને તિરસ્કારપાત્ર લાગે છે: પણ સંસારદષ્ટિ અને તત્ત્વદષ્ટિનો કદીએ મેળ મળ્યો પણ નથી અને મળવાનો પણ નથી. આ જ કારણે, સંસારમાં રહેવા છતાં પણ તત્ત્વદષ્ટિઓ સંસારમાં રમતા નથી. હાસ્ય અને કુતૂહલ આદિની વાતો સાંભળીને સંસારમાં ગર્ક બનવું, એ તો બુદ્ધિમત્તાનું દેવાળું કાઢવા જેવું છે. આવી વાતો પણ વિચક્ષણ આત્માઓને વિરક્ત બનવાની જ પ્રેરણા આપનારી છે કોઈને દુ:ખી થતો જોઈને હસવું, આનન્દ પામવો, એ અવિવેકશીલતા સિવાય બીજું છે પણ શું ? કેટલીક વાર સુજ્ઞ પણ આત્માઓ, આ વસ્તુને વિચારી શકતા નથી અને તેથી કુતૂહલપ્રિયતા આદિના ઉપાસક બની જાય છે.

ત્રણ રાજપુત્રિઓનો તર્ક.

સુલોચનાએ પૂછવા છતાં પણ તેનો ખૂલાસો નહિ

કરતાં, હસતો હસતો તે વામન ત્યાંથી ચાલ્યો ગયો, એથી **કમલા, કમલસેના અને સુલોચના** એ ત્રણેયને દુઃખ તો જરૂર થયું : પરન્તુ આટલી વાત જાણવાના યોગે તેઓ પરસ્પરને એક જ પતિની પત્નીઓ તરીકે પિછાનતી થઈ અને અમુક પ્રકારનું આશ્વાસન પણ પામી. વામનના ચાલ્યા જવા બાદ, તે ત્રણેય રાજપુત્રીઓ વામને કહેલી હકીકત અને તેની ચેષ્ટાઓ આદિ સંબંધી વિચાર કરવા લાગી. 'આ વામન કોણ હશે, કે જે આપણી અને આપણા સ્વામી **વિક્રમકુમાર**ની સઘળી જ હકીકતને જાણે છે ?'–એવો વિચાર કરતી તે ત્રણ રાજબાલાઓએ, પોતપોતાનાં અંગોનુ કુશલ-સૂચક સ્ફુરણ અનુભવ્યું. આથી તે ત્રણેયને એમ જ લાગ્યું કે–

"આ વામન જ આપણા સ્વામી હોવા જોઇએ. રૂપનું પરાવર્ત્તન કરવાથી જ તેઓને આપણે પિછાની શકયાં નથી, પણ એ જાતે જ આપણા પતિ **વિક્રમકુમાર** છે.'

આ રીતિએ તે ત્રણેએ તે વામનને પોતાના સ્વામી તરીકે તર્કિત તો કર્યો, પણ તેટલા માત્રથી શું વળે ? વામનને મનાવવો, એ કાંઈ સહેલું નહિ હતું.

વામનની પરોપકારશીલતા :

હવે બીજી તરફ વામન કયાં ગયો અને શું થયુ, તે પણ જોઈએ. કમલા, કમલસેના અને **સુલોચના**ના નિવાસસ્થાનેથી રવાના થએલ તે હસનશીલ વામન, જે સમયે તે જ કેનકકૂટ નામના નગરના રાજપથ ઉપરથી પસાર થઈ રહ્યો હતો, તે સમયે તેના કાને કોઈકનો કરૂણ સ્વર પડયો. તે કરૂણ શબ્દને સાંભળીને તે ઉભો રહ્યો અને કયાંથી

તથા કોનો આ કરૂણ શબ્દ આવે છે, તેનો વિચાર કરવા લાગ્યો. જે ઘરમાંથી તે કરૂણ સ્વર આવી રહ્યો હતો, તે ઘરની નજદિકમાં આવીને, તેણે કોઇકને પૂછયું કે–

"અહીં શા કારણે રૂદન કરાય છે ?"

જે પુરૂષને તે વામને રૂદનનું કારણ પૂછયું, તે પુરૂષ તે રૂદનનું કારણ જાણનો હતો : આથી તેણે વામનને કહ્યું કે–

"તિલક નામના, આ નગરના મંત્રિનું આ ઘર છે. તિલક મંત્રિની **સરસ્વતી** નામની પુત્રી ભવનના ઉપરના ભાગમાં ક્રીડા કરતી હતી : ત્યાં તેણીને કાળો સર્પ ડસ્યો. પોતાની પુત્રીને સર્પના વિષથી રહિત બનાવવાને માટે, તિલક મંત્રિએ વિષવૈદ્યોમાં પણ મુખ્ય એવા ઘણા વૈદ્યોને બોલાવ્યા : પરન્તુ કાળા સર્પનું ઝેર ઉતારવામાં તેઓ નિષ્ફળ નિવડયા. આથી તે વિષવૈદ્યમુખ્યોએ તે **સરસ્વતીને** તજી દીધી અને એ કારણે બીજો કોઈ ઉપાય નહિ જોતા, તેના જીવનની આશા છૂટી જવાના યોગે, **સરસ્વતીના** માતા–પિતા અને સ્વજનો આ રીતિએ ઉન્મુક્ત કંઠે રૂદન કરી રહ્યાં છે "

વામન જેમ હસનશીલ હતો, તેમ પરોપકારશીલ પણ હતો. વિષધરના વિષને દૂર કરવાના પ્રૌઢ મંત્રને તે જાણતો હતો, એટલે સરસ્વતીને એ રીતિએ મરતાં બચાવવાની તેનામાં શક્તિ પણ હતી. આમ તો મૃત્યુથી કોઈ જ કોઈને બચાવી શકતું નથી, પરન્તુ જો કોઈ નિમિત્તે અકાલે અવસાન થતું હોય છે, તો તથાપ્રકારના ઉપચારાદિથી મરતાં બચાવી શકાય છે.

સ૦. અકાલે અવસાન થાય ?

અકાલે અવસાન થવું, એ કાંઈ અશક્ય નથી. આયુષ્ય-

કર્મ સોપક્રમ પણ હોઈ શકે છે અને તેવા આયુષ્યકર્મ-વાળાનું કોઈ તેવા નિમિત્તે અવસાન થઈ જાય એ શક્ય છે.. એ અવસાનને અકાલે થયેલા અવસાન તરીકે ઓળખી શકાય.

સ૦ ગમે તેવું નિમિત્ત મળે તો ય ન મરે, એમ પણ બને ખરું?

શ્રી તીર્થંકરદેવો, ચક્રવર્તિઓ, બલદેવો અને વાસુદેવો આદિ નિરૂપક્રમ આયુષ્યકર્મવાળા હોય છે, એટલે તે પુણ્યાત્માઓનું આયુષ્યકર્મ જ્યાં સુધી વિદ્યમાન હોય છે, ત્યાં સુધી તેમના આયુષ્યને ગમે તેવા નિમિત્તે પણ ઉની આંચ આવતી નથી. નિરૂપક્રમ આયુષ્યકર્મવાળાઓનું તે કર્મ નિમિત્તવશ પરાવર્તનને પામતું નથી, જ્યારે સોપક્રમ આયુષ્યવાળાઓનું તે કર્મ નિમિત્તવશ પરાવર્તનને પણ પામી શકે છે.

હવે અહીં તો તે કલાસંપન્ન વામન પરોપકાર કરવાની વૃત્તિથી પેલા માણસને કહે છે કે–

"હે ભદ્ર! ચાલો આપણે મંત્રિના ઘરમાં જઈએ. તે બાલાને હું પણ જોઉં અને તેણીને વિષરહિત બનાવવાનો હું પણ કાંઈક પ્રયત્ન કરું."

કલાસંપન્ન વામનની એ ઇચ્છાને પેલા માણસે વધાવી લીધી અને તે બન્ને ચ તિલક મંત્રિના મકાનમાં ગયા. ત્યાં જઈને કલાસંપન્ન વામને થોડી જ ક્ષણોમાં પ્રૌઢ મંત્રના પ્રભાવથી તે બાળાને સ્વસ્થ બનાવી દીધી.

<u>વામનનું સ્વરૂપપ્રકટીકરણ :</u>

બાલાને સ્વસ્થ બનેલી જોતાં, મંત્રી આદિ સર્વના આશ્ચર્યનો અને આનંદનો પાર રહ્યો નહિ. થોડીક ક્ષણો.

પૂર્વે જે ઘરમાં સૌ કોઈ પોક મૂકીને રોતું હતું, તે જ ઘરમાં હવે આનન્દથી સૌ કોઈ કલ્લોલ કરવા લાગ્યુ. મંત્રી બુદ્ધિશાળી હતો. જે કાર્ય વિષવૈદ્યોમાં પણ મુખ્ય એવા વૈદ્યો ઘણા ઘણા પ્રયત્નો કરવા છતાં પણ ન કરી શકયા, તે કાર્ય આ વામને જોતજોતામાં કરી દીધું--એથી મંત્રિને એવી ખાત્રી થવી એ સહજ છે કે–' આવો કલાસંપન્ન પુરૂષ કોઈ સામાન્ય માણસ ન હોઈ શકે.' સાથે એમ પણ વિચાર આવવો એ સહજ છે કે–' ઉત્તમ પુરૂષનું આવું રૂપ કેમ હોઈ શકે ?' આ જાતિના વિચારને વશ બની, તે તિલક મંત્રિએ, તરત જ તે કલાસંપન્ન વામનને પ્રાર્થના કરી કે–

" હે કલાસંપન્ન ! તેં જેમ તારૂં વિજ્ઞાન અમને દર્શાવ્યુ, તેમ તું તારા પોતાના રૂપને પણ દર્શાવ ! "

મંત્રિએ કરેલી આ પ્રકારની પ્રાર્થનાનો વામને સહર્ષ સ્વીકાર કર્યો અને ક્ષણ પહેલાં રંકના રૂપમાં રહેલો નાટકીઓ જેમ ક્ષણ પછી રાજા બનીને આવે, તેમ તે કલાસંપન્ન વામને પણ પોતાનું મૂળ રૂપ પ્રગટ કર્યું. એથી અતિ વિસ્મિત બનેલો તિલક મંત્રી, તેના પ્રધાન રૂપને જોઈ જ રહ્યો : પણ– ' આવા પ્રધાન રૂપને ધરનાર આ કોણ હશે ? '--એ વિગેરેનો વિચાર કરવાની તેને જરૂર ન પડી. ત્યાં જે માગધવૃન્દ હાજર હતો, તે એકદમ બોલી ઉઠયો કે–

" રાજા મણિરથના કુલમાં ચન્દ્રમા સમા, હરહાર અને શ્વેત હસ્તિની માફક ધવલ યશના પ્રસરવાળા અને જેનું પરાક્રમ ત્રણેય ભુવનમાં ફેલાએલુ છે એવા હે વિક્રમકુમાર નામના શ્રેષ્ઠ કુમાર ! તમે સુચિરકાલ પર્યંત જયવન્ત હો ! "

તમે જાણતા હશો કે-ભાટચારણો ગામે ગામ ફરનારા હોય છે. તેઓ જૂદા જૂદા રાજાઓની સભામાં જનારા હોય છે : આથી જૂદા જૂદા દેશોના રાજાઓ અને રાજકુમારો આદિને તેઓ ઓળખનારા હોય તે સ્વાભાવિક છે. એ સ્થિતિમાં, **વિક્રમકુમાર** જેવા રાજકુમારને ભાટચારણો ઓળખતા હોય, એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ છે જ નહિ.

મંત્રિપુત્રી સાથે લગ્ન :

ભાટચારણોએ કરેલા જયઘોષને સાંભળતાં જ, તિલક મંત્રિને ખાત્રી થઈ ગઈ કે-આ કુમાર જેમ પ્રધાન રૂપને ધરાવનારો છે અને કલાનિપુણ છે, તેમ આનું કુળ પણ ઉત્તમ છે અને પરાક્રમ પણ ઉત્તમ છે. આવા કુળ, રૂપ અને પરાક્રમ ત્રણેય વિષયમાં ઉત્તમત્તાને ધરનાર કુમારને, પોતાની પુત્રી દેવાને કોણ તૈયાર થાય નહિ ? શ્રેષ્ઠ કુલ, રૂપ અને પરાક્રમવાળા તે **વિક્રમકુમાર**ને જોઈને, હૃષ્ટ અને તુષ્ટ મનવાળા બનેલા તિલક મંત્રિએ, પોતાની પુત્રીને તે કુમારની સાથે પરણાવી દીધી.

વિક્રમકુમાર પુનઃ તિલકપુરમાં :

આવી વાતને નગરમાં ફેલાતાં વાર કેટલી ? આવી વાતો લોકમાં એટલી ઝડપથી પ્રસરે છે કે-એને માટે લોક પ્રાયઃ એમ જ બોલે કે-એ વાત નગરમાં પવનના વેગે પ્રસરી જવા પામી. કનકકૂટ નામના તે નગરના **વાસવ** રાજાને પણ ખબર પડી કે-કલાસંપન્ન વામન બીજો કોઈ જ નહિ હતો, પણ પોતાની પુત્રી કમલાનો પતિ **વિક્રમકુમાર** જાતે જ હતો. પોતાની પુત્રી કમલાને અને બીજી બે રાજપુત્રીઓને

પણ પ્રિયવિરહના દુઃખથી પીડાતી જોઇને, વાસવ રાજા પણ નિરંતર ઉદ્વિગ્ન રહેતો હતો. આથી વિક્રમકુમારનો પત્તો લાગતાં, તે અત્યન્ત હર્ષિત બન્યો અને આખાએ નગરમાં તેણે મહોત્સવ કરાવ્યો. આ પછી વાસવ રાજા પોતાની વિશાલ વિભૂતિથી વિક્રમકુમારને મંત્રિગૃહેથી રાજમન્દિરે લઇ આવ્યો.

હવે તો રાજમન્દિરે આવેલ વિક્રમકુમાર પોતાની ચાર સુરૂપવતી, અનુરાગવતી અને પડતો બોલ ઝીલતી પ્રિયાઓની સાથે સુરની જેમ સુખ ભોગવે છે. વિક્રમકુમાર પોતાને ઘેરથી એકલો જ નીકળ્યો હતો : સાથીદાર તરીકે એક માત્ર તલવાર હતી : આમ છતાં, તે પોતાના પુણ્યના પ્રતાપે અનેક પ્રકારની ઋદ્ધિ-સિદ્ધિને અને મંત્રવિદ્યા આદિને પામ્યો, તેમ જ ઉત્તમ કુલની ચાર કન્યાઓનો સ્વામી બનીને અત્યારે તે આનંદથી વિષયસુખને ભોગવી રહ્યો છે. એક તરફ પરદેશમાં જ્યારે વિક્રમકુમારની આ હાલત છે, ત્યારે તિલકપુરમા તેનાં માતા-પિતા, તેના વિયોગના દુઃખને ભોગવી રહેલ છે. આ પણ સંસારની વિષમતાનો એક વિલાસ માત્ર છે સંસાર, એ તો વિષમતાઓનો સાગર છે, એટલે સસારમાં આવી વિષમતાઓ દૃષ્ટિગોચર થવી એ સહજ છે. તમને યાદ તો હશે કે-વિક્રમકુમાર પોતાનાં સ્વજનોની અવગણના કરીને જ ચાલી નીકળ્યો હતો. તે પછી તેણે પોતાની પ્રવૃત્તિ વિષેનો કયો જ સંદેશો માતા-પિતાને મોકલ્યો નથી એવી દશામા, પુત્રમોહને આધીન બનેલા માતા-પિતા, પુત્રદર્શનની ઝંખનામા ઝુર્યા કરે, એ સહજ છે.

હવે તો વિક્રમકુમાર પ્રગટપણે રહે છે અને વળી ભાટચારણો દ્વારા પણ ગવાયો છે, એટલે તેના પિતા અભિરથ

રાજાને, પોતાનો પુત્ર કનકકૂટ નગરમાં હોવાના સમાચાર મળે, એ સ્વાભાવિક છે. પોતાનો પુત્ર કનકકૂટ નગરમાં છે –એવા સમાચારો પ્રાપ્ત થતાની સાથે જ, **મણિરથ** રાજાએ **વિક્રમકુમાર** ઉપર એક સંદેશો લખી મોકલ્યો.

માતા–પિતા આદિ સ્વજનો પોતાના વિયોગથી પીડાય છે અને તેઓ પોતાને શીઘ્રતાથી પોતાના **તિલકપુર** નામના નગરમાં બોલાવે છે–એ વિગેરે બાબતોથી, તે **વિક્રમકુમાર,** પોતાના પિતાનો લેખ હાથમા આવતા જ સુજ્ઞાત બન્યો અને એથી **તિલકપુર** નગરે પોતાના પિતા આદિ પાસે તરત જ પહોંચવાને માટે તે ઉત્કંઠિત બન્યો. પોતાના શ્વસુર **વાસવ** રાજાને તેણે એ વાત જણાવી અને પછી પોતાની ચારેય ભાર્યાઓની સાથે ત્યાંથી રવાના થઈને તે **તિલકપુર** નગરે આવી પહોંચી, પોતાનો માતા–પિતાને ચરણે નમ્યો.

ગુરૂદેવના દર્શનાર્થે રવાના થવું .

આ રીતિએ ચાર ભાર્યાઓ અને વિપુલ ઋદ્ધિ–સિદ્ધિ આદિ સાથે ઘણા સમયે પાછા ફરેલા **વિક્રમકુમારને** જોઈને, તેનાં માતા–પિતા આદિ જેવામાં આનન્દમગ્ન બન્યાં, તેવામાં જ આનન્દનો એક વધુ પ્રસંગ પણ તેમને પ્રાપ્ત થયો. તે જ સમયે ઉદ્યાનપાલકે આવીને રાજાને સમાચાર આપ્યા કે– " આચાર્યભગવાન શ્રીમદ્ અકલંકસૂરીશ્વરજી મહારાજા પધાર્યા છે. " ગુરૂમહારાજના આગમનના સમાચાર સાંભળતાં, મણિરથ રાજાનો આનન્દ ખૂબ વધી ગયો. તરત જ તેમણે ઝળહળતી વિભૂતિએ યુક્ત બનીને, **વિક્રમકુમાર** આદિની સાથે ગુરૂમહારાજની સમીપે જવાનો નિર્ણય કર્યો: નિર્ણય

કર્યો એટલું જ નહિ, પણ તે નિર્ણયનો તરત જ અમલ પણ કર્યો. શ્રી મણિરથ રાજાનો આ નિર્ણય અને એનો તાત્કાલિક અમલ, તે પુણ્યાત્માના અન્તરમાં રહેલ ધર્મરાગને જ સૂચવે છે. પોતાનો પુત્ર ઘણા લાંબા કાળે હજુ હમણાં જ પાછો ફર્યો છે, વર્ષોનાં વર્ષો સુધી તેના તરફના કોઈ પણ પ્રકારના સમાચારને પામ્યા વિના જ તેના વિયોગનું દુઃખ સહન કર્યું છે અને કુશલતા આદિની પ્રારંભિક વાતો પણ તેની સાથે કરી નથી, છતાં રાજા મણિરથ ગુરૂ પાસે જવામાં ઢીલ કરતા નથી. ધર્મી આત્માઓને મન સદ્‌ગુરૂનું આગમન, એ અતિ આનન્દનો પ્રસંગ હોય છે અને એથી જ ધર્માત્માઓ તેવા સમયે ઈતર કાર્યોને ગૌણ બનાવીને સદ્‌ગુરૂની સેવામાં હાજર થઇ જાય છે. ધર્મકથાઓમાંથી ધર્મી આત્માઓની મનોદશાને સમજવાનો પ્રયત્ન થાય, તો ધર્મકથાઓનું વાંચન અને શ્રવણ આદિ આત્માને માટે ખૂબ જ લાભદાયી બને. ધર્માત્માઓની પ્રવૃત્તિઓ ઉપરથી, તે પુણ્યાત્માઓની મનોદશાનો વિચાર કરવો અને એવી મનોદશાને પ્રાપ્ત કરવાને માટે ઉદ્યમશીલ બનવું, એમાં ધર્મકથાઓના વાંચન અને શ્રવણ આદિની સાચી સફલતા છે.

રાજમાર્ગમાં જોએલો પીડિત :

હવે સાક્ષાત્ જાણે કે–કામદેવનું શાસન જ ન હોય, એવી રીતિએ ઝગઝગતી વિભૂતિથી યુક્ત બનીને શ્રી મણિરથ રાજા વિક્રમકુમાર આદિની સાથે અનન્ત ઉપકારી, આચાર્યભગવાન શ્રીમદ્ અકલંકસૂરીશ્વરજી મહારાજા પાસે જઈ રહેલ છે, ત્યાં રાજમાર્ગમાં એક એવા પુરૂષને તે જૂએ છે, કે જે

કારમા રોગથી કારમી રીતિએ પીડાઇ રહ્યો હતો. એ પુરૂષનું શરીર કૃમિઓથી ખદબદી રહ્યું હતું અને માંખીઓથી ઢંકાઇ ગયું હતું. અતિશય સળવળાટ કરતા કૃમિઓના અનેક સમૂહોથી અને બળાત્કારે શરીરને ઢાંકી રહેલી માખીઓથી પીડાને પામતા તે પુરૂષનું માથું પણ અતિશય અધમ જાતિના કોઢથી સડી ગએલું હતું. આવા માણસનો સ્વર અતિશય દીન હોય, એમાં તો પૂછવાનું જ શું ?

અશુભનો ઉદય :

અશુભનો ઉદય શું નથી કરતો ? દુષ્કર્મનો ઉદય સંસારના જીવોને જે જે પ્રકારની પીડાઓને ઉત્પન્ન કરી શકે છે, તેનું વર્ણન પણ વચનાતીત છે. દુઃખને નહિ ઇચ્છનારા પણ આત્માઓ, અશુભના ઉદયે આવા અગર આથી પણ વધારે દુઃખના ભોગ બને, એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ જ નથી. અશુભના ઉદયે આવાં અગર આથી પણ વધારે કારમાં દુઃખો વિશ્વના બુદ્ધિમાનોને પણ ભોગવવાં પડે છે અને વિશ્વમાં ઉત્તમમાં ઉત્તમ ગણાતા શરીરચિકિત્સકોને પણ ભોગવવાં પડે છે. આ પ્રકારે પ્રત્યક્ષ અને બુદ્ધિગમ્ય છતાં, પૂર્વના કર્મવિપાકને નહિ માનવાની શેખાઇ નાસ્તિકો કરી શકે છે, એ ખરે જ તેઓની દયાપાત્ર બુદ્ધિનો પ્રતાપ છે. નાસ્તિકોને પણ અશુભના ઉદયનો અનુભવ તો કરવો જ પડે છે અને કેટલીક વાર તો તેઓ અશુભના ઉદય યોગે કારમી પણ શરીરપીડા આદિનો ભોગવટો કરતા હોય છે. અશુભના ઉદયે પીડા ભોગવતા આત્માઓની તે સ્થિતિ જેમ આશ્ચર્ય ઉપજાવનારી નથી, તેમ દયા ઉપજાવનારી નથી

એમ નહિ. ઉત્તમ આત્માઓ, તેવા દીન અને હીન આદિ પીડિતોને જોઈને, દયાની લાગણી અવશ્ય અનુભવે છે અને શકયતા મુજબ તેઓને પીડામુક્ત બનાવવાનો તથા સાચું આશ્વાસન આપવાનો પણ પ્રયત્ન કરે છે. એ પ્રકારની જેઓમાં દયા નથી, તેઓ ધર્મી તો નથી જ પણ ધર્મ પામવાને લાયકેય નથી, એ નિર્વિવાદ વાત છે.

ગુરૂદેવની પાસે :

હવે અહીં તો અનિષ્ટ અરિષ્ઠમંડલ જેવા તે પુરૂષને જોઈને, રાજા મણિરથ ખૂબ વિષાદને પામે છે. વિષાદના યોગે તેનું મુખ મલિનતાવાળું બની જાય છે. આ કેવા પ્રકારના પાપકર્મનો પ્રતાપ હશે, એવો વિચાર આવવો, એ ય સહજ છે. એ રીતિએ વિષાદથી મલિન મુખવાળો બનેલો રાજા, ગુરૂમહારાજની પાસે પહોંચ્યો. ગુરૂમહારાજની પાસે પહોંચેલો રાજા, પોતાને રાજા નથી માનતો, પણ એક સેવક જ માને છે. પોતાની જાતને એક સેવક સદૃશ માનીને, તે રાજા ઘણા નમ્રભાવથી, સાચા સેવકને છાજતી રીતિએ વન્દન કરે છે. એ રીતિએ વન્દન કર્યા બાદ, રાજા મણિરથ અને વિક્રમકુમાર આદિ ઉચિત સ્થાને અને ઉચિત આસને બેસે છે.

આચાર્યભગવાનની દેશના :

હવે અનન્ત ઉપકારી આચાર્યભગવાન શ્રીમદ્ અકલંક-સૂરીશ્વરજી મહારાજા, શ્રી મણિરથ રાજા આદિને ધર્મ-દેશના સંભળાવે છે. તેઓશ્રી ફરમાવે છે કે–

" जीवो अणाइतणुकम्म-बंधसंजोगओ सया दुहिओ ।
भमइ अणाइयणस्सइ-मज्झगओ णंतपरियट्टे ॥१॥

" तो वायरेसु तत्तो, तसत्तणं कहवि पावए जीवो ।
लहुकम्मो य तओ जइ, पावइ पंचिदियत्तं च ॥२॥
" पुण्णविहुणो य तओ, न अज्जखित्ते लहेइ मणुयत्तं ।
लद्धे वि अज्जखित्ते, न कुलं जाइं बलं रूवं ॥३॥
" एय पि कह वि पावइ, अप्पाऊ वा हविज्ज वाहिल्लो ।
दीहाउओ निरोगो, हविज्ज जइ पुण्णजोएणं ॥४॥
" पत्ते नीरोगत्ते, दंसणनाणस्स आवरणो य ।
न य पावइ जिणधम्मं, विवेयपरिवज्जिओ जीवो ॥५॥
" लद्धूण वि जिणधम्मं, दंसणमोहणीयकम्म उदएणं ।
संकाइकलुसियमणो, गुरुवयणं नेव सद्दहइ ॥६॥
" अह निम्मलसम्मत्तो, जयट्ठियं सद्दहेइ गुरुवयणं ।
नाणावरणस्सुदए, संसिज्जंतं न बुज्झेइ ॥७॥
" अह संसियं पि बुज्झइ, सयं पि सद्दहइ बोहए अन्नं ।
चारित्तमोहदोसेण, संजमं न य सयं कुणइ ॥८॥
" खीणे चरित्तमोहे, विमलतरं संजमं जो कुणइ ।
सो पावइ मुत्तिसुहं, इय भणियं खीणरागेहिं ॥९॥
" चुल्लग-पासग-धन्ने, जूए रयणे य सुमिण चक्के य ।
चम्म जुगे परमाणू, दस दिट्ठंता सुयपसिद्धा ॥१०॥
" एयंमि इमं सव्वं, मणुयत्ताई कमेण दुल्लंभं ।
लद्धुं करेह सहलं, काऊण जिणिंदवरधम्मं ॥११॥ "

પરમ ઉપકારી, આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ, અનન્ત ઉપકારી, આચાર્યભગવાન શ્રીમદ્ અર્હત્‌સૂરીશ્વરજી મહારાજાએ દીપેલી દેશનાને જે સાર રજૂ કર્યો છે, તે ટૂંકાણવાળો છતાં વિસ્તૃત ભાવથી ભરેલો છે.

રાજા આદિ સાંભળનાર છે, છતાં ગુરૂમહારાજા એ જ ફરમાવે છે કે-" શ્રી જિનોપદિષ્ટ ધર્મની આરાધના કરવી, એ જ આ દુર્લભ મનુષ્યભવ આદિ એક એકથી વિશેષ દુર્લભ એવી સામગ્રીને સુસફલ બનાવવાનો એક માત્ર ઉપાય છે " ગુરૂમહારાજાએ આ વસ્તુ કેવી રીતિએ ફરમાવી છે અને તે જણાવવાને માટે શું શું ફરમાવ્યુ છે, એ વિગેરે વર્ણન અવસરે-

[ ૧૭ ]

પૂર્વ સંબન્ધ

પરમ ઉપકારી, આચાર્યભગવાન શ્રીમત્ શાન્તિસૂરીશ્વરજી મહારાજાએ રચેલા શ્રી ધર્મરત્ન પ્રકરણની, પરમ ઉપકારી, આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ રચેલી બૃહદવૃત્તિમાથી, અક્ષુદ્રતા ગુણને અંગે આલેખાએલી **ભીમ અને સોમની** કથાને આપણે જોઈ રહ્યા છીએ **ભીમ અને સોમની** આ કથામા, આપણે જોઈ આવ્યા કે-શ્રી **વિક્રમકુમાર** પોતાના પિતા શ્રી **મણિરથ** રાજાના લેખથી પ્રેરાઇને, **તિલકપુર** નામના પોતાના નગરમા પાછો ફર્યો. **તિલકપુરમા** આવીને શ્રી **વિક્રમકુમાર** જેવો પોતાના માતા-પિતાના પગમા પડીને નમસ્કાર કરે છે, તેવામા ઉદ્યાનપાલક આવીને શ્રી **મણિરથ** રાજાને વિજ્ઞપ્તિ કરે છે કે-' આચાર્ય ભગવાન શ્રીમદ્ **અકલંકસૂરીશ્વરજી** મહારાજા પધાર્યા છે ' આચાર્યભગવાનના આગમનના સમાચાર સાભળીને, **મણિરથ** રાજાનો આનન્દ ઓર વધી જાય છે અને એથી તરત જ તે આચાર્યભગવાનના દર્શનાર્થે જાય છે ભાસ્વર વિભૂતિથી

યુક્ત બનીને, પોતાના પુત્ર શ્રી **વિક્રમકુમારની** સાથે આચાર્યભગવાનના દર્શનાર્થે જતાં, તે શ્રી **મણિરથ** રાજા માર્ગમાં એક પીડિતને જૂએ છે. રાજમાર્ગમાં જોએલા એ પીડિતનું શરીર કૃમિઓથી ખદબદી રહ્યું હતું, માખીઓ તેના શરીરને ઢાંકતી હતી અને તેનું માથું પણ નિકૃષ્ટ કોઢથી સડી ગયેલું હતું. આવી કારમી પીડાને ભોગવતા તે આદમીનો સ્વર પણ અતિ દીન અને અતિ હીન બની ગયો હતો. આવા અનિષ્ટ અરિષ્ટમંડલ જેવા તેને જોતાં, શ્રી **મણિરથ** રાજાનું મુખ વિષાદથી મલિન થઈ ગયુ. શ્રી **મણિરથ** રાજાને એમ થઇ ગયુ કે-' એણે કેવુંક પાપ કર્યુ હશે, કે જેના યોગે આ આવી દશાને પામ્યો છે!' ખરેખર, વિવેકી આત્માઓ આવા અવસરે તો ખાસ કરીને નિર્વેદ-ભાવમાં ઝીલનારા બને છે. પાપ અને તેના પરિણામનો વિચાર કરતા તે પુણ્યાત્માઓ, સ્વાભાવિક રીતિએ જ, આવા પ્રસંગને પામીને પાપત્યાગના ઉત્સાહવાળા બને છે. પાપ અને તેના પરિણામ આદિનો વિચાર કરતા અને વિષાદના યોગે મલિન મુખવાળા બનેલા શ્રી **મણિરથ** રાજા, આચાર્યભગવાનની પાસે આવી પહોંચે છે, યથાવિધિ વન્દન કરે છે અને ઉચિત સ્થાને ઉચિત રીતિએ બેસીને ધર્મકથાને સાંભળે છે. અનન્ત ઉપકારી, આચાર્યભગવાન શ્રીમદ્ **અકલંકસૂરીશ્વરજી** મહારાજાએ, શ્રી **મણિરથ** રાજા આદિને સંભળાવેલી એ ધર્મકથાના ભાવને, આપણે વિચારવાને ઇચ્છીએ છીએ. શ્રી જિનશાસનના મર્મવેદી મહાત્માઓની ધર્મદેશના, યોગ્ય આત્માઓને માટે ખૂબ જ પ્રેરક હોય છે અને એ મુજબ આ ધર્મદેશના પણ ખૂબ જ અસરકારક છે.

મુક્તિ માટે પ્રયત્નશીલ બનવું જોઇએ :

અનન્ત ઉપકારી, આચાર્યભગવાન શ્રીમદ્ અકલંકસૂરીશ્વરજી મહારાજ, ધર્મદેશનાની શરૂઆત કરતાં, જીવ, કર્મ અને એ ઉભયના સંયોગોને અનાદિસિદ્ધ તરીકે જ્ઞાપિત કરે છે. આ સંસારમાં પરિભ્રમણ કરતા જીવો આજ–કાલના દુઃખી છે અગર તો અમુક કાલથી દુઃખી છે એમ નથી : પરન્તુ સંસારમાં પરિભ્રમણ કરતા સઘળા જ જીવો અનાદિકાલથી દુઃખી છે. સંસારપરિભ્રમણનું અને એથી ઉત્પન્ન થતાં દુઃખોનું વાસ્તવિક કારણ, જીવનો કર્મ સાથેનો સંયોગ છે. જીવ અને કર્મનો યોગ એ સંસાર છે અને એનો વિયોગ એ મોક્ષ છે. જ્યાં સુધી આત્મા કર્મના યોગવાળો છે, ત્યાં સુધી તેનો સંસાર કાયમ છે એમ કહી શકાય જ્યારે આત્મા કર્મના યોગથી સર્વથા રહિત બની જાય છે, ત્યારે જ તે સિદ્ધિસુખનો ભોક્તા બની શકે છે. આ કારણે, ઉપકારી મહાપુરૂષો ફરમાવે છે કે–એકાન્તિક અને આત્યન્તિક એવા સુખના અર્થી આત્માઓએ, બીજી સઘળી પ્રવૃત્તિઓનો ત્યાગ કરીને, પોતાના આત્માને કર્મના યોગથી મુક્ત બનાવવાને માટે જ પ્રયત્નશીલ બનવું જોઈએ. કર્મના યોગથી મુક્ત બન્યા વિના, કોઈ પણ આત્મા, એકાન્તિક અને આત્યન્તિક એવા સુખનો સાચો ભોક્તા બની શક્યો નથી, બની શકતો નથી અને બની શકશે પણ નહિ.

'જીવ અને કર્મનો યોગ'–એમ પણ કહી શકાય :

સ૦ જીવ અને કર્મનો યોગ એમ કહેવાય કે જીવ અને કર્મનો સંયોગ એમ કહેવાય ? જીવ અને કર્મનો યોગ કહેવામાં કાંઇ ભૂલ થતી નથી ?

જીવ અને કર્મનો સંયોગ–એમ પણ કહી શકાય અને જીવ અને કર્મનો યોગ–એમ પણ કહી શકાય. 'જીવ અને કર્મનો યોગ' કહેવામાં ભૂલ થાય છે, એમ માનવું અગર તો કહેવું એ ભૂલભરેલું છે. 'જીવ અને કર્મના સમ્બન્ધને અગર તો જીવ અને કર્મના સંયોગને જીવ અને કર્મનો યોગ ન જ કહી શકાય '–એમ કહેનારાએ, કાં તો મહાપુરૂષોએ રચેલાં શાસ્ત્રોનું વાસ્તવિક અવલોકન નથી કર્યું, કાં તો વાચેલું કે સાંભળેલું ભૂલાઈ ગયું છે અને કાં તો વ્યક્તિદ્વેષ આદિના પ્રતાપે, કોઇ મલિન આશયની આધીનતાથી, સત્યનો પણ વિરોધ કરવાની સ્વ–પરહિતઘાતક વૃત્તિના પ્રતાપથી જ એવું કહેવાઇ રહેલ છે. શાસ્ત્રકાર મહાત્માઓએ, અનેક સ્થલોએ, જીવ અને કર્મના સમ્બન્ધને અગર જીવ અને કર્મના સંયોગને, જીવ અને કર્મના યોગ તરીકે પણ ફરમાવેલ છે. આવી તદ્દન સાચી, સાદી અને સીધી પણ વાતનો વિરોધ કરીને, સ્વયં ઉત્સૂત્રપ્રરૂપણાના પાપમાં પડવું અને અનેક ભદ્રિક આત્માઓને ખોટા ખ્યાલમાં દોરીને, તેઓના હિતના સંહારક બનવું, એ કોઇ પણ સુવિવેકી આત્માને માટે યોગ્ય નથી: પરન્તુ કષાયાધીન આત્મા વિવેકને ગુમાવી બેસે છે. એવા આત્માઓ પોતાની જાતને ખૂબ જ દયાપાત્ર દશામાં મૂકી દે છે અને એવાઓની પ્રવૃત્તિઓ ખૂબ જ તિરસ્કારપાત્ર બની જાય છે: આથી જ, તેવાઓના પણ કલ્યાણને જ કાંક્ષતા પુણ્યપુરૂષોને, તેવાઓનાં શાસ્ત્રવિરૂદ્ધ વક્તવ્યો આદિનો સ્વપર-હિતને અનુલક્ષીને, પ્રતીકાર કરવો પડે છે.

<u>અનાદિસિદ્ધ શરીરસમ્બન્ધ</u>:

આપણે વાત તો એ ચાલે છે કે–જીવ, કર્મ અને એ

ઉભયનો યોગ અનાદિસિદ્ધ છે. જીવ અને કર્મનો યોગ અનાદિસિદ્ધ હોઈને, જીવને શરીરનો સમ્બન્ધ પણ અનાદિકાલથી છે એમ કહી શકાય. આ અનાદિસિદ્ધ સંસારમાં, જીવનો તૈજસ અને કાર્મણ શરીર સાથેનો સમ્બન્ધ, યાવત્ સંસાર હોય છે: એટલે કે-જ્યારે આત્મા સંપૂર્ણ સ્વભાવસ્થતાને પ્રાપ્ત કરે છે, સિદ્ધપદને પ્રાપ્ત કરે છે, ત્યારે જ તૈજસ અને કાર્મણ શરીરના સમ્બન્ધથી મુક્ત બને છે: પણ તે પૂર્વે કોઈ પણ અવસ્થામાં તે તૈજસ અને કાર્મણ શરીરથી તો મુક્ત હોઈ શકતો જ નથી. તૈજસ અને કાર્મણ શરીરનો સંબંધ જ્યારે જીવની સાથે આ જાતિનો છે, ત્યારે ઔદારિક અને વૈક્રિય શરીરની લે-મૂક થયા કરે છે. પણ એ વાત ધ્યાનમાં રાખવાની છે કે-જે ભવમાં જે આત્મા મુક્તાવસ્થાને પ્રાપ્ત કરે છે, તે ભવમાં તે આત્મા તૈજસ અને કાર્મણ સાથે ઔદારિક શરીરના પણ સમ્બન્ધવાળો જ હોય છે. હવે રહ્યું જે આહારક શરીર, તે તો ચૌદ પૂર્વધર મહાત્માઓ જ કોઈ કારણ-પ્રસંગે કરી શકે છે. આ ઉપરથી તમે સમજી શકશો કે-જીવનો કર્મબન્ધનો સમ્બન્ધ જેમ અનાદિકાલીન છે, તેમ કર્મબન્ધના કારણે શરીરનો સંબંધ પણ અનાદિકાલીન છે.

ભવિતવ્યતા અને લઘુકર્મિતાથી :

અનાદિકાલીન કર્મબન્ધના સમ્બન્ધના પ્રતાપે, જીવ શરીરની સાથે સમ્બન્ધવાળો બનીને, દુઃખને અનુભવે છે અને અનાદિ વનસ્પતિમાં અનન્ત પુદ્ગલ પરાવર્તો પર્યન્ત જન્મ-મર્યા કરે છે. અનન્ત પુદ્ગલ પરાવર્તો પર્યન્ત આ રીતિએ પરિભ્રમણને કરતાં કરતાં, જીવની ભવિતવ્યતા જો

અનુકૂળ હોય છે, તો તે જીવ તેમાંથી નીકળે છે અને બાદરપણાને પામે છે. બાદરપણામાં પણ જીવ ઘણો ઘણો કાલ પરિભ્રમણ કરે છે. બાદરપણામાંથી નીકળીને જીવ ત્રસપણું પણ ઘણી જ મુશીબતે પામે છે. ત્રસપણામાં પણ વિકલેન્દ્રિયપણામાં ભટકતા જીવને, જો લઘુકર્મિતા થાય છે, તો જ તે પંચેંદ્રિયપણાને પામે છે. પંચેંદ્રિય થવા જોગી લઘુકર્મિતાને પામેલો આત્મા પંચેંદ્રિયપણાને પામે છે. અહીં સુધી આવવામાં, મુખ્યત્વે ભવિતવ્યતા અને લઘુકર્મિતાએ કામ બજાવ્યું, પણ હવે વિશિષ્ટ પુણ્યકર્મની પણ આવશ્યકતા ઉભી થાય છે. જો કે-પંચેંદ્રિયપણું પણ વિના પુણ્યે તો નથી જ મળતું, પરન્તુ પંચેંદ્રિયપણું પામ્યા પછીથી પણ મનુષ્યપણું પામવાને માટે, વિશેષ પુણ્યની આવશ્યકતા રહે છે: અને એથી જ અનંત ઉપકારી આચાર્યભગવાન ફરમાવે છે કે-'પુણ્યવિહીન આત્મા આર્ય ક્ષેત્રમાં મનુષ્યપણાને પામતો નથી.' આ ઉપરથી તમે સમજી શકશો કે-આર્ય ક્ષેત્રમાં મનુષ્યપણું પામવું, એ પણ કેટલું બધું મુશ્કેલ છે! આર્ય ક્ષેત્રમાં મનુષ્યપણું પામવા માત્રથી પણ કાર્ય નથી સરતું, એ વાત પણ તમને આગળના ઉપદેશથી સમજાશે : પણ અત્યારે આ વાત તો બરાબર સમજી લ્યો કે-અનાદિ વનસ્પતિમાંથી નીકળવું, એ જ પ્રથમ ઘણું મુશ્કેલ છે. અનંતાનંત આત્માઓ એવા છે, કે જેઓ હજુ એમાથી નીકળ્યા પણ નથી અને નીકળવાના પણ નથી. એ જીવોની અપેક્ષાએ તમારી ભવિતવ્યતા ઘણી સુંદર છે, એ વાત નિર્વિવાદ છે. સુંદર ભવિતવ્યતાના યોગે, આપણે અનાદિ વનસ્પતિમાથી બહાર આવ્યા અને વચમાંનાં પણ ભટકવાનાં સ્થાનો ભટકી લીધાં : એમ

પરિભ્રમણ કરતે કરતે આપણે પંચે દ્રિયપણાને, તેમાં પણ મનુષ્ય પણાને અને તે મનુષ્યપણું પણ આર્ય ક્ષેત્રમાં પામ્યા. આટલા પ્રમાણમાં આપણી ભવિતવ્યતા સુંદર, અમુક પ્રકારની લઘુ-કર્મિતા પણ ખરી અને અમુક જાતિની પુણ્યશાલિતા પણ ખરી જ. જે જીવો આર્ય ક્ષેત્રમા મનુષ્યપણાને પામ્યા છે, તેઓ તેટલી સુંદર ભવિતવ્યતાવાળા છે, અમુક પ્રકારની લઘુકર્મિતાને ધરનારા છે અને અમુક જાતિના પુણ્યને પણ ધરનારા છે, એ વાત તો શંકા વિનાની જ છે.

આર્ય ક્ષેત્રમાં મનુષ્યત્વને પામ્યા પછી

પણ એટલા માત્રથી જ વિવેકી આત્માએ સંતોષ માની લેવાનો નથી. આત્માની મુક્તિ માટે હજુ ઘણી ઘણી વસ્તુઓની આવશ્યકતા છે. એ વસ્તુઓ મળે અને આત્મા એનો સદુપયોગ કરે, તો જ આત્મા પોતાનું સાચું શ્રેય સાધી શકે છે. આ જ કારણે, આચાર્યભગવાન શ્રીમદ્ અકલંક સૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે-'આર્ય ક્ષેત્રમાં મનુષ્ય-પણાને પામ્યા પછીથી પણ આર્ય કુલ, આર્ય જાતિ, બલ અને રૂપ-આ બધી વસ્તુઓને પણ આત્મા ઘણી જ મુશીબતે પામે છે.' આર્ય ક્ષેત્રમાં મનુષ્યપણું પામવાને જે પુણ્ય જોઈએ છે, તેના કરતાં ઉત્તમ જાતિ, ઉત્તમ કુળ, બલ અને રૂપ પામવામાં ક્રમસર વિશેષ વિશેષ પુણ્ય જોઈએ છે. વિશિષ્ટ કોટિના પુણ્યથી સાધ્ય જાતિ, એના કરતાં પણ વિશિષ્ટ કોટિના પુણ્યથી સાધ્ય કુલ, એના કરતાં પણ વિશિષ્ટ કોટિના [illegible] સાધ્ય બલ અને એના કરતાં પણ વિશિષ્ટ કોટિના પુણ્યથી સાધ્ય રૂપને પામ્યા પછીથી પણ, જો એના કરતાં

પણ વિશિષ્ટ કોટિનું પુણ્ય ન હોય, તો જીવ દીર્ઘ આયુષ્યને નહિ પામતાં, અલ્પ આયુષ્યને પામે છે. અલ્પ આયુષ્યને પામેલો આત્મા, આર્ય જાતિ અને આર્ય કુલ તથા બલ અને રૂપને પણ પામવા છતાં, તેના વાસ્તવિક ફલને પામ્યા વિના જ, સંસારમાં પરિભ્રમણ કરવા ચાલી નીકળે છે. ઘણા ય આત્માઓ માટે આપણે સાંભળીએ છીએ કે-અમુક આત્માઓ સમજવાળી વયે આવે તે પહેલાં જ અને કેટલાક આત્માઓ તો ગર્ભમાં જ મરણ પામી સંસારની મુસાફરી માટે ચાલી ગયા છે. આર્ય ક્ષેત્રમાં, આર્ય જાતિમાં અને ઉત્તમ કુલમાં આવવા છતાં પણ, કશું જ પામ્યા વિના બીચારા ઘણા જીવો રખડી જાય છે. આ જ કારણે, અનંત ઉપકારી આચાર્ય-ભગવાન ફરમાવે છે કે-'જો પુણ્યનો યોગ હોય તો જ સંસારમાં પરિભ્રમણ કરતો જીવ આર્ય ક્ષેત્ર, આર્ય જાતિ, કુલ, બલ અને રૂપની સાથે દીર્ઘ આયુષ્યને પામે છે.' ઉત્તમ સામગ્રીઓની સફળતાની માટે દીર્ઘ આયુષ્યની પણ આવશ્યકતા છે, એ વાત વગર દલીલે પણ સમજી શકાય એવી છે. કોઈ કોઈ આત્મા વિશિષ્ટ આરાધના આદિ કરીને આવ્યો હોય અને એથી એ ગર્ભમાં પણ આરાધના કરી શકતો હોય-એ વાત જૂદી છે. બાકી, સામાન્ય રીતિએ ધર્મની આરાધના માટે દીર્ઘ આયુષ્યની પણ આવશ્યકતા છે, એમાં વિવાદને સ્થાન જ નથી.

નીરોગતા પણ જોઇએ :

ધર્મની આરાધના માટે આર્ય ક્ષેત્ર, આર્ય જાતિ, આર્ય કુલ, બલ, રૂપ અને દીર્ઘ આયુષ્ય-આટલાથી જ નથી સરતું. આ બધાની સાથે, ધર્મની આરાધના માટે, રોગરહિત અવસ્થા

પણ આવશ્યક છે. રોગની હાજરીમાં પણ આરાધના કરનારા વિવેકિઓ નથી થયા અગર નથી હોતા એમ નથી, પણ સઘળા ય અગર તો મોટો ભાગ સરોગાવસ્થામાં ધર્મની આરાધના કરવાને માટે સમર્થ નથી હોતો : પણ ઉપકારી મહાપુરૂષો ફરમાવે છે કે–તેવું વિશિષ્ટ પુણ્ય નથી હોતું, તો આર્ય ક્ષેત્ર, ઉત્તમ કુલ અને ઉત્તમ જાતિમાં જન્મેલા તથા બલ, રૂપ અને દીર્ઘ આયુષ્યને પામેલા પણ જીવો નિરોગાવસ્થાને નથી પામતા. નીરોગાવસ્થાને પામવાને માટે પણ, વિશિષ્ટ પુણ્યની આવશ્યકતા છે.

<u>દર્શન અને જ્ઞાનના આવરણનો</u>
<u>ક્ષયોપશમ સાધવા પ્રયત્નશીલ બનો :</u>

ધર્મની સંપૂર્ણ આરાધના, મનુષ્યપણાની પ્રાપ્તિ વિના શક્ય નથી : એ મનુષ્યપણું પણ આર્ય ક્ષેત્ર, આર્ય કુલ અને આર્ય જાતિમાં મળવું જોઈએ : એમાં પણ, બલ અને રૂપ એ પણ સુંદર ધર્મની આરાધના માટે જરૂરી છે. એ બધું હોવા છતાં પણ, દીર્ઘ આયુષ્ય અને નીરોગી શરીરની પણ આવશ્યકતા છે. અનંત ઉપકારી ફરમાવે છે કે–આ બધું ય પુણ્યના યોગે કરીને મળી જાય, તો પણ એટલા માત્રથી જ કામ નથી સરતું. હજુ ય ધર્મની આરાધના માટે ઘણું ઘણું બાકી રહે છે જ. તેવા પ્રકારની ભવિતવ્યતાના યોગે જીવ અનાદિ નિગોદમાંથી નીકળ્યો, ક્રમસર બાદરમાં આવ્યો, તેમાંથી પણ ભટકતો ભટકતો ત્રસપણામાં આવ્યો, ત્રસપણામાં પણ વિકલેંદ્રિયપણામાં ખૂબ ભટક્યો અને એમાં ભટકતાં ભટકતાં જીવને લઘુકર્મિતા થાય ત્યારે જ તે પંચેંદ્રિયપણાને પામે

છે. પંચેંદ્રિય જાતિની પ્રાપ્તિ પણ, પુણ્યોદયના યોગે છે. અનંત ઉપકારિઓ ફરમાવે છે કે-સઘળા ય જીવો સ્થાવરપણે અવ્યવહાર નિગોદમાં અનંત પુદ્‌ગલ પરાવર્તો સુધી પ્રથમ રહે છે : ત્યાંથી નીકળ્યા થકા પણ જીવો વ્યવહાર વનસ્પતિમાં અનન્તકાયાદિ ભાવથી અનન્તકાલ સુધી વસે છે : ત્યાંથી પણ સમુદ્‌વર્તન પામેલા તે જીવો પૃથ્વીકાય, અપ્‌કાય, અગ્નિકાય અને વાયુકાયમાં ભિન્ન ભિન્ન અસંખ્યાત ઉત્સર્પિણી-અવસર્પિણી પર્યંત વસે છે : તે પછી બેઇંદ્રિયપણામાં સંખ્યાતકાલ સુધી વસે છે, તેઇંદ્રિયપણામાં સંખ્યાતકાલ સુધી વસે છે અને ચઉરિંદ્રિયપણામાં સંખ્યાતકાલ સુધી વસે છે. આ પ્રમાણે વ્યવહાર રાશિમાં જીવો પુનઃ પુનઃ પરિભ્રમણ કરે છે. આ પ્રમાણે ભટકતા જીવોમાં, જે જીવો લઘુકર્મી બનવા સાથે તેવા પ્રકારના પુણ્યવાળા બને છે, તેઓ પંચેંદ્રિય–તિર્યંચપણાને પામે છે. આ રીતિએ પંચેંદ્રિયપણાને પામેલા આત્માઓ પણ, પરમ પુણ્યોદય હોય ત્યારે જ મનુષ્યપણાને પામે છે. મનુષ્યપણું આર્ય ક્ષેત્રમાં જોઈતું હોય, તો એથી પણ અધિક પુણ્યનું પ્રયોજન પડે છે. આ પ્રમાણે અધિક અધિક પુણ્યના પ્રતાપે આર્ય કુલ, આર્ય જાતિ, બલ, રૂપ, દીર્ઘ આયુષ્ય અને નીરોગતા મળે છે. મનુષ્યપણું આદિ એ સઘળું મળ્યા છતાં પણ, આચાર્યભગવાન શ્રીમદ્‌ અકલંકસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે–

"દર્શન અને જ્ઞાનના આવરણથી વિવેકરહિત જીવ શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલા ધર્મને નથી પામતો."

આથી સમજી શકાશે કે–શ્રી જિનેશ્વરદેવોએ પ્રરૂપેલા ધર્મની પ્રાપ્તિ માટે, વિવેકની પ્રાપ્તિ આવશ્યક છે. વિવેકની

प्राप्ति माटे, दर्शनावरणीयना अने ज्ञानावरणीयना पण क्षयोप शमनी आवश्यकता छे. जेओ पोताने आर्य देश आदिमा जन्म मळवा मात्रथी अने बळ आदिनी प्राप्ति थवा मात्रथी मलकाय छे अने दर्शन तथा ज्ञानना आवरणना क्षयोपशम द्वारा विवेक पमाय–ए माटे उचित प्रवृत्तिने नथी करता, तेओ श्री जिनेश्वरदेवना धर्मनी प्राप्तिथी वचित रही जाय छे दर्शन अने ज्ञानने आवरनार आवरणोना क्षयोपशमथी विवेकने पामेलो जीव, धर्मनी प्राप्ति माटेनी जे लायकात, तेने घणी ज सहेलाईथी पामे छे. लायकात पमाडनारो विवेक छे लायकात विना धर्मनी प्राप्ति नथी, ए वात श्री वीतरागना शासनने जाणनारथी अज्ञात न ज होय. जेओ लायकात जोवानी वातनो विरोध करे छे, तेओ तो खरे ज श्री जिनशासनना मर्मथी अज्ञात छे, एम कहेवामा सहज पण अतिशयोक्ति नथी. जे आत्माओ स्वाभाविक रीतिए धर्मना अर्थी होय छे, तेओ क्षयोपशमने लईने आवेला होवाथी विवेकी होई शके छे. केटलाक एवा पण आत्माओ होय छे के–सयोग पामी अर्थिपणाने पामवा जोग विवेकने मेळववा जोगो क्षयोपशम साधी ले छे साचा अर्थी आत्माओ, ते पछी विशिष्ट कोटिना विवेकने पामवा जोगी प्रवृत्ति करता ज रहे छे. अर्थिपणानो ए स्वभाव ज छे के–जेनु अर्थिपणु जाग्यु होय, तेनी प्राप्ति माटेना प्रयत्नोमा, अर्थी आत्मा बद्धकक्ष बने छे ए जातिनी बद्धकक्षताना प्रतापे, धर्मनी प्राप्ति जोगा विशिष्ट विवेकने पामवा जोगो दर्शन अने ज्ञानना आवरणोनो क्षयोपशम पण अर्थी आत्मा साधी ज ले छे. एवी जातिना क्षयोपशमथी विशिष्ट विवेकने पामेलो

આત્મા, ઘણી સહેલાઈથી શ્રી જિનેશ્વરદેવના ધર્મને પામે છે.

## મધ્યસ્થતા કેવી હોય ?

આજે એવા પણ આત્માઓ આપણી દૃષ્ટિમાં આવે છે, કે જેઓ ધર્મના અર્થી હોવા છતાં પણ, સર્વ ધર્મોને સમાન માનવાની વિપરીત જાતિની લતે ચઢી જવાથી, સાચા-ખોટાનો વિવેક કરવાની વાતનો જ ઈનકાર કરે છે. એવાઓ એવી માન્યતાએ ચઢી જાય છે કે-'સૌ પોતપોતાની દૃષ્ટિએ સાચા છે. કોઈને પણ આપણાથી ખોટા કહેવાય કેમ અને મનાય કેમ ?' એવા આત્માઓ સાચા-ખોટાનો વિવેક કરવાની ભાંજગડમાં પડવાનું પસંદ જ કરતા નથી અને એથી એવા આત્માઓનું અર્થિપણું પણ, જરૂરી ક્ષયોપશમ વિના, એળે જાય છે. એવાઓના અર્થિપણાને પણ મામુલી માનવાની ફરજ પડે છે. એવાઓનું અર્થિપણું વિપરીત ધ્યેયવાળું પણ હોઈ શકે છે. સાચાનો અર્થી આત્મા, જ્યાં સુધી સાચું-ખોટું ન સમજાય ત્યાં સુધી મધ્યસ્થ રહે એ વાસ્તવિક છે, પણ સાચું-ખોટું સમજાયા પછીથી પણ સાચા-ખોટા ઉભયમાં મધ્યસ્થી રહેવાની લતવાળા આદમીને તો, પછી મૂર્ખ અગર કદાગ્રહી જ માનવો રહ્યો. ન્યાયાસનને દીપાવવાવાળા મધ્યસ્થ જ હોય છે. મધ્યસ્થતા તો ન્યાયાસનને દીપાવનારાઓનો અલંકાર છે. મધ્યસ્થતા રૂપ અલંકાર વિનાના આત્માઓ જો ન્યાયાસનને પચાવી પડે છે, તો તેઓ ન્યાયના સંરક્ષક નહિ બનતાં, તેના ખૂની જ બને છે. ન્યાયાસનને સાચી રીતિએ દીપાવનારાઓ તેઓને જ કહી શકાય, કે જેઓ ગમે તે જોખમે પણ પોતાના મધ્યસ્થતા રૂપ અલંકારને સાચવનારા

જ હોય. એવાઓ પણ, સાચા-ખોટાને સમજી ગયા પછી પણ જો સત્યનું સમર્થન કરીને અસત્યનું ઉન્મૂલન કરનારા અથવા તો અસત્યના ઉન્મૂલન પૂર્વક સત્યનું સમર્થન કરનારા નથી બનતા, તો ન્યાયાસને બેસવાને માટે લાયક રહી શકતા નથી. એ જ રીતિએ, જેઓ સાચા-ખોટાનો વિવેક નહિ કરવા જોગી અગર તો સમજાવા છતા પણ ખોટાને ખોટુ અને સાચાને સાચું નહિ માનવા જોગી મધ્યસ્થતાના પૂજારી બની જાય છે, તેઓ સાચી કોટિના સત્યના કે ધર્મના અર્થી હોતા જ નથી. અર્થી આત્માઓ મધ્યસ્થ હોવા જોઈએ-એમા બે મત નથી, પણ એવાઓ એવા મધ્યસ્થ તો ન જ હોવા જોઈએ, કે જેથી તેઓ સત્ય અને અસત્યનો, ધર્મ અને અધર્મનો, ગુરૂ અને અગુરૂનો, દેવ અને અદેવનો વિવેક કરવાની વૃત્તિથી જ દૂર ભાગનારા હોય. જેઓના અંતરમા સુદેવ અને કુદેવનો, સુગુરૂ અને કુગુરૂનો તથા સુધર્મ અને કુધર્મનો વિવેક કરવાની વૃત્તિ જ નથી, તેઓમાં અર્થિપણું હોય તો પણ, તે નિષ્ફળ બનવાને જ નિર્માયેલું છે. એટલુ જ નહિ, પણ એવું અર્થિપણું એવાઓને જીવનભર સુદેવની સાચી શ્રદ્ધાપૂર્વકની સેવાથી, સુગુરૂની એક ચિત્તવાળી ઉપાસનાથી અને સુધર્માનુષ્ઠાનના વિધિપૂર્વકના સુઆચરણથી વંચિત જ રાખે છે આવું અર્થિપણું મળવાથી, લાભ મળવાને સ્થાને અલાભ જ મળે છે. આ જ કારણે, અનંત ઉપકારિઓ ગાઢ મિથ્યાદૃષ્ટિ આત્માઓના ગુણોને, સાચા ગુણોની કક્ષામાં મૂકતા જ નથી. એવા આત્માઓના ગુણો પણ એવાઓના અહિત માટે જ નિવડે છે. ગુણોનું ફલ મિથ્યાત્વની મંદતા વાળા આત્માઓ જ પામી શકે છે. જે આત્માઓમાં મિથ્યા-

ત્વની મંદતા નથી હોતી, એ બીચારાઓ કેટલાક કારમા અને સ્વ–પરના હિતને હાનિ પહોંચાડનારા દોષોને પણ ગુણો રૂપ માનીને સેવે છે. એવાઓ જ્યાં સુધી એવી દશાથી મુક્ત બનતા નથી, ત્યાં સુધી સાચા ગુણોને પામી શકતા જ નથી.

વિવેક વિના ધર્મપ્રાપ્તિ નથી :

સામાન્ય જનોની વાત તો દૂર રહી, પણ કેટલાક ધર્માચાર્ય ગણાતાઓ પણ, મધ્યસ્થતાના નામે ઉન્માર્ગને પોષનારા બની જતા જોવાય છે. વાસ્તવિક રીતિએ માર્ગને નહિ પામેલા, પામવા છતાં પણ હારી ગયેલા અથવા કારમી મહત્ત્વાકાંક્ષાથી રીબાતા ધર્માચાર્યો પણ, સત્યના ખૂન અને અસત્યના પ્રચારમાં મધ્યસ્થપણાના નામે સહાયક થાય છે, તો પછી બીચારા ગાઢ મિથ્યાત્વના ઉદયથી રીબાતાઓ, મધ્યસ્થતાના નામે આત્માને સદ્ધર્મથી વંચિત રાખે, એમાં આશ્ચર્ય જેવું પણ શું છે? સમજુ ગણાતા આત્માઓ સાચા–ખોટામાં મધ્યસ્થપણું તો જ ધરી શકે, કે જો તેઓ સત્ય કરતાં ય પોતાની જાતને કિંમતી માનતા હોય. આથી સ્પષ્ટ છે કે–મધ્યસ્થપણું એ ગુણ છે, પણ તે જાતના પૂજારીઓ માટે કે ગાઢ મિથ્યાદૃષ્ટિઓ માટે નહિ જ : કારણ કે–એવાઓ માટે તો એ પણ દોષ રૂપ બની જાય છે. આ જ એક હેતુથી, અનંત ઉપકારી આચાર્યભગવાન શ્રીમદ્ અકલંકસૂરીશ્વરજી મહારાજાએ ફરમાવ્યું કે–

'સત્ય અને અસત્ય તથા સુ અને કુનો વિવેક કરવાની શક્તિ વિનાનો આત્મા શ્રી જિનધર્મને પામતો નથી.'

એવા વિવેકની પ્રાપ્તિને માટે, દર્શન અને જ્ઞાનના આવ-

રણનો ક્ષયોપશમ અતિશય જરૂરી છે. જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીયના ક્ષયોપશમની પ્રાપ્તિને માટે, સત્ય અને અ સત્યનો વિવેક કરવાને પ્રયત્નશીલ બનવું જોઇએ. 'ધોળું એટલું દૂધ'-માનવાની અને 'જે દૂધ કહેવાય તે ભક્ષ્ય જ હોય'–એમ માનવાની વૃત્તિવાળા બની જવાથી, જેમ અકારણ મરવાનો પ્રસંગ આવી પડે છે, તેમ કહેવાતા દેવોને દેવ માની લેવાથી, કહેવાતા ગુરૂઓને ગુરૂઓ માની લેવાથી અને કહેવાતા ધર્મને ધર્મ માની લેવાથી, આત્માનું ભયંકર અ-હિત થાય, તેમાં નવાઈ પામવા જેવું નથી. દૂધ આદિ દુનિયા દારીની વસ્તુમાં ભૂલ થવાથી બગડે તો ય કદાચ એક જીવન બગડે, જ્યારે વિવેકના અભાવે તો ઘણું ઘણું બગડે. અ વિવેકાવસ્થામાં સઘળા ય દેવોને દેવ માનનારો, સઘળા ય ગુરૂઓને ગુરૂ માનનારો અને સઘળા ય ધર્મોને ધર્મ માન નારો ક્ષન્તવ્ય ગણાય છે: કારણ કે-મિથ્યાત્વથી પીડાતો હોવા છતાં પણ તે, સુદેવ અને કુદેવ, સુગુરૂ અને કુગુરૂ તથા સુધર્મ અને કુધર્મનો વિવેક કરવાનો તે વિરોધી નથી. એવો આત્મા, વિવેક કરવાની તાકાત આવે એવું જ્ઞાન મેળવવાનો પ્રયત્ન કરે, તો ક્ષયોપશમ પામી વિવેકયુક્ત બની જાય છે. વિવેકને પ્રાપ્ત કરવામાં સહાયક થાય–એવી ક્રિયાઓમાં ઉજ-માળ બનેલો એવો આત્મા, મિથ્યાત્વથી સહિત હોવા છતાં પણ, સુંદર વિવેકના માર્ગને પામી, એની સહાયથી મિથ્યાત્વનો પરાભવ કરી, અનંતજ્ઞાની શ્રી વીતરાગ પરમાત્માએ પ્રરૂપેલા ધર્મને પામી જાય છે. આથી એ સ્પષ્ટ છે કે–મનુષ્યપણું આર્ય ક્ષેત્ર આદિમાં મળવા માત્રથી અને ઉત્તમ કુલ, જાતિ, બલ, રૂપ, દીર્ઘ આયુષ્ય અને નિરોગી શરીર મળવા માત્રથી શ્રી

જિનેશ્વરદેવોએ પ્રરૂપેલા ધર્મની પ્રાપ્તિ થઈ જતી નથી. શ્રી જિનેશ્વરદેવોએ પ્રરૂપેલા ધર્મની પ્રાપ્તિને માટે તો, એ બધા ઉપરાંત સાચા–ખોટાનો અને સુ–કુનો વિવેક જોઈએ અને એ વિવેક દર્શનાવરણીય અને જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમ વિના શક્ય નથી. આથી, એ બધાને પામેલા પુણ્યાત્માએ, તે ઉત્તમ વિવેકને પમાડનાર ક્ષયોપ્રશમને પમાડનારી પ્રવૃત્તિમાં પ્રયત્નશીલ બનવું જ જોઈએ. એ પામ્યા પછી, સાચા–ખોટાનો અને 'સુ'–'કુ'નો વિવેક કરી, 'કુ'નો ત્યાગ કરવા માટે અને 'સુ'નો સ્વીકાર કરવા માટે સજ્જ થવુ જ જોઈએ. એ વિના, પરમ શુદ્ધ એવા શ્રી જિનધર્મની પ્રાપ્તિ શક્ય નથી.

વિવેકનો અપલાપ ન કરો :

જે આત્માઓ પોતાને ધર્મના અર્થી તરીકે મનાવે છે અને તેમ છતાં પણ સાચા–ખોટાના તથા 'સુ'–'કુ'ના વિવેકથી દૂર જ રહેવાને ઈચ્છે છે, તે આત્માઓની વિષમ દશા ખરેખર દયાપાત્ર છે. એક તરફ સત્યની પૂજાનો દાવો કરવો અને બીજી તરફ સાચા–ખોટાનો વિવેક કરવાની અરૂચિ બતાવવી, એ ખરેખર દંભને જ સૂચવે છે. એવાઓનો સત્યની પૂજાનો દાવો, સાચા–ખોટાનો વિવેક કરવાની તેમની અરૂચિથી, પાગળો બની જાય છે અને દંભ રૂપ પૂરવાર થઈ જાય છે. જેઓ સત્યની પૂજા કરવાની ઉત્કટ અભિલાષા ધરાવે છે, તેઓમાં સાચા–ખોટાના વિવેકની અરૂચિ હોઈ જ કેમ શકે? શુદ્ધ દેવની ઉપાસના કરવાને ઈચ્છતો આત્મા, સુદેવ અને કુદેવનો વિવેક કરવાની ના પાડે, એ તો બનવાજોગ

જ નથી. જેઓનાં જીવનો દોષોથી દૂષિત હોય, જેઓના ઉપદેશો વિવેકહીન હોય અને જેઓની મૂર્તિઓ રાગાદિનાં ચિહ્નોથી કલંકિત હોય, તેઓને દેવો તરીકે માનવાનું કે પૂજવાનું મન તો તેને જ થાય, કે જે અઢાર દોષોથી રહિત, શુદ્ધ મોક્ષમાર્ગના પ્રરૂપક અને રાગાદિ ચિહ્નોથી અકલંકિત મૂર્તિવાળા શુદ્ધ દેવના સ્વરૂપ આદિથી અજ્ઞાત હોય. શુદ્ધ દેવના સ્વરૂપને જાણવાનો દાવો કરનારો અશુદ્ધ દેવોની ઉપાસનામાં પણ રાચે, તો માનવું કે–એ બીચારો ગાઢ મિથ્યાત્વના રોગથી રીબાતો આત્મા છે. શુદ્ધ દેવના સ્વરૂપ આદિથી જેઓ સુપરિચિત હતા અને જેઓ સમભાવમાં સદા ઝીલ્યા કરતા હતા, એવા પણ મહર્ષિઓએ, સુદેવનો અને કુદેવનો ખ્યાલ આપતાં સ્પષ્ટ શબ્દોમાં ગાયું છે કે–

" ઓરનમેં હૈ કષાય કી કાલિમા, સો કયું સેવા લાગ."
" રાજહંસ તું માન સરોવર, ઓર અશુચિરૂચિ કાગ;
વિષયભુજંગમ ગરૂડ તું કહીયેં, ઓર વિષયવિષનાગ"
" ઓર દેવ જલછિલ્લર સરિખે, તું તો સમુદ્ર અથાગ;
તું સુરતરૂ જગવછિતપૂરન, ઓર તો સુકે સાગ."

આવા સ્પષ્ટ ભાવને પ્રગટ કરતાં કવનો પણ જેઓને કરડે, તેઓ–'શુદ્ધ દેવની ઉપાસનાના રાગી છે.'–એ વાત માનવી, એ પણ મહા મૂર્ખાઈ છે. શુદ્ધ દેવના સાચા ઉપાસકો, કોઈના પણ નિન્દક ન હોય એ બને, પણ તેઓ અવસર પામીને શુદ્ધ અને અશુદ્ધનું સ્વરૂપ પ્રકાશિત કરનારા ન હોય, એ તો કેમ જ બને ? વિવેકિઓ તો છતી શક્તિએ અને આવશ્યકતા હોવા છતાં પણ, સત્યના સમર્થક અને

અસત્યના ઉન્મૂલક ન બને, તો સત્યના અર્થી આત્માઓને સત્યની પ્રાપ્તિ પણ કયાંથી થાય ? સૂર્ય જો અંધકારનો નાશક ન હોય, તો ચક્ષુને પામેલા પણ આંધળા જેવા જ રહે. આ વાત કદી પણ બને જ નહિ, પણ માધ્યસ્થ્યના નામે ઘણા ય આત્માઓ આવી જાતિના વિવેકનો અપલાપ કરવામાં બુદ્ધિમત્તા સમજે છે. એવા નિર્વિવેકિઓ ખોટાને ખોટા તરીકે સમજવા તૈયાર જ નથી હોતા. એવાઓને તો કુદેવોનાં વર્ણનો પણ ગમે, કુગુરૂઓના વર્ણનો પણ ગમે અને કુધર્મોનાં વર્ણનો પણ ગમે. એવાઓ તો માને કે-કુદેવો, કુગુરૂઓ અને કુધર્મોની સેવાથી પણ પોતાના આત્માનુ હિત થઈ શકે. કોઈને, આયુષ્ય બળવાન હોવું-એ આદિ કારણે, વિષભક્ષણ પણ રોગનાશક બની ગયુ, એ ઉપરથી ' વિષભક્ષણ પણ રોગનાશક છે '-એમ જ લાગવા માંડયું અને એ જ વસ્તુ હૃદયમાં સ્થિત થઈ ગઈ. એવાઓ જેમ પોતે મરે અને અન્ય પણ અવિવેકિઓને મારે, એ જ રીતિએ દેવ, ગુરૂ અને ધર્મના સમ્બન્ધમા પણ વિવેકની અપેક્ષા નહિ રાખનારા અને 'સુ'-'કુ'નો વિવેક કરવો જ જોઈએ-એવું માનવાને તૈયાર નહિ થનારા આત્માઓ, કદી પણ શ્રી જિનેશ્વરદેવોએ પ્રરૂપેલા ધર્મને પામતા નથી.

શંકા આદિનો ત્યાગ કરવો જોઇએ :

હવે આગળ ચાલતાં, અનંત ઉપકારી આચાર્યભગવાન શ્રીમદ્ અકલંકસૂરીશ્વરજી મહારાજા એ વાતને ફરમાવે છે કે-

" પુણ્યના ઉદયથી ઉત્તમ સામગ્રીને પામેલો આત્મા, દર્શન-જ્ઞાનના આવરણના ક્ષયોપશમથી વિવેકને પામ્યો અને

એ વિવેકના સુપ્રતાપે એ શ્રી જિનધર્મને ય પામ્યો : પણ શ્રી જિનધર્મને પામ્યા પછી પણ, એ આત્માએ એ પ્રાપ્તિને સુસ્થિર બનાવવાને માટે, એવી સ્થિતિ અને એવી દશા તથા એવા સુંદર વાતાવરણમાં રહેવું જોઇએ, કે જેથી દર્શનમોહનીય કર્મ આત્મા ઉપર સત્તા ન મેળવી જાય : કારણ કે–શ્રી જિનધર્મને પામીને પણ, દર્શનમોહનીય કર્મના ઉદયથી થતી શંકા આદિથી કલુષિત મનવાળો થયેલો આત્મા, ગુરૂવચનને સદ્દહતો નથી જ."

આથી સમજી શકાશે કે–દર્શન અને જ્ઞાનના આવરણનો ક્ષયોપશમ થવાથી પ્રાપ્ત થયેલા વિવેકના પ્રતાપે સમ્યક્ત્વ રૂપ શ્રી જિનધર્મની પ્રાપ્તિ થયા પછીથી પણ, એની રક્ષા માટે આત્મા જો સાવધ ન બને, તો તે 'દર્શનમોહનીય' કર્મના ઉદયમાં સપડાઈ જાય છે અને એથી એવો આત્મા શંકાદિ દોષોમાં ફસીને, પરમ તારક સદ્ગુરૂના વચન ઉપરની જે શ્રદ્ધા, કે જે આત્માને સન્માર્ગમાં આણનાર, સ્થિર કરનાર અને આગળ વધારનાર છે, તેનાથી પરવારી બેસે છે. આવા આત્માને, પુનઃ અવિવેકી બનીને ધર્મહીન બનતાં વાર લાગતી નથી. આ જ કારણે, ઉપકારિઓ ફરમાવે છે કે–શુદ્ધ સમ્યક્ત્વના અર્થિએ શંકા આદિ પાંચ દોષો, કે જે સમ્યક્ત્વના અતિચારો છે, તેનાથી દૂર જ રહેવું જોઇએ : અને કદાચ તે મિથ્યાત્વમોહનીય કર્મના ઉદયથી થવા લાગે, તો અનંતજ્ઞાનિઓએ બનાવેલા ઉપાયો દ્વારા, તેને વર્જવાના પ્રયત્નમાં લાગી જવું જોઇએ. 'શંકા' આદિ પાંચ અતિચારો શું કરે છે અને એ વસ્તુ શી છે ?–આ વસ્તુનું સ્પષ્ટીકરણ કરતાં, એક સ્થળે અનંત ઉપકારી આચાર્યભગવાન ફરમાવે છે કે–

" अतिचरति-मालिन्योत्पादनेन सम्यक्त्वमुद्रां लङ्घयति यैस्तेऽतिचाराः, मिथ्यात्वमोहनीयकर्मोदयादात्मनोऽशुभपरिणाम-विशेषाः । "

પરમ ઉપકારી આચાર્યભગવાન સમજાવે છે કે-જે શંકા આદિના યોગે આત્મા મલિનપણાને ઉત્પન્ન કરવા દ્વારા સમ્યક્ત્વની મુદ્રાને લંઘે છે, તે અતિચારો કહેવાય છે અને તે છે-મિથ્યાત્વમોહનીય કર્મના ઉદયથી થતા આત્માના અશુભ પરિણામવિશેષો. આ અતિચારો, આત્મા પાસે સમ્યક્ત્વની મુદ્રાને લંઘાવે છે. એ દર્શનમોહનીય કર્મના ઉદયથી થાય છે. દર્શનમોહનીય કર્મના ઉદયથી નહિ બચનારો આત્મા, શંકા આદિથી કલુષિત મનવાળો થઈ, ગુરૂના વચનથી ખસવાનો અને પરિણામે પટકાયા વિના રહેવાનો નહિ જ અને એથી પુનઃ એની સંસારની મુસાફરી વધવાની, એ વાત નિર્વિવાદ છે.

લોકોત્તર મિથ્યાત્વનો સમાવેશ કાંક્ષા અતિચારમાં થઈ શકે :

આ શંકા વિગેરે પાંચ અતિચારોના સ્વરૂપને સમજનારો અને સમજીને તેનાથી અલગ રહેવાને માટેની કાળજીને રાખનારો આત્મા જ, પોતાના સમ્યક્ત્વની સુરક્ષા કરી શકે છે. શ્રી જિનેશ્વરદેવો, કે જે રાગ, દ્વેષ અને મોહ આદિ દોષોના ક્ષયથી સાર્વ અને સર્વશ્રેષ્ઠ આપ્ત બનેલા છે, તેઓના વચનમાં શંકા કરવી, ધર્મક્રિયાના ફલમાં શંકા રૂપ અથવા તો સાધુઓની જુગુપ્સા રૂપ વિચિકિત્સા કરવી, પાખંડિઓનો પરિચય કરવો અને પાખંડિઓની પ્રશંસા કરવી, એ જેમ સમ્યક્ત્વની મુદ્રાને લંઘાવે છે, તેમ કાંક્ષા પણ

સમ્યક્ત્વમુદ્રાને લંઘાવે છે. આ 'કાંક્ષા' નામના અતિચારનું સ્વરૂપ જો બરાબર સમજાઇ જાય, તો લોકોત્તર મિથ્યાત્વની અને લૌકિક મિથ્યાત્વની મુંઝવણ આપોઆપ ટળી જાય એવી છે. આ 'કાંક્ષા' નામના અતિચાર ઉપર જોઈતો ખ્યાલ નહિ આપવાથી, લોકોત્તર મિથ્યાત્વને કયાં નાખવું, એનો સમાવેશ કયા અતિચારમાં કરવો, એની કેટલાકને મુંઝવણ થાય છે. આ મુંઝવણના પ્રતાપે, તેઓ એમ માને છે કે–' આ લોકના પૌદ્ગલિક સુખ માટે શ્રી વીતરાગદેવ અને સદ્દગુરૂની ઉપાસના કરવી, એ લોકોત્તર મિથ્યાત્વ છે, એમ માનીએ તો શ્રી આચાર્યભગવાન આદિ ધર્મની રક્ષા માટે જે કાઉસગ્ગ આદિ કરે છે, તેને પણ લોકોત્તર મિથ્યાત્વ માનવું પડે અને એ તો મનાય નહિ, માટે એવી ક્રિયાઓને દ્રવ્યક્રિયા માનવી પણ લોકોત્તર મિથ્યાત્વ નહિ માનવું.' આવી આવી અનેક કલ્પનાઓ કરી, અનેક વસ્તુઓમાં નહિ લખવાનું અને નહિ બોલવાનું એવાઓ દ્વારા લખાય છે અને બોલાય છે અને એથી અનેક ભદ્રિક આત્માઓ મુંઝાય છે. એ માટે 'કાંક્ષા' નામના અતિચારને એવાઓએ બરાબર સમજી લેવા જેવો છે સમજુઓએ ભૂલને સુધારવાને માટે સમજવા જોગું સમજવાનો પ્રયત્ન કરવામાં સહજ પણ નાનમ નથી. જેઓ અન્યોને–" ભૂલને તત્ત્વરૂપે ઓળખાવનાર શત્રુના પણ ઉપકારના બદલામાં ઓછામાં ઓછું શત્રુભાવને ભૂલવા જેટલું તો તૈયાર રહેવું જ ઘટે ! મસ્તકને છેદવા ઇચ્છતો શત્રુ પણ ભૂલ કાઢે તે ભૂલ રૂપે જ હોય, તો તેનો પણ ઉપકાર વાળવા જેવી તૈયારી થશે ત્યારે તો બાળ- પણ બતાવાએલી ભૂલને ભયંકર માનીને સુધારવાનું

માનસ પણ ઘડાશે!"—આવા પ્રકારનો ઉપદેશ આપે, તેઓએ તો પોતાની ભૂલને સમજવાને માટે સજ્જ બનવું જ જોઈએ અને ભૂલ ભૂલ તરીકે સમજાયા પછી, તેનો પશ્ચાત્તાપપૂર્ણ સુધારો કરી, પોતાના અને પરના રૂંધાએલા હિતકર માર્ગને એકદમ ખૂલ્લો કરી દેવો જોઈએ. નયાભાસથી પ્રવર્તેલાં અને એ જ કારણે કુત્સિત બની ગયેલાં એવાં પર-દર્શનોમાંના એકને કે સર્વને, શ્રી જિનેશ્વરદેવોનું દર્શન, કે જે સઘળા ય સુનયોનો પોતામાં સમાવેશ કરે છે, તેની સમાન માનવાની વૃત્તિ-એ જેમ 'કાંક્ષા' નામના અતિચારમાં જ સમાય છે, એ રીતિએ અનંત ઉપકારિઓ ફરમાવે છે કે—

"ऐहिकामुष्मिकान् सुखादीनर्थान् कांक्षतः कांक्षा मन्तव्या, इयमपि सम्यक्त्वातिचाररूपैव, तीर्थकरप्रतिपिद्धाचरणस्वरूपेन तन्मालिन्यहेतुत्वात्"

કહેવાનો ભાવ એ છે કે-આ લોક સંબંધી અને પરલોક સંબંધી સુખાદિ અર્થોની આકાંક્ષા કરતા આત્માને પણ 'કાંક્ષા' માનવી: કારણ કે-એવી કાંક્ષા પણ સમ્યક્ત્વના અતિચાર રૂપ જ છે. એનું કારણ એ છે કે-એવી કાંક્ષા એ શ્રી તીર્થંકરદેવોએ જે વસ્તુનો પ્રતિષેધ કર્યો છે એના આચરણસ્વરૂપ છે અને એ જ કારણે, એવી કાંક્ષા સમ્યક્ત્વના મલિનપણામાં હેતુભૂત છે.

કાંક્ષાનું આ સ્વરૂપ જો ધ્યાનમા આવી જાય, તો ઉપકારિઓએ ફરમાવ્યા પ્રમાણે લોકોત્તર મિથ્યાત્વને માનવામાં આનાકાની કરવાનું કાંઈ જ કારણ નથી. ઉપકારિઓના આ કથનને પણ નહિ માનતાં, પોતાની સ્વચ્છન્દી કલ્પનાઓથી એની સામે ચેડાં કરવાં, એ તો ભયંકર પાપાચરણ છે. ધર્મને

પામ્યા પછીથી પણ, જો આત્માએ ધર્મમાં સુસ્થિર રહેવું હોય, જીવનભર એની આરાધનામાં ઉજમાળ રહેવું હોય અને વહેલામાં વહેલું શિવપદ સાધવું હોય, તો દર્શનમોહનીયનો ઉદય ન થઈ જાય-એવા વાતાવરણમાં અને એવી દશામાં રમવું જોઈએ: અન્યથા, અયોગ્ય વાતાવરણ અથવા તો અયોગ્ય દશાને આધીન થઈ જવાથી જો દર્શનમોહનીયનો ઉદય થઈ ગયો, તો શંકા આદિ દોષો પ્રસાર પામવાના, એથી મન કલુષિત થવાનું અને પરિણામે જે તારકનાં વચનોથી સન્માર્ગને પામ્યા હશો, તે જ તારકના વચનો પ્રત્યે અરૂચિ જાગવાની એ રીતિએ શ્રી જિનવચનની રૂચિ જવાથી અને શ્રી જિનવચનની અરૂચિ થવાથી, પામેલા ધર્મને હારી જવાશે અને સંસારમા રૂલવાનુ ચિરકાલ માટે ચાલુ રહેશે

જ્ઞાનાવરણીયના ઉદયથી

હવે માનો કે-દર્શનમોહનીયના સુંદર ક્ષયોપશમ આદિના પ્રતાપે નિર્મલ સમ્યક્ત્વની આત્માને પ્રાપ્તિ થઈ છે અને એ શુદ્ધ દર્શનગુણમાં રમતો આત્મા સદ્ગુરૂના વચનને યથાસ્થિતપણે સદ્દહે છે. આમ છતાં પણ, આચાર્ય ભગવાન શ્રીમદ્ અકલંકસૂરીશ્વરજી મહારાજ ફરમાવે છે કે-એવો નિર્મલ સમ્યક્ત્વને ધરનારો આત્મા પણ જ્ઞાનાવરણીયના ઉદયથી, સદ્ગુરૂ દ્વારા કહેવાતું સમજી શકતો નથી. શુદ્ધ સમ્યક્ત્વની પ્રાપ્તિ થવા છતાં પણ, જ્ઞાનાવરણીયનો ઉદય આત્માને વસ્તુસ્વરૂપને સમજવા દેતો નથી આવા સમયે મુંઝાવું ન જોઈએ, પણ જ્ઞાનાવરણના ક્ષયોપશમને સાધવાને માટે જે વસ્તુઓ અનંત ઉપકારિઓએ વિહિત કરેલી છે, તે વસ્તુઓના આસેવનમાં આત્માએ ઉજમાળ બનવું જોઇએ.

ચારિત્રમોહનીયનો ઉદય:

મનુષ્યપણાને આર્ય ક્ષેત્ર આદિમાં પામવું મુશ્કેલ છે: એમાં પણ બલ, રૂપ, દીર્ઘ આયુષ્ય અને આરોગ્ય મળવું મુશ્કેલ છે: એ મળ્યા પછી પણ, શ્રી જિનધર્મની પ્રાપ્તિ માટે જરૂરી વિવેકની પ્રાપ્તિ થવી એ એથી પણ મુશ્કેલ છે: એ મળ્યા પછી પણ સદ્‌ગુરૂના વચન પ્રત્યેનો સાચો સદ્‌ભાવ પ્રગટવો અને શ્રી જિનધર્મની પ્રાપ્તિ થવી મુશ્કેલ છે શ્રી જિનધર્મની પ્રાપ્તિ થયા પછી, દર્શનમોહનીયનો ઉદય થાય નહિ એવી દશા આદિમા રહી, સદ્‌ગુરૂના વચન પ્રતિનો સાચો સદ્‌ભાવ અવિરતપણે ટકી રહેવો, એ એથી પણ મુશ્કેલ છે: અને એ હોવા છતા પણ, જ્ઞાનાવરણીયનો ઉદય આત્માને સદ્‌ગુરૂના વચનનો ભાવ સમજવામાં વિઘ્ન કરે છે. આથી આગળ વધીને, હવે અનંત ઉપકારી આચાર્યભગવાન શ્રીમદ્ અકલંકસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે—આરાધના આદિના પ્રતાપે આત્મા જ્ઞાનાવરણીયના પણ તેવી જાતિના શુદ્ધ ક્ષયોપશમને પામ્યો હોવાથી, પોતે કથિતને સમજે છે એટલુ જ નહિ, પણ સમજેલાને પોતે પણ સદ્દહે છે અને અન્યને તેનો બોધ પણ કરે છે. આ રીતિએ સમ્યક્ત્વના યોગે શુદ્ધ શ્રદ્ધા અને જ્ઞાનાવરણના ક્ષયોપશમથી સમજવાની અને અન્યોને સમજાવવાની શક્તિ આત્માને પ્રાપ્ત થાય છે, પણ 'ચારિત્રમોહનીય' કર્મ એવું હોઈ શકે છે, કે જેના ઉદય રૂપ દોષના પ્રતાપે, પોતે સંયમને ન કરી શકે. શ્રદ્ધા અને જ્ઞાનની હાજરી હોવા છતાં પણ, ચારિત્રમોહનીયના ઉદયમાં એ સામર્થ્ય છે કે—શ્રદ્ધા અને જ્ઞાનથી સંપન્ન આત્માને પણ તે સંયમધર બનવા દે નહિ.

વસ્તુઓ મુક્તિની સાધનાને માટે જરૂરી તરીકે દર્શાવવામાં આવી, એ બધીએ ક્રમસર આ દશ દૃષ્ટાન્તોથી દુર્લભ છે, માટે આવી દશ દશ દૃષ્ટાન્તોથી દુર્લભ એવી મનુષ્યપણુ આદિ વસ્તુઓને પામીને, હે ભવ્ય જીવો ! તમે શ્રી જિનેંદ્રોના શ્રેષ્ઠ ધર્મને કરો અને તેમ કરીને તે સર્વને સફલ કરો."

આથી સ્પષ્ટ છે કે–આર્ય ક્ષેત્રમાં મનુષ્યપણુ આદિને પામીને, તેની સફળતાને માટે, શ્રી જિનેંદ્રોના ધર્મની આરાધના જ એક આવશ્યક છે: કારણ કે–શ્રી જિનેંદ્રોના શ્રેષ્ઠ ધર્મની આરાધના વિના, શિવસુખની પ્રાપ્તિ શકય જ નથી મનુષ્યભવ આદિ સઘળી ય વસ્તુઓ દશ દશ દૃષ્ટાન્તે દુર્લભ છે. મનુષ્યભવ આદિની દુર્લભતાને દર્શાવવાને માટે, શાસ્ત્રોમાં સ્થળે સ્થળે દશ દૃષ્ટાન્તો દર્શાવવામાં આવે છે. એ દશ દૃષ્ટાન્તોને પણ આપણે અહીં ટૂંકમા જોઇ લઈએ

૧–ચોલ્લક દૃષ્ટાન્ત.

'ચોલ્લક'ને દેશી ભાષા દ્વારા ભોજન કહેવાય છે. ભોજનથી ઉપલક્ષિત દૃષ્ટાન્તને પણ 'ચોલ્લક' તરીકે ઓળખાવવામાં આવેલ છે. એ મુજબ, સઘળાં ય દૃષ્ટાન્તોને માટે સમજવાનું છે. પહેલુ ચોલ્લક દૃષ્ટાંત એવી રીતિએ કહેવાય છે કે–

આ ભારત નામના ક્ષેત્રમાં કામ્પિલ્ય નામનું એક નગર હતું. એ નગરના રાજાનું નામ 'બ્રહ્મ' હતું. એ રાજાને ચુલની નામની પ્રિયા હતી. ચુલની નામની પ્રિયાથી 'બ્રહ્મ' રાજાને ચક્રવર્તિ થનારો પુત્ર થયો હતો અને એ પુત્રનું નામ 'બ્રહ્મદત્ત' પાડવામાં આવ્યુ હતું. 'બ્રહ્મ' રાજા મરણ પામ્યા બાદ, 'ચુલની' કે જે 'બ્રહ્મદત્ત'ની માતા છે, તેણી

'દીર્ઘ' નામના રાજા સાથે રક્ત બની આ વાત કોઈ પણ પ્રકારે 'બ્રહ્મદત્ત'ના જાણવામાં આવી અને એણે વ્યંગ રીતિએ એ બેયને સમજાવવાનો પ્રયત્ન આદર્યો એ પ્રયત્નનું પરિણામ વિપરીત આવ્યું. બાળ હોવાથી 'બ્રહ્મદત્ત'ને 'દીર્ઘ' રાજાના ભયથી ભાગવું પડ્યું અને તે પોતાના મિત્ર 'વરધનુ' સાથે ભાગ્યો. આ નાશભાગના સમયમાં, 'બ્રહ્મદત્ત' પોતાના તે મિત્રથી પણ વિખૂટો પડી ગયો. આવી વિપત્તિની અવસ્થામાં રહેલો પણ 'બ્રહ્મદત્ત' આકૃતિથી છુપાવ્યો છૂપતો ન હતો. 'આ સુંદર આકૃતિવાળો પુરૂષ છે, માટે કોઈ મહાન હોવો જોઈએ.'–એવી માન્યતાથી, એક બ્રાહ્મણ જાતિના કાર્પટિકે, બ્રહ્મદત્તની એ દુઃખદ અવસ્થામાં ખરેખરો મિત્રભાવ ભજવ્યો. તે એવો મિત્ર બન્યો કે–પોતાના મિત્રપણાથી તેણે 'બ્રહ્મદત્ત'ને વશ કરી લીધો. તે પણ 'બ્રહ્મદત્ત'ના સુખમા સુખ અને દુઃખમા દુઃખ માનતો હતો. તેની વિનયભરી આરાધનાથી 'બ્રહ્મદત્ત' એવો વશ બન્યો હતો, કે જેથી છૂટા પડતા તેના અંતરમાં એ વિચાર આવ્યો કે–"મને આપત્તિમા સહાય કરનાર આ ખરેખર સર્વ પ્રકારે મારા માટે પરમોપકાર કરવા લાયક છે, કારણ કે–પરોપકારના રહસ્યને સમજનારા કવિઓએ કહ્યું છે કે–બે પુરૂષો આ પૃથ્વીને ધરે અથવા તો બે પુરૂષો દ્વારા આ પૃથ્વી ધારણ કરાયેલી છે: એ બે પુરુષોમા એક તો એ છે કે–જેની મતિ ઉપકારમા છે અને બીજો એ છે કે–જે પોતાના ઉપર થયેલા ઉપકારને ભૂલતો નથી."

આ વિચારના પરિણામે, બ્રહ્મદત્તે તે પોતાની આપત્તિ સમયે સહાય કરનાર મિત્રને કહ્યુ કે–"જ્યારે તું સાભળે

કે-' બ્રહ્મદત્ત રાજા બન્યો.'-ત્યારે તારે મારા સ્થાને આવવું, કે જેથી હું તારું ઉચિત કરી શકું."

આ વાતને સ્વીકારીને તે બ્રાહ્મણ પોતાના સ્થાને ગયો. આ પછી ' બ્રહ્મદત્ત ' પણ ચક્રવર્તી રાજા બન્યા અને તેમનો રાજ્યાભિષેક થયો. એ રાજ્યાભિષેકના સમયે તે બ્રાહ્મણ પણ આવ્યો: પણ રંકપણાના પ્રતાપે તે રાજાના દર્શનને પામી શકતો ન હતો. આથી તેણે પોતાની બુદ્ધિથી રાજાના દર્શનનો ઉપાય શોધ્યો.

" કાંઈ સારાપણું તો મારામાં છે નહિ, કે જેથી હું રાજાના દર્શનને પામી શકું: એટલે મારે કાંઈક એવું આચરવું, કે જેથી હું રાજાના દર્શનને પામી શકું." -

—આવા વિચારના યોગે, તેણે ઉકરડા આદિ સ્થાનોએ પડેલાં અતિશય જીર્ણ થયેલાં પગરખાં મેળવીને, તેની એક માળા બનાવી અને વંશના અગ્રભાગે લટકાવી. આવા પ્રકારની જુતાંની ધ્વજા લઈને તે નીકળ્યો.

હવે રાજા જ્યારે બહાર નીકળ્યા, ત્યારે તે ગરીબ બ્રાહ્મણ પણ પોતાની બનાવેલી જુતાંની ધ્વજાને લઈને ધ્વજવાહકોની મધ્યમાં પરિભ્રમણ કરે છે.

'આ કાંઈક અપૂર્વ છે.'-એમ જોઈને, પાસેનાઓને રાજાએ પૂછ્યું કે-'આ ધ્વજ કોનો છે?' પાસેનાઓએ કહ્યું કે-' દેવ ! ખબર નથી કે-આ ધ્વજ કોનો છે!'

આથી, રાજાએ તેને બોલાવ્યો અને બરાબર જોવાથી ઓળખ્યો. ઓળખતાંની સાથે જ, રાજા હાથી ઉપરથી નીચે ઉતર્યો. ઉતરીને આદરપૂર્વક સ્નેહથી રાજા તેને ભેટ્યો અને કુશળપણું પૂછ્યું.

આવો મોટો ચક્રવર્તી રાજા પણ, એક સામાન્ય ઉપકારી માણસનો પણ આ રીતિનો સત્કાર કરે છે, એ સામાન્ય વાત નથી : પણ ઉપકારિઓ ફરમાવે છે કે–' અતિશય પ્રસારને પામેલી લક્ષ્મી પણ મોટા માણસોના મનને તરલ બનાવી શકતી નથી.'

એ જાતિની મોટાઈના પ્રતાપે જ, તે ચક્રવર્તિએ જૂનાં જુતાંઓની ધ્વજા લાવનારને સીધો જ શિક્ષાનો હુકમ નહિ ફરમાવતાં, તેને પોતાની પાસે બોલાવ્યો અને ઓળખતાંની સાથે જ સુંદર સન્માન કર્યું.

સન્માન માત્રથી રાજા તેને રવાના નથી કરતા, પણ પોતે તેને શું કહ્યું હતું-તે પણ યાદ હોવાથી, તેનું પાલન કરવાને માટે, તે ચક્રવર્તી રાજા, રંક એવા તે બ્રાહ્મણને કહે છે કે–'હે મહાશય! તારી ઈચ્છા હોય તે માગ. જે માગે તે હું તને આજે આપું.' ખરેખર, પ્રતિપન્નનું પાલન, એ તો સુપુરુષોનું જીવન છે.

આ રીતિએ રાજાએ તેને ઈચ્છિત માગવાનું કહ્યું, ત્યારે તેના ઉત્તરમાં તે ગરીબ બ્રાહ્મણે રાજાને કહ્યું કે–' હે વિભો! હું મારી પ્રિયાને પૂછીને માગીશ.'

ખરે જ, ગરીબોનું ભાગ્ય પણ ગરીબ જ હોય છે. પોતે માગી શકે તેવો હતો, પણ સ્ત્રીની એટલી આધીનતામાં હતો એટલે સ્ત્રીને પૂછીને જ માગવાના વિચારનો તે હતો. તેની સ્ત્રી વળી પોતાનો જ સ્વાર્થ જોનારી હતી.

રાજાએ હસીને કહ્યું કે–' સારૂં જા, તારી સ્ત્રીને પૂછીને તું જલદી આવ.' એટલે તે બ્રાહ્મણે પણ જઈને પોતાની સ્ત્રીને

પૂછયું કે-' હે પ્રિયે! ચક્રવર્તી તુષ્ટમાન થયા છે અને ઈષ્ટ આપે છે, માટે કહે કે-શું માગું?'

આ સાંભળીને સ્ત્રીએ વિચાર્યું કે-'વૃદ્ધિને પામેલો આ બ્રાહ્મણ, અત્યારે જે રીતિએ માને છે, તે રીતિએ પછી માનશે નહિ: કારણ કે-સમ્પત્તિના ઉત્કર્ષને પામેલો પુરૂષ પૂર્વના મિત્રોનો, પૂર્વની સ્ત્રીઓનો અને પ્રથમનાં ઘરોનો-એ ત્રણ વસ્તુઓનો ઉપઘાતક થાય છે. આથી એવું જ કાંઈ માગવાનું કહું, કે જેથી ઉત્કર્ષ થાય નહિ અને અમે સુખથી જીવી શકીએ.'

આ પ્રમાણે વિચારીને, તેણીએ પોતાના પતિને કહ્યું કે-' હે સ્વામિન્! સોનૈયાની દક્ષિણા સાથે આખાએ ભરતમાં ખુદ રાજાના ઘરથી માંડીને દરેક ઘેર એક દિવસ ભોજન કરવાનું માગો. આપણે નગર આદિના બહુ પરિગ્રહનું પ્રયોજન શું છે? એવા પરિગ્રહને મેળવીને, પછી એને સાચવવા આદિની આકુલતા કોણ ભોગવે?'

આ પરિગ્રહ પ્રત્યેના અરૂચિપણાથી નહોતું બોલાતું, પણ પોતાને દુ:ખમાં ન મૂકાવું પડે એ માટે બોલાતું હતું: પણ બ્રાહ્મણે તો, રાજાની પાસે જઇને, એ જ પ્રમાણેની માગણી કરી. બ્રાહ્મણની એવી માગણીને સાંભળીને રાજાને દુ:ખ થયું. રાજા કહે છે કે-

'તારી આ માગણી અતિ તુચ્છ છે, માટે હે વિપ્ર! અન્ય રત્ન આદિ માગ.'

હજાર રાણીઓને ઘેર, પછી બત્રીશ હજાર મહારાજાઓને ઘેર અને તે પછી સામંતો, મંત્રિઓ આદિને ઘેર તથા આ નગરમાં શ્રેષ્ઠિઓ અને સાર્થવાહો આદિનાં ઘેર, આ પ્રમાણે સર્વ નગર અને ગામ આદિમાં એમ યાવત્ સર્વ ભરતમાં ભોજન કરીશ અને તે પછી ફરીથી આપને ઘેર ભોજન કરીશ.'

આ સાંભળીને, રાજાએ તેને કહ્યું કે-' વિડમ્બના આય: આવી તુચ્છ માગણીથી શું ? હું તને મારો દેશ અને ભંડાર આપું અને તેથી તું સુખપૂર્વક છત્રની છાયામાં હસ્તિના શ્રેષ્ઠ સ્કંધ ઉપર બેઠો થકો ફરી-હરી શકશે અને આનંદ કરશે.' પણ બ્રાહ્મણે તો એ જ કહ્યું કે-' મારે એવા પરિગ્રહની જરૂર નથી. મને તો આટલાથી જ આનંદ છે.' આથી રાજાએ વિચાર્યું કે-' અહો, આ બ્રાહ્મણને કેટલી ભોજનની ગૃદ્ધિ છે ? અથવા તો જે જેટલા અર્થનું ભાજન હોય, તેને તેટલું જ મળે. વરસાદ ગમે તેટલો વરસે, તો પણ પાણી તો પાત્રના પ્રમાણમાં જ પાત્રમાં આવે. સરોવર ભરપૂર હોય, તો પણ કુતરું તો જીભથી જ ચાટે.' આવા આવા વિચારના અન્તે, રાજાએ તેની માગણીને સ્વીકારી.

પ્રથમ દિવસે તે બ્રાહ્મણને રાજાએ પોતાના ઘરે ભોજન કરાવ્યું. દક્ષિણામાં સોનૈયો અને વસ્ત્રયુગલ આપ્યું. એક સ્થાને એકલા ભોજનની માગણી છે, એક સ્થાને ભોજન અને એક સોનૈયાની માગણી છે અને એક સ્થાને ભોજન અને બે સોનૈયાની માગણી એમ પણ છે. આ રીતે, તે ગરીબ બ્રાહ્મણની માગણી મુજબ, કરેલા ઉપકારને નહિ ભૂલનારા રાજાએ, તે બ્રાહ્મણને ભોજન કરાવ્યું અને દક્ષિણા આપી. આ પછી તેણે માગણી મુજબ રોજ એક એક ઘરે

થાય, પણ 'નિરભ્રાન્તરિત' રાજા થશે: એટલે કે-મંત્રિના રૂપમા રાજા થશે."

આવી જાતિની પુત્રના હિતની ચિંતા કરનારા જો જૈન કુળમાં જન્મેલા સઘળા જ પિતાઓ હોય, તો શ્રી જૈન શાસન આ કાળમાં પણ કેટલું ઝગહળે? પણ આજે તો બહુલતયા સન્તાન આદિના સાચા હિતની ચિંતાએ દેશવટો લીધો હોય એવું દેખાય છે. 'પોતાનાં સન્તાનો દુર્ગતિમાં ન જાય'–આ ચિંતા તો, જૈન કુલોનો શણગાર છે આવી ચિંતા પ્રત્યેક જૈન કુળમા હોવી ઘટે. આ ચિંતા આજે લગભગ નષ્ટ થઈ ગઈ હોય, એવું અનુભવાય છે જો એમ ન હોત, તો આજે શ્રી જૈન શાસન કેવું અને કેટલું પ્રકાશમાન હોત? આરમ્ભ અને પરિગ્રહ આદિથી જૈનો ન ડરે, તો ડરે કોણ? આરમ્ભ અને પરિગ્રહને ઉપાદેય ગણવા રૂપ પ્રીતિ તો, જૈન માત્રમાં ન હોવી ઘટે. આરમ્ભનો અને પરિગ્રહનો તેને ઉપાદેય માનવા જોગો પ્રેમ, એ તો જૈનત્વના અભાવનું સૂચન છે. આ વાતની પણ મશ્કરી કરનારાઓ આજે જૈનની નામનાને ભોગવે છે, એ દુઃખદાયક છે. જૈનો એટલે તો વિરાગની મૂર્તિઓ. જૈન કુલમાં પ્રધાનપણે વૈરાગ્યનું જ વાતાવરણ હોવું જોઈએ, પણ આજે તો વૈરાગ્યની વાતો પણ ગણત્રીનાં જૈન કુલોમાં થતી હશે. વૈરાગ્યની વાતથી પણ અકળાનારા જૈનોએ તો, પોતાનાં કુલોને પણ જૈન મટાડી દીધા છે. જૈન કુલો તો, અજૈનોને પણ શ્રી જિનેશ્વરદેવના ધર્મ પ્રત્યે આકર્ષિત કરનારાં હોવા જોઈએ. એને બદલે મોટા ભાગના જૈન કુલો જ એ ધર્મથી વંચિત ગયાં હોય, એવી આજે દુર્દશા છે.

આવી દુર્દશાને ટાળવાને માટે, પ્રત્યેક જૈને, આ વા

આવા આદર્શોને નિરંતર સ્મરણમાં રાખવા જોઈએ. 'સંતાન તેના પાપોદયે દરિદ્ર બને એની પરવા નહિ, પણ તે સંસાર રસિક તો ન જ બનવાં જોઈએ.'—આવું ધ્યેય પ્રત્યેક જૈને હૃદયપટ ઉપર કોતરી રાખવું જોઈએ. આવા ધ્યેય વિનાના જૈનો, સંતાનોના હિત માટે યોગ્ય પ્રયત્નો આચરે એ શક્ય જ નથી આજની શિક્ષણપદ્ધતિ પણ આ ધ્યેયથી વિપરીત છે, છતાં એનો ઉપયોગ આનંદ અને ઉલ્લાસપૂર્વક થાય છે, એ જૈનપણા પ્રત્યેની બેદરકારીનું જ પરિણામ છે. ઘરમાં તો આજે બાળકોને ધર્મસંસ્કાર આપવાનું બંધ પ્રાયઃ બની ગયુ છે. માતા–પિતા સંતાનોને સાચાં જૈન બનવાની કેળવણી આપનારાં બને, તો તો ભાગ્યવાન સંતાનો જરૂર સાચાં જૈન બને. માતા–પિતા ચુસ્ત જૈન ન બને, જૈનાચારોનાં સાચાં પાલક ન હોય, તો સંતાનો ભાગ્યે જ પોતાના જૈનત્વને સ્થાપે. ભાડુતી માણસો ભાગ્યે જ જૈનત્વ સમર્પી શકે. સુંદર માતા–પિતાથી સુસંસ્કારોને પામેલાં બાળકો, ધર્મગુરૂના પરિચયમાં આવે જ અને એ પરિચયના પ્રતાપે જૈનત્વને પામી ચૂકેલા આત્માઓ, ગમે ત્યાં જાય તો પણ જૈનપણાને દીપાવ્યા વિના રહે નહિ.

આવા 'ચણક' નામના આદર્શ જૈનનો પુત્ર ચાણાક્ય, મુનિઓના કથન પ્રમાણે, બિમ્બાન્તરિત રાજા થયો. રાજા ચંદ્રગુપ્ત હતો, પણ રાજા તરીકેનુ જ 'ચાણાક્ય' મંત્રીશ્વરનું ચલણ હતું. એ ચાણાક્ય ચંદ્રગુપ્ત નરપતિના સાચા હિતચિંતક હતા અને ચંદ્રગુપ્ત પણ ચાણાક્યને પોતાના સાચા હિતચિંતક માની એમની સલાહ મુજબ જ ચાલનાર હતા.

કોઈ એક સમયે, રાજા ચંદ્રગુપ્તના ભંડારમાં દ્રવ્યનો

ઉપચય કરવાને માટે, ચાણાક્યે યંત્રપાશકો તૈયાર કર્યા. કોઈ કહે છે કે—એ પાશાઓ દેવે આપેલા હતા.

આ પછી, ચાણાક્યે એક પુરૂષને પાશા રમવાની રમત શીખવી. તે પછી તે પુરૂષ સેનૈયાનો થાળ ભરીને રમવા જતો અને લોકોને કહેતો હતો કે-'જે મને જીતે તે આખોએ સોનામહોરોનો થાળ લે અને જે હારે તે મને એક સોનૈયો આપે '

આ રીતિએ રમનો તે સૌને જીતતો હતો : કારણ કે—પાસા તેની ઈચ્છા મુજબ પડતા હતા અને લોકો પણ લોભના માર્યા રમતા હતા. આ રીતિએ પણ ચાણાક્યે રાજા ચંદ્રગુપ્તના ભંડારને સમૃદ્ધ કર્યો.

સંસારમાં આમ બનવુ એ સહજ હોઈ, આશ્ચર્ય પામવા જેવું નથી. સસારના રસિઆ આત્માઓ અથવા તો લોભ આદિમા પડેલા આત્માઓ, અકરણીય કાર્યો પણ આચરે છે. 'ચણક' જેવા આદર્શ જૈન પિતાના પુત્રે પણ આવી આવી અનેક કૂટ નીતિઓ જીવનમાં સ્વીકારી છે પુત્રને વૈરાગ્યવાસિત બનાવવાને માટે શક્ય કરવા છતાં પણ, તે જો મોહમય બનીને અયોગ્ય આચરણો કરે, તો એથી આદર્શ પિતા દોષપાત્ર નથી બનતો. સુંદર પિતાના પુત્રો અયોગ્ય કાર્ય કરનારા ન જ થાય, એવો નિયમ નથી. એમ છતાં પણ, પિતાએ જો યોગ્ય શિક્ષણ આપ્યું હોય છે, તો એ દોષથી મુક્ત બની જાય છે વધુમા, આટલું છતાં પણ ચાણાક્યે પ્રસંગે પ્રસંગે પોતાના જૈનપણાને જરૂર દીપાવ્યું પણ છે. સંસારની ગતિના પ્રતાપે, જો કે-તેણે સંસારની લીલા ઘણી કરી છે, આમ છતાં પણ તેનો સત્ય ધર્મ પ્રત્યેનો પ્રેમ પણ છૂપો રહ્યો નથી.

આ સ્થળે એ સઘળી વાતો કહેવાનો પ્રસંગ નથી. અહીં તો માત્ર એટલો જ પ્રસંગ છે કે–આવી રીતિએ પાશા ખેલનારને કોઈ જીતતો નથી. એવા પાશકને જીતવો એ શક્ય નથી : છતાં ય ઉપકારી મહાપુરૂષ ફરમાવે છે કે–

" દિવ્ય અનુભાવ આદિથી તે કોઈથી જીતાય પણ ખરો, પરન્તુ પ્રમાદથી જે આ મનુષ્યપણાને હારી જાય છે, તેની પ્રાપ્તિ તેને પુનઃ થતી નથી : અર્થાત્ એવા આદમીને જીતવો જેટલો દુર્લભ છે, તેના કરતાં પણ મનુષ્યજન્મની પુનઃ પ્રાપ્તિ થવી એ અતિશય દુર્લભ છે. "

<u>૩–ધાન્ય દૃષ્ટાન્ત</u>

ત્રીજું દૃષ્ટાન્ત ધાન્ય સંબંધી છે. આ દૃષ્ટાન્ત એક ઉપમિત દૃષ્ટાન્ત છે. એવી કલ્પના કરો કે–કોઈ એક દેવે આ ભરતક્ષેત્રમાં તલ, મગ, અડદ આદિ જેટલા પ્રકારનાં ધાન્યો એક સુકાલના સમયમાં થયેલાં, તેને એકત્રિત કરીને એક મોટો ઢગ કર્યો, કે જે ઢગ ગગનસ્પર્શી બન્યો. એ મોટા ઢગલામાં એક 'પ્રસ્થ' પ્રમાણ સરસવ નાખી, એ આખાએ ઢગલામાં મેળવી દીધા. એ પછી એ ઢગમાંથી એ પ્રસ્થ પ્રમાણ સરસવને કાઢીને એકત્રિત કરવાનું કામ એક અતિ વૃદ્ધાને સોંપો, કે જેણી વૃદ્ધાવસ્થાથી કમ્પતા હાથ-વાળી હોય, જેણીનાં લોચનો ગળતાં હોય અને જેણીની કાયા ઘણી જ ચપળ વળીઓવાળી હોય. આવી સ્ત્રી હાથમાં સુપડું લઈને, એ મોટા ઢગલામાં રહેલા એક પ્રસ્થ પ્રમાણ સર-સવને અલગ કરીને, તે સઘળા ય સરસવનો જૂદો ઢગ કરવાનો પ્રયત્ન કરે, તો તે ઢગ કરી શકે એ શું શક્ય છે ? નહિ જ. આમ છતાં પણ, ઉપકારિઓ ફરમાવે છે કે–

" માનો કે-એ વાત પણ દેવતાઈ પ્રભાવથી કદાચ બને, પણ નરજન્મની પુનઃ પ્રાપ્તિ થવી એ એના કરતા પણ અતિશય દુર્લભ છે."

૪-દ્યુત દૃષ્ટાન્ત

ચોથું દૃષ્ટાન્ત દ્યુત સંબંધી છે 'રત્નપુર' નામના નગરમા 'સતાયુધ' નામનો રાજા હતો. એ રાજાને, યુવરાજપણાને પામેલો એક યુવાન પુત્ર હતો જગતમા મોહનું સામ્રાજ્ય ભયકર છે મોહને આધીન થયેલો તે યુવરાજ, પોતાના મિત્ર આદિની સાથે એક દિવસ એ પ્રમાણે વિચારવા લાગ્યો કે-' આજે પિતાજીને મારીને રાજ્યનો સ્વીકાર હું પોતે જ કરૂં ' રાજાના નિપુણ અમાત્યે યુવરાજના આ વિચારને કોઈ પણ રીતિએ જાણ્યો. યુવરાજના એ વિચારને જાણી જવાથી, અમાત્યે પણ એ વાત રાજાને વિદિત કરી આવી વાત સાભળીને રાજા પણ વિચારે છે કે-" આ વાત અસંભાવ્ય છે કે-પિતાને પણ પુત્ર મારે! ચંદ્રમા સાગરનું શોષણ કરે, આ વાતની શ્રદ્ધા કોણ કરે?"

રાજાના આ વિચારને કાઢી નાખવા જેવો નથી ચંદ્રમા સાગરનું શોષણ કરે એ જેટલું અસંભવિત છે, તેટલું જ અસંભવિત પુત્ર પિતાને મારી નાખે એ છે, એમ અમુક દૃષ્ટિએ જરૂર કહી શકાય : કારણ કે-પુત્રપણાની ફરજને સમજનારો પુત્ર, પિતાને મારે એ અસંભવિત જ નથી. અનંત જ્ઞાનિઓની આજ્ઞા મુજબ માતા-પિતાના ઉપકારને માનનારો અને સમજનારો પુત્ર માતા-પિતાને મારવા તૈયાર થાય, એ વાત અસંભવિત જ છે આમ હોવા છતાં પણ, અનંત

જ્ઞાનિઓના શાસનને નહિ પામેલા, સામાન્ય રીતિની પણ માતા-પિતા પ્રત્યેની ફરજને નહિ સમજનારા અને પૌદ્ગલિક મોજશોખમાં જ જીવનસર્વસ્વ માનનારા પુત્રો માતા-પિતા આદિનું જેટલું બૂરૂં ન કરે એટલું ઓછું જ છે, એમ જ કહેવુ પડે તેમ છે. આ વાત આખાએ સંસાર માટે એકસરખી જ છે. તેવા પુત્રો જેમ માતા-પિતા પ્રત્યે વિપરીત આચરે છે, તેમ તેવા માતા-પિતા પણ પુત્રો પ્રત્યે વિરૂપ નથી આચરતાં, એવું આ સસારમા નથી. મોહમય વિશ્વમાં પરસ્પરે પરસ્પરના વિરૂપને આચરવું, એ તો એક સામાન્ય અને નિત્યની વસ્તુ છે. મોહના ગુલામ બનવું અને પાપથી બચવું, એ ય આ સંસારમાં એક અસંભવિત જ વસ્તુ છે.

આ જ કારણે, અમાત્ય દ્વારા પુત્રના વિચારને જાણતાં જ આશ્ચર્યમગ્ન બનેલ અને-'ચંદ્ર સાગરનું શોષણ કરે એ જેમ અસંભવિત છે, તેમ પુત્ર પિતાને મારે એ અસંભવિત છે'-એમ વિચારતા એવા પણ રાજાએ, તરત જ એવો પણ વિચાર કર્યો કે-"અથવા લોભના આવેશથી આકુલ બનેલો અને એ જ કારણે કુગ્રહથી ગ્રસ્ત એવા માણસની માફક નિર્લજ્જ બનેલો આત્મા, કાંઈ પણ કાર્યને કે અકાર્યને જાણતો નથી. એ જ કારણે, ઉપકારિઓએ ફરમાવ્યું છે કે-લુબ્ધ બનેલો આત્મા કુલને, જાતિને કે પ્રેમને જોતો નથી : સુકૃતને જોતો નથી, યશને ગણતો નથી, અકાર્યને કરે છે અને સ્વામી, બંધુ તથા મિત્રને પણ મારે છે : તે કારણથી લોભગ્રસ્ત આ પુત્ર જ્યાં સુધીમાં મને મારે નહિ, ત્યાં સુધીમાં હું જલદી મારા પોતાના રક્ષણનો ઉપાય કરૂં."

આ પ્રમાણેનો વિચાર કરીને, મહાબુદ્ધિવાળા તે રાજાએ,

પ્રણામ માટે આવેલા પોતાના તે પુત્રને ઉદ્દેશીને, તેના ભાવને જાણતો જ ન હોય એ રીતિએ, એ પ્રમાણે કહ્યું કે–" હે પુત્ર ! હું હવે રાજ્યના ભારથી પરિશ્રાન્ત થયેલો છું અને એ કારણે તને રાજ્ય આપવાની ઈચ્છાવાળો છું : તે છતાં પણ, પોતાની કુલમર્યાદાનું ઉલ્લંઘન કરવાને હું ઉત્સાહવાળો થઈ શકતો નથી. પૂર્વપુરૂષોએ આચરેલી મર્યાદાને અતિક્રમિત કરતો આત્મા, અગ્નિને ઉલ્લંઘતા પતંગીયાની માફક વિપત્તિને પામે છે : મર્યાદાનુ ઉલ્લંઘન કરતા આત્મા પ્રત્યે કુલની અધિદેવી કોપાયમાન થાય છે : તે કારણથી આપણા રાજ્યસુખ રૂપ વૃક્ષને નવપલ્લવિત રાખવાને માટે સારણી–નીક સમી તે મર્યાદાને તું સાંભળ. આપણી એ મર્યાદા એવા પ્રકારની છે કે–પુત્ર જો અનુક્રમનું ઉલ્લંઘન કરીને રાજ્ય લેવાને ઈચ્છતો હોય, તો તેણે દ્યુતમાં પિતાને જીતવો જોઈએ અને પિતા જાતે પોતાની સ્વેચ્છાથી જ પુત્રને અનુક્રમનું ઉલ્લંઘન કરીને રાજ્ય આપવાને ઈચ્છતો હોય, તો પણ તે પિતાને દ્યુતમાં પુત્રે જીતવો જોઈએ. અનુક્રમનું ઉલ્લંઘન કરીને રાજ્યને મેળવવા માટેનો અગર દેવા માટેનો, એ જ આપણી કુલમર્યાદાનો ક્રમ છે કે–પુત્ર પિતાને દ્યુતમાં જીતે અને તો જ રાજ્યને પામી શકે. એ દ્યુત કયા પ્રકારે રમવાનું છે અને તેમાં જીત કેવી રીતિએ મેળવવાની છે, એ વિગેરે હકીકત પણ હું તને કહું છું. જો, એ રીતિ એવી છે કે–આ સભામાં ૧૦૮ સ્તમ્ભ છે અને પ્રત્યેક સ્તમ્ભમાં ૧૦૮ ખુણા છે. હવે દ્યુતને રમતો તું, એક જ દાવ દ્વારા જ્યારે અંતરરહિતપણે મને ૧૦૮ વાર જીતે, ત્યારે સ્તમ્ભનો એક ખુણો જીત્યો ગણાય : એવી જ રીતિએ આગળ પણ અવિરતપણે ૧૦૮ ખુણાઓ જ્યારે

જીતે, ત્યારે સ્તમ્ભ જીત્યો ગણાય : અને એ જ રીતિએ ૧૦૮ સ્તમ્ભોનો તારે વિજય કરવાનો છે. આમાં એક પણ હાર થાય, તો સઘળું પૂર્વનું જીતેલું જાય અને ફરીથી પાછું રમવાનું શરૂ કરવું પડે. જેમ એક વાર પણ સ્ત્રીનો સંગ કરવાથી બ્રહ્મચર્ય નાશ પામે છે, તેમ આપણી આ રમતમાં તું એક વાર પણ વચમાં હારે, તો પૂર્વનું સઘળું જીતેલું જાય છે. આવી રીતિ પ્રમાણે ૧૦૮ સ્તમ્ભોને તારે અવિરતપણે જીતવાના છે. આ રીતિએ રમીને જો તું મને જીતશે, તો હું તરત જ તને રાજ્ય આપીશ, એમાં લેશ પણ સંશય નથી."

આ પ્રમાણેના પિતાના વાક્યને સાંભળીને, તે રાજાનો પુત્ર વિચાર કરે છે કે-' જો જુગારથી જ રાજ્ય મળતું હોય, તો પિતાને કોણ મારે ?' આ પ્રમાણે વિચારીને તેણે પિતા રાજાની સાથે જુગાર રમવાનું શરૂ કર્યું.

હવે આપણે જુગાર રમવાની રીત તો જાણીએ છીએ. એ રીતિએ જીતવું એ કેટલું મુશ્કેલ છે, એ પ્રાયઃ સૌ કોઈ સારામાં સારી રીતિએ સમજી શકે તેમ છે : છતાં ય ઉપકારિઓ ફરમાવે છે કે-" કદાચ દેવતાના અનુભાવથી એ જ વિધિ મુજબ સઘળા ય સ્તમ્ભોને અવિરતપણે જીતીને તે કદાચ રાજ્ય મેળવે, પણ હારી જવાયેલું મનુષ્યપણું પામવું, એ તો એથી પણ દુર્લભ છે."

૫-રત્ન દૃષ્ટાન્ત :

પાંચમું દૃષ્ટાન્ત રત્ન સંબંધી છે. ' ધનસમૃદ્ધ ' નામના નગરમાં એક ' ધનદ ' નામનો વૃદ્ધ વણિક હતો. સાગરની જેમ

તે પણ પ્રભુત રત્નોનો પ્રભુ હતો. હંમેશને માટે પણ તે, ઉદાર કોટિના વ્યવહારને આચરવા દ્વારાએ, ઉપાર્જન કરેલા ધનથી યત્નપૂર્વક રત્નોને મેળવતો હતો.

આ 'ધનદ' નામનો વાણીઓ પોતાનું ધન કેટલુ છે, એ કોઇને પણ કહેતો નહોતો. તે એક નીતિનો જાણ હતો. એ નીતિ એમ કહેનારી હતી કે–'આયુષ્ય, વિત્ત અને ઘરનું છિદ્ર કોઇને કહેવું નહિ' આ નીતિને વિચારતો તે, પોતાનુ ધન કેટલું છે, એ કોઈને પણ કહેતો ન હતો. સર્પ જેમ પોતાના નિધાનને સાચવે, તેમ તે વૃદ્ધ વણિક પોતાના પુત્રોના પણ વિશ્વાસને નહિ કરતો રાત્રિ–દિવસ પોતાના તે રત્નોના સમૂહની રક્ષા કરતો હતો. તે નગરમા બીજા પણ ઘણા ધનવાનો હતા અને બીજા પણ એ શ્રીમંતો સામાન્ય સ્થિતિના ન હતા પણ અનેક કોટિ ધનના સ્વામી હોઇને તેઓ કુબેરની ઉપમા પામે એવા હતા તેઓ પોતાના ઘરમાં જેટલી કોટિ દ્રવ્ય હતુ, તેટલી નાના વર્ણથી શોભતી ધજાઓ પોતાની ઇચ્છા મુજબ પોતાનાં ભવનો ઉપર બાંધતા હતા. તે ઉડતી ધજાઓ દ્વારા તેઓના શુદ્ધાશુદ્ધ પ્રાસાદો, પવનથી પ્રેરાયેલા સધ્યાના અભ્રો દ્વારા જેમ હિમાચલના શિખરો શોભી ઉઠે, તેમ શોભતા હતા. અન્ય શેઠીયાઓ આ રીતિએ શહેરમા શોભતા હતા, ત્યારે તેઓના કરતા કેઈગુણું અધિક ધરાવનારો એવો પણ ધનદ તો, મકાનના કોઈ પણ ભાગમાં ધજા પણ ચઢાવતો નહોતો અને લક્ષ્મીના અનુસારે વેષ આદિને પણ કરતો ન હતો.

આ 'ધનદ'ની દશા આવી હતી, ત્યારે તેના દીકરાઓની દશા જૂદી હતી એના દીકરાઓ મહત્ત્વાકાંક્ષી હતા. તેઓ

એવો વિચાર કરતા હતા કે-' આ આપણો પિતા, આટલા રત્નોના સમૂહોની હયાતિ છતાં, ગરીબડાની માફક ચેષ્ટા કરે છે; વળી આ આપણો પિતા, રત્નોના વેચવાથી ઉત્પન્ન થતી ધનની કોટિઓ જેટલા ધ્વજોને પણ કોઈ પણ સ્થળે પોતાના ઘર ઉપર ઉત્તમ્ભિત નથી કરતો; તેથી આપણો આ પિતા કે જે લક્ષ્મીના યામિક જેવો છે, એ જો કોઈ જગ્યાએ જાય તો આપણે તે રત્નોને વેચીને ધ્વજાઓ ઉત્તમ્ભિત કરીએ.'

પુત્રો આવા વિચારના બન્યા, એ જ અરસામાં કોઈ એક દિવસે તે ધનદ શેઠ, વ્યાપાર માટે દેશાન્તરમાં ગયો. વૃદ્ધના દેશાન્તર જવાથી પ્રસન્ન ચિત્તવાળા બનેલા છોકરાઓએ, તે રત્નોને વેચવાનો ધંધો શરૂ કર્યો. વેપાર તો આરંભ્યો, પણ તે છોકરાઓ રત્નના મૂલ્યને જાણતા ન હતા : આથી રત્નોના મૂલ્યને નહિ જાણનારા તે છોકરાઓ પાસેથી, દેશાન્તરથી આવેલા વાણીઆઓએ, જે-તે મૂલ્ય આપીને રત્નોને ગ્રહણ કર્યાં. સામાન્ય કિંમતથી રત્નોના સમુદાયના તે લાભથી હૃષ્ટ બનેલા તે વાણીઆના સમૂહો, જલદી જલદી ' પારસકુલ ' આદિ પોતપોતાના દેશો પ્રતિ ચાલ્યા ગયા : કારણ કે-તેઓ જાણતા હતા કે-' જો આ છોકરાઓનો બાપ આવી પહોંચે, તો આ માલ આપણને પચે તેમ નથી '

આ બાજુ, તે ' ધનદ ' નામના શેઠના પુત્રોએ, રત્નોના વિક્રયથી ઉત્પન્ન થવા પામેલ ધનકોટિઓ જેટલા ધ્વજો, તે પછી ઉત્સવપૂર્વક પોતાના મહેલ ઉપર આરોપિત કર્યાં. એ પછી ઘરે આવેલા વૃદ્ધે, રત્નોના સમુદાયના વિક્રયને સાંભળ્યો અને પતાકાઓને જોઈ. તેથી તેના મનમાં માપ વિનાનું દુઃખ વ્યાપી ગયું. તે શેઠીઓ એકદમ કોપાયમાન થયો. કોપથી

કમ્પિત કાયાવાળા અને લાલ નેત્રોવાળા બનેલા તે શેઠે, પોતાના તે પુત્રો પ્રત્યે કહ્યું કે–" રે, લક્ષ્મીના કન્દને ઉખેડી નાખવાને માટે કુદ્દાલ–કોદાળા જેવા હે પુત્રો ! તમે આગ ઘરમાંથી ચાલ્યા જાઓ તે વેચી નાખેલાં સઘળાં ય રત્નોને આણીને તમારે મારા ઘરમાં પ્રવેશ કરવો. તે સિવાય મારા ઘરમાં તમારે પ્રવેશ કરવો નહિ."

તેના તે વિનયસંપન્ન પુત્રો પણ, પોતાના પિતા દ્વારા તે પ્રમાણે કહેવાયા થકા, રત્નની પ્રાપ્તિની આશાથી આકુલ બનીને દરેક દિશામાં ભમ્યા : પરન્તુ અન્ય અન્ય દેશમાં વસનારા વાણીઆઓને આપેલા તે ઉત્તમ રત્નસમુદાયને, ભટકવા છતાં પણ ન મેળવી શક્યા.

ઉપકારિઓ ફરમાવે છે કે–" ધનદના તે પુત્રો કદાચ દેવના મહિમાથી તે રત્નરાશિને પામી શકે, પણ પાપકર્મો કરીને હારેલો મનુષ્યભવ એ રીતિએ પુનઃ મળવો શકય નથી. મનુષ્યભવને મેળવવાને માટે તો, ફરીથી તેવી ઉત્તમ સામગ્રી મળે અને એની આરાધના દ્વારા મનુષ્યભવને પામવા જોગા પુણ્યની પ્રાપ્તિ થાય, તો જ પુનઃ તેની પ્રાપ્તિ થાય : અન્યથા નહિ : આથી આ રત્નોની પ્રાપ્તિ કરતાં પણ મનુષ્ય-ભવની પ્રાપ્તિ ઘણી જ દુર્લભ છે."

[ ૧૮ ]

૬–સ્વપ્ન દૃષ્ટાન્ત.

છઠ્ઠું દૃષ્ટાન્ત સ્વપ્ન સંબંધી છે. કોઈ બે કાર્પટિકોએ સ્વપ્નમાં સંપૂર્ણ મંડલવાળા ચંદ્રને પોતપોતાના મુખમાં પ્રવેશ કરતો જોયો. બેમાંથી એક જણે, એ સ્વપ્ન મૂર્ખને

કહ્યું. મૂર્ખાએ પોતાના અણુધપણાથી કહ્યું કે–'આજે તું ભિક્ષા દ્વારા એક પૂર્ણ મંડગ એટલે એક જાતની રોટલી અથવા ખાવાની ચીજ તેને પામીશ.' આ મુજબ તેણે મેળવ્યું પણ ખરૂં. એકે આ પ્રમાણે કર્યું, જ્યારે બીજો તો પ્રાતઃકાલમાં ઉઠી, સ્નાન કરી, ફલ અને પુષ્પ હાથમાં લઈને, કોઈ પંડિતની પાસે ગયો: અને ત્યાં તેણે પોતાને આવેલા સ્વપ્નને પ્રકાશિત કર્યું. તે પંડિતે તે સ્વપ્નના ફલ તરીકે–'તને સાત દિવસમાં રાજ્યની પ્રાપ્તિ થશે.'–એમ જણાવ્યું.

હવે, તે જ નગરમાં એક પુત્ર વિનાનો રાજા મરણ પામ્યો અને મંત્રિમંડળે નવા રાજાની શોધ માટે અશ્વાદિ દિવ્યો કર્યાં. એ દિવ્યો દ્વારા પેલો કાર્પટિક અભિષિક્ત કરાયો અને રાજા બન્યો.

આ બીના બીજા કાર્પટિકે જાણી. એ બીનાને જાણ્યા પછીથી, એણે પણ વિચાર કર્યો કે–'હવે હું પણ મારૂં સ્વપ્ન પંડિતોને કહીશ.' આવો વિચાર કરીને, તે બીજો કાર્પટિક ફરીથી એવું સ્વપ્ન લાવવાનો પ્રયત્ન કરતો ઘણું દહીં ખાઈને સુતો, પણ શું એમ કરવાથી પુનઃ તે સ્વપ્નની પ્રાપ્તિ થાય ?

ઉપકારિઓ ફરમાવે છે કે–"કોઈ પણ રીતિએ દેવતાની સહાયથી તેવું સ્વપ્ન પુનઃ આવી જાય એ બને, પણ પુનઃ મનુષ્યપણું ક્યાંથી ?" અર્થાત્–તેવા સ્વપ્નની પુનઃ પ્રાપ્તિ કરતાં પણ, એળે ગુમાવેલા નરજન્મની પુનઃ પ્રાપ્તિ થવી, એ મુશ્કેલ છે.

<u>૭–ચક્ર દૃષ્ટાન્ત :</u>

સાતમું દૃષ્ટાન્ત ચક્ર સમ્બન્ધી છે. માનો કે–એક લોક-

છે : આત્માને અને સ્નેહને અર્થાત્ સ્નેહવિશિષ્ટ એવા પોતાને તે નિંદે છે : અને પશ્ચાત્તાપથી ભરપૂર બનેલો તે ઉદ્વિગ્ન થયો થકો સર્વત્ર ભમે છે.

આવો તે કદાચ પુનઃ છિદ્રને પામે અને પૂર્ણ ચંદ્રને તથા પૂર્ણ ચન્દ્રથી મંડિત આકાશને જૂએ, પણ મનુષ્યજન્મની પ્રાપ્તિ થવી એ એટલી સુલભ નથી. સ્વજનસ્નેહમાં પ્રતિબદ્ધ બનેલા આત્માઓ, મનુષ્યજન્મને હારી જઈને, દુર્ગતિમાં ગયા થકા ઘણો ઘણો વિલાપ કરવા છતાં પણ, પુનઃ મનુષ્યભવને નથી પામતા. તેઓ તો પાછા અનેક સામગ્રી પામે અને સફળતા મળી જાય તો ઘણી જ મુશ્કેલીથી નરજન્મને પામી શકે છે, માટે ઉપકારી મહાપુરૂષો આ દૃષ્ટાન્ત દ્વારા ફરમાવે છે કે–મનુષ્યજન્મ તે કાચબાને તેવું છિદ્ર મળે અને પૂર્ણ ચન્દ્રથી મંડિત આકાશનું પુનઃ દર્શન થાય, એથી પણ વિશેષ દુર્લભ છે.

૯–યુગ દૃષ્ટાન્ત :

નવમું દૃષ્ટાન્ત યુગ સમ્બન્ધી છે. વલય આકૃતિવાળો, એક હજાર યોજનનો ઉંડો અને અસંખ્ય યોજનોના વિસ્તારવાળો 'સ્વયમ્ભૂરમણ' નામનો સમુદ્ર છે. એ સમુદ્ર એક વલયની આકૃતિને છોડીને સઘળા ય આકારવાળા જલચરોથી ભરેલો છે અને એ સાગર સઘળા પણ સાગરોમાં અંતિમ સાગર છે એમાં કોઈ દેવ લીલાથી ગાડાના ઉપકરણ રૂપ યુગને પૂર્વ દિશામાં નાખે અને તે યુગની કીલિકાને પશ્ચિમ દિશામાં નાખે. વિચારો કે–હવે આવા અપાર સાગરમાં ભટકતી એ સમિલા તે યુગના છિદ્રમાં કદી પણ પ્રવેશ પામે? લાગે છે તો મુશ્કેલ, છતાં પણ કહે છે કે–આશ્ચર્યોને તે

સમિલા પણ પ્રચન્ડ પવનની ઉર્મિઓના યોગે ઉછળતી ઉછળતી તે યુગના છિદ્રમાં પ્રવેશ પામી પણ જાય, પણ મનુષ્યપણાથી ભ્રષ્ટ થયેલો જીવ, પુણ્યહીનપણાથી પુનઃ મનુષ્યપણાને પામતો નથી.

૧૦–પરમાણુ દૃષ્ટાન્ત :

મનુષ્યભવ આદિ સામગ્રીની દુર્લભતાનાં સૂચક દશ દૃષ્ટાન્તોમાં છેલ્લું દૃષ્ટાન્ત પરમાણુ સંબંધી છે. માનો કે–એક માણિક્યમય અને મોટા પ્રમાણવાળા ઉત્તમ સ્તમ્ભને કોઈ દેવે ચૂરી નાખ્યો. એ સ્તમ્ભને ચૂરીને એણે એવું ચૂર્ણ બનાવ્યું, કે જે પરમાણુ જેવું ખૂબ જ સૂક્ષ્મ હતું. હવે તે ચૂર્ણ તેણે એક નાલિકાની અંદર ભર્યું અને તે લઈને તે દેવ મેરૂ પર્વત ઉપર ચઢયો. મેરૂ પર્વત ઉપર ચઢીને તે ચૂર્ણને દેવ ફુંકના પવનથી એકદમ ફુંકી નાખે અને એથી તે ચૂર્ણ પરમાણુ રૂપે પ્રચણ્ડ પવનથી ઉડયું થકું દિશોદિશ ભાગી જાય. હવે એવો કોઈ પણ શક્તિમાન છે, કે જે તે જ પરમાણુઓથી પુનઃ તેવો જ સ્તમ્ભ બનાવે ? કહેવું જ પડશે કે–નહિ જ. અથવા તો કોઈ ઘણા સ્તમ્ભોવાળી સભા અગ્નિથી બળી ગઈ. હવે એ જ પુદ્ગલોથી તે પુનઃ બનાવી શકાય ? કહેવું જ પડશે કે–નહિ. આમ છતાં પણ, માનો કે-કદાચ તે દેવાદિના સાનિધ્યથી બને, પણ જેઓએ સુકૃત નથી કર્યું, તેઓ તો મનુષ્યજન્મને ન જ પામે.

કિંમત સમજો :

પરમ ઉપકારી, આચાર્યભગવાન શ્રીમદ્ અકલંક-સૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે–આ દશ દૃષ્ટાન્તો શ્રુતમાં

છે : આત્માને અને સ્નેહને અર્થાત્ સ્નેહવિશિષ્ટ એવા પોતાને તે નિંદે છે : અને પશ્ચાત્તાપથી ભરપૂર બનેલો તે ઉદ્વિગ્ન થયો થકો સર્વત્ર ભમે છે.

આવો તે કદાચ પુનઃ છિદ્રને પામે અને પૂર્ણ ચંદ્રને તથા પૂર્ણ ચંદ્રથી મંડિત આકાશને જુએ, પણ મનુષ્યજન્મની પ્રાપ્તિ થવી એ એટલી સુલભ નથી. સ્વજનસ્નેહમાં પ્રતિબદ્ધ બનેલા આત્માઓ, મનુષ્યજન્મને હારી જઈને, દુર્ગતિમાં ગયા થકા ઘણો ઘણો વિલાપ કરવા છતાં પણ, પુનઃ મનુષ્યભવને નથી પામતા. તેઓ તો પાછા અનેક સામગ્રી પામે અને સફળતા મળી જાય તો ઘણી જ મુશ્કેલીએ નરજન્મને પામી શકે છે, માટે ઉપકારી મહાપુરૂષો આ દૃષ્ટાન્ત દ્વારા ફરમાવે છે કે–મનુષ્યજન્મ તે કાચબાને તેવું છિદ્ર મળે અને પૂર્ણ ચન્દ્રથી મંડિત આકાશનું પુનઃ દર્શન થાય, એથી પણ વિશેષ દુર્લભ છે.

<u>૯–યુગ દૃષ્ટાન્ત :</u>

નવમું દૃષ્ટાન્ત યુગ સમ્બન્ધી છે. વલય આકૃતિવાળો, એક હજાર યોજનનો ઉંડો અને અસંખ્ય યોજનોના વિસ્તારવાળો 'સ્વયમ્ભૂરમણ' નામનો સમુદ્ર છે. એ સમુદ્ર એક વલયની આકૃતિને છોડીને સઘળા ય આકારવાળા જલચરોથી ભરેલો છે અને એ સાગર સઘળા પણ સાગરોમાં અંતિમ સાગર છે. એમાં કોઈ દેવ લીલાથી ગાડાના ઉપકરણ રૂપ યુગને પૂર્વ દિશામાં નાખે અને તે યુગની કીલિકાને પશ્ચિમ દિશામાં નાખે. વિચારો કે–હવે આવા અપાર સાગરમાં ભટકતી એ સમિલા તે યુગના છિદ્રમાં કદી પણ પ્રવેશ પામે? લાગે છે તો મુશ્કેલ, છતાં પણ કહે છે કે–ભાગ્યયોગે તે

કારણોને જાણવાને માટે તો, પાપથી ડરનારા—પાપથી બચવાને ઈચ્છનારા આત્માઓ, ખૂબ જ ઉત્સુક હોવા જોઈએ અને એ ઉત્સુકતા હોય તો તત્ત્વજ્ઞાન સંપાદન કરવા પ્રત્યેની આજના જેવી કારમી બેકાળજી હોય, એ પણ શક્ય નથી. આ બધી વસ્તુઓ, કલ્યાણના અર્થી આત્માઓએ ખાસ વિચારવા જેવી છે. 'પાપથી દુઃખ'—એમ બોલવું અને દુઃખ પ્રત્યે પૂરેપૂરો અણગમો હોવા છતાં પણ પાપપ્રવૃત્તિઓ રસપૂર્વક કર્યા કરવી, એ શું? બોલો છો એ સાચું કે કરો છો એ સાચું? તમને દુઃખ ગમતું હોય તો બોલજો. કોઈ બોલતું નથી, કારણ કે—કોઈને ય દુઃખ ગમતું નથી. જ્યારે દુઃખ ગમતું નથી અને 'દુઃખનું કારણ પાપ છે'—એ વાતમાં લેશ પણ સંશય નથી, ત્યારે એ કહો કે—પાપરસિકતા દેખાય છે, તેનું શું? પાપ-રસિકતા, તો 'પાપથી દુઃખ'—એ વાતમાં સાચી શ્રદ્ધા નથી એમ સૂચવે છે. પાપ થઈ જવું, એ એક વાત છે અને પાપની રસિકતા, એ બીજી વાત છે. પાપને આચરનારા સૌ કોઈ 'પાપથી દુઃખ'—એ વાતને માનનારા નથી, એમ ન કહેવાય: 'પાપથી દુઃખ'—એમ હૃદયપૂર્વક માનનારાઓ પણ, પાપથી નિવૃત્ત થયેલા ન હોય એ શક્ય છે: કારણ કે—ચારિત્ર મોહનીયનો ઉદય સુવિવેકી અને સમ્યગ્જ્ઞાની એવા પણ આત્માને, સંયમી બનતાં અટકાવે છે. એવા આત્માઓ ભલે એ કારણે સંયમસાધક ન પણ બની શકે, પરન્તુ તેઓ સંયમસાધનાની અભિલાષાથી પર હોતા નથી અને એ કારણે સંયમશીલ બનવાને માટેના શક્ય ઉપાયો આચરવામાં પણ કાળજીવાળા હોય છે. વાત એટલી જ છે કે—'પાપથી દુઃખ'—એમ હૃદયપૂર્વક માનનારમાં, પાપરસિકતા ન હોવી જોઈએ,

કારમા કોઢથી પીડાતા આદમીને જોયો હતો અને એને જોવાથી વિષાદના યોગે તેમનું મુખ મલિન થઈ ગયું હતું. શ્રી મણિરથ રાજાનો એ વિષાદ, કેવા પ્રકારના વિચારોમાંથી ઉત્પન્ન થવા પામ્યો હતો, તેનું શ્રી મણિરથ રાજાએ અનન્ત ઉપકારી આચાર્યભગવાનને પૂછેલા પ્રશ્નમાંથી ઘણું જ સ્પષ્ટ સમાધાન મળી રહે છે. શ્રી મણિરથ રાજાએ એ જ પૂછ્યું છે કે-' હે ભગવન્ ! રાજમાર્ગમાં મેં જોએલા તે અતિશય કોઢવાળા આદમીએ કયુ દુષ્કૃત કરેલું છે ? '

દુઃખ ન ગમે તો પાપ કેમ ગમે ?

શ્રી મણિરથ રાજાનો આ પ્રશ્ન પણ, તે પુણ્યાત્માની શ્રદ્ધાલુતા અને સુવિવેકશીલતાનો ખ્યાલ આપનારો છે. અતિશય કોઢથી પીડાતા તે આદમીએ, કાંઈ ને કાંઈ દુષ્કૃત અવશ્ય કર્યું હશે, એવી રાજાની ખાત્રી છે દુઃખ માત્રનું મૂળ પાપ છે–દુષ્કૃત છે, આટલું બરાબર સમજાઈ જાય, તો પાપ પ્રત્યે તિરસ્કાર પ્રગટયા વિના રહે ? દુઃખ પ્રત્યે સૌને અણગમો છે અને એથી પાપ પ્રત્યે સૌનો અણગમો હોવો જોઈએ : પણ તેમ નથી : કારણ કે–દુઃખનુ વાસ્તવિક કારણ પાપ છે, એ વિષેની પૂરતી સમજ અને શ્રદ્ધા નથી. પાપથી દુઃખ આવે છે–એમ બોલનારાઓ તો આ વિશ્વમાં ઘણા છે, પરન્તુ પોતાને મોઢે બોલાતી એ વાતને શ્રદ્ધાપૂર્વક માનનારા બહુ થોડા છે. ' પાપથી દુઃખ '–એ વાત જો હૈયામાં બરાબર જચી ગઈ હોય, તો દુઃખને નહિ ઈચ્છનારાઓ, પાપને ઈચ્છે એ કેમ જ બને ? દુ:ખથી મુક્ત બનવાને ઈચ્છનારાઓ, પાપથી મુક્ત બનવાને ન ઈચ્છે, એ કેમ જ બને ? અને પાપથી મુક્ત બનવાને ઈચ્છનારાઓ, પાપના સ્વરૂપ આદિનું જ્ઞાન પ્રાપ્ત કરવા પ્રત્યે બેદરકાર કેમ જ હોય ? પાપનાં અને પાપનિવારણનાં

કારણોને જાણવાને માટે તો, પાપથી ડરનારા–પાપથી બચવાને ઈચ્છનારા આત્માઓ, ખૂબ જ ઉત્સુક હોવા જોઈએ અને એ ઉત્સુકતા હોય તો તત્ત્વજ્ઞાન સંપાદન કરવા પ્રત્યેની આજના જેવી કારમી બેકાળજી હોય, એ પણ શક્ય નથી. આ બધી વસ્તુઓ, કલ્યાણના અર્થી આત્માઓએ ખાસ વિચારવા જેવી છે. 'પાપથી દુઃખ'–એમ બોલવું અને દુઃખ પ્રત્યે પૂરેપૂરો અણગમો હોવા છતાં પણ પાપપ્રવૃત્તિઓ રસપૂર્વક કર્યા કરવી, એ શું ? બોલો છો એ સાચું કે કરો છો એ સાચું ? તમને દુઃખ ગમતું હોય તો બોલજો. કોઈ બોલતું નથી, કારણ કે–કોઈને ય દુઃખ ગમતું નથી. જ્યારે દુઃખ ગમતું નથી અને 'દુઃખનું કારણ પાપ છે'–એ વાતમાં લેશ પણ સંશય નથી, ત્યારે એ કહો કે–પાપરસિકતા દેખાય છે, તેનું શું ? પાપ-રસિકતા, તો 'પાપથી દુઃખ'–એ વાતમા સાચી શ્રદ્ધા નથી એમ સૂચવે છે. પાપ થઈ જવું, એ એક વાત છે અને પાપની રસિકતા, એ બીજી વાત છે. પાપને આચરનારા સૌ કોઈ 'પાપથી દુઃખ'–એ વાતને માનનારા નથી, એમ ન કહેવાય : 'પાપથી દુઃખ'–એમ હૃદયપૂર્વક માનનારાઓ પણ, પાપથી નિવૃત્ત થયેલા ન હોય એ શક્ય છે: કારણ કે–ચારિત્ર મોહનીયનો ઉદય સુવિવેકી અને સમ્યગ્જ્ઞાની એવા પણ આત્માને, સંયમી બનતાં અટકાવે છે. એવા આત્માઓ ભલે એ કારણે સંયમસાધક ન પણ બની શકે, પરન્તુ તેઓ સંયમસાધનાની અભિલાષાથી પર હોતા નથી અને એ કારણે સંયમશીલ બનવાને માટેના શક્ય ઉપાયો આચરવામાં પણ કાળજીવાળા હોય છે. વાત એટલી જ છે કે–'પાપથી દુઃખ'–એમ હૃદયપૂર્વક માનનારમાં, પાપરસિકતા ન હોવી જોઈએ,

પણ પાપભીરૂતા હોવી જોઈએ; પાપથી બચવાની ભાવના હોવી જોઈએ અને થઈ જતા પાપ માટે પણ પશ્ચાત્તાપ આદિ હોવો જોઈએ. દુઃખ તો સૌને નથી ગમતું, પણ દુઃખનું કારણ તો ઘણાને ખૂબ જ ગમે છે. ઉપકારિઓ ફરમાવે છે કે– દુઃખના કારણ પ્રત્યે અરૂચિવાળા બનો. દુઃખથી ડરવાને બદલે, દુઃખના કારણથી ડરો. પાપનાં અને પાપનિવારણનાં વાસ્તવિક કારણોના અભ્યાસી બનો અને ઉપકારી મહાપુરૂષોની આજ્ઞા મુજબ પાપથી મુક્ત બનવાને માટે સુપ્રયત્નશીલ બનો.

સોમ અને ભીમ-

હવે શ્રી મણિરથ રાજાના પ્રશ્નના ઉત્તરમાં, અનન્ત ઉપકારી આચાર્યભગવાન શ્રીમદ્ અકલંકસૂરીશ્વરજી મહારાજા શું ફરમાવે છે, તે જોઈએ. પરમ ઉપકારી, આચાર્ય ભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ 'અક્ષુદ્ર' તરીકે 'સોમ'ને અને 'ક્ષુદ્ર' તરીકે 'ભીમ'ને જણાવી, સોમ અને ભીમની આ કથા રજૂ કરી છે. સોમની અક્ષુદ્રતા અને ભીમની ક્ષુદ્રતાનું વર્ણન હવે આવે છે. અનન્ત ઉપકારી, આચાર્ય ભગવાન શ્રીમદ્ અકલંકસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે–

મણિમંદિર નામનું એક નગર હતું. એ નગરની સમૃદ્ધિશાલિતાનો ખ્યાલ આપવાને માટે, ફરમાવે છે કે–એ મણિમંદિર નામનું નગર, મણિઓથી સુન્દર એવાં મન્દિરોથી શોભતું હતું.

એ નગરમાં સોમ અને ભીમ નામના બે કુલપુત્રો વસતા હતા. એ બન્ને પરસ્પરને એવા તો ચાહતા હતા કે–કદી પણ એક-બીજાથી તેઓ વિખુટા પડતા નહિ. સોમ

અને ભીમ પરસ્પરને અત્યન્ત ચાહનારા હોવા છતાં અને તે બન્નેની આર્થિક સ્થિતિમાં સમાનતા હોવા છતાં પણ, તે બન્નેમાં, ગુણોની લેશ પણ સમાનતા નહિ હતી. ગુણોની અપેક્ષાએ તો, તેઓ એક-બીજાથી વિપરીત જ હતા. તે બન્નેમાં, સોમ નામનો કુલપુત્ર અનુત્તાન મતિવાળો હતો, અક્ષુદ્ર હતો, ભદ્રિક હતો અને વિનીત હતો. મતિનિપુણતા, એ એક એવી વસ્તુ છે કે-એ અક્ષુદ્રતા આદિ ગુણોની પ્રાપ્તિને સહજ બનાવી દે છે. સુન્દર મતિના પ્રતાપે અક્ષુદ્રતા, ભદ્રિકતા અને વિનીતતા સ્વાભાવિક વસ્તુઓ રૂપ બની જવા પામે છે. હવે સોમ જ્યારે અનુત્તાનમતિ, અક્ષુદ્ર, ભદ્રિક અને વિનીત હતો, ત્યારે ભીમ એથી વિપરીત અવસ્થાવાળો હતો. અર્થાત્-ભીમ ઉત્તાન મતિવાળો હતો, ક્ષુદ્ર હતો, અભદ્રિક હતો અને અવિનીત પણ હતો. સોમ અને ભીમ-બન્ને ય પારકી નોકરી કરવા દ્વારાએ જીવનનિર્વાહ કરતા હતા, એટલે તે બન્નેની બાહ્ય અવસ્થામાં જેટલી સમાનતા હતી, તેટલી જ આન્તરિક અવસ્થામાં વિષમતા હતી.

આન્તરિક અવસ્થામાં ભેદ

ખરેખર, બાહ્ય સમાનતા હોવા છતાં પણ, આન્તરિક વિષમતા ઘણે સ્થળે હોય છે. આન્તરિક અવસ્થામાં શુદ્ધતાને ધરનારો અને અશુદ્ધતાને ધરનારો, એકસરખી દુઃખી કે સુખી અવસ્થાને ભોગવનાર હોય, તો પણ તેના પરિણામમાં ભેદ પડી ગયા વિના રહેતો નથી. એક દુઃખમાં સમભાવશીલ રહી શકે છે અને સુખમાં પણ સમભાવશીલ રહી શકે છે, જ્યારે બીજો બન્ને ય અવસ્થાઓમાં રીબામણ જ અનુભવે છે.

આના પ્રતાપે, તે બન્નેમા ભાવિ અવસ્થાનો ભેદ ઉત્પન્ન થયા વિના રહેતો જ નથી. એકનું એક પાપ, એક જ સમયે આચરનાર બે આદમીઓમા પણ, પાપરસિક આત્મા જેવા પાપનો ભાગી બને છે, તેવા પાપનો ભાગી પાપભીરૂ આત્મા બનતો નથી એવી જ રીતિએ, પાપબુદ્ધિએ ધર્મક્રિયા કરનારો અને પવિત્ર બુદ્ધિથી ધર્મક્રિયા કરનારો, એ બેમા એક ડૂબી જાય છે, જ્યારે બીજો તરી જાય છે મનોવૃત્તિ શું કામ કરે છે, એ ખૂબ જ વિચારવા જેવું છે

મ દિર જોયુ

દુ ખી અવસ્થામા સોમ અને ભીમ એક સરખા હોવા છતા પણ, તે બન્નેની બુદ્ધિ આદિમા તદ્દન વિપરીત દશા હતી. એકની બુદ્ધિ આદિ પરમ પુણ્યશાલી આત્માને છાજે તેવી હતી, જ્યારે બીજાની બુદ્ધિ આદિ ભયંકર પાપાત્માને છાજે તેવી હતી આવા પણ બે આત્માઓનો યોગ થયેલો છે. આવી સ્થિતિ સ સાર માટે નવી નથી જ. પરસ્પર અવિ યુક્તપણે રહેતા તે 'સોમ' અને 'ભીમ' કોઈ એક દિવસે કોઈ પણ સ્થળે જવાને નીકળ્યા. કોઈ પણ સ્થળે જતા એવા તે બે જણે, માર્ગમા શ્રી જિનેશ્વરદેવનું એક મ દિર જોયું તે મ દિર સૂર્યનાં કિરણોની માફક દીપ્તિમંત હતું અને સુર-ગિરિના જેવું ઉ ચું હતુ. આ મંદિરના દર્શન માત્રથી, સૂક્ષ્મ મતિવાળા સોમના હૃદયમા સુ દર વિચારો ઉછળ્યા. અહી તમે જોઈ શકશો કે–સૂક્ષ્મ મતિવાળા આત્માઓને માટે જે વિચારો સ્વાભાવિક હોય છે, તે જ વિચારો ઉત્તાન મતિવાળા આત્માઓને માટે અપ્રાપ્ય હોય છે.

અક્ષુદ્ર અને ક્ષુદ્રના વિચારો.

સુંદર વિચારોથી ઓતપ્રોત બનેલો સૂક્ષ્મ મતિવાળો સોમ, ભીમને ઉદ્દેશીને કહે છે કે–

"હે ભીમ! આપણે પ્રથમ ભવમાં કાંઈ પણ સુકૃત કર્યું નથી, તે જ કારણથી આપણે આ ભવમાં આ જાતિનું પરપ્રેષણપણું પ્રાપ્ત કરેલું છે, આ વાત સુનિશ્ચિત છે : આ વિશ્વમાં મનુષ્યપણું તુલ્ય હોવા છતાં પણ, જે કેટલાક રાજા વિગેરે બને છે ત્યારે કેટલાક પ્રજા આદિ બને છે, તે સુકૃત અને દુષ્કૃતનું ફલ છે, આ વાત પણ વિવાદ વિનાની છે : કારણ કે–કારણ વિના કોઈ પણ કાર્ય બનતું નથી. અન્યથા, શું એમ માની શકાય એમ છે કે–વિના કારણે કાર્ય થાય છે? કહેવું જ પડશે કે–એ વાત માની શકાય એમ નથી જ કે–વિના કારણે પણ કાર્ય થાય. આથી એ વાત સ્પષ્ટ જ છે કે–આપણે પ્રથમ સુકૃત નથી કર્યું, માટે જ વર્તમાનમાં આપણી આ હાલત છે. ભાગ્યયોગે જ આપણને આ મંદિર જોવા મળેલ છે, તો આ મંદિરમાં રહેલા દેવને આપણે પ્રણામ કરીએ અને સેંકડો દુઃખોને જલાંજલિ દઈએ"

વિચારો કે–આ વિચારો તુચ્છ મતિવાળા આત્માને માટે શક્ય છે? સૂક્ષ્મ મતિવાળા આત્માઓ જ આવા વિચારો કરી શકે છે. એક સારો અભ્યાસી જેવા વિચારો સહેલાઇથી વિના યોગ્યતાએ ન કરી શકે, એવા વિચારો 'સોમ'ના છે. આ પ્રતાપ તેની યોગ્યતાનો જ છે. આવા ઉત્તમ કોટિના પણ 'સોમ'ના વિચારોને, વધાવી લેવાનું તો દૂર રહ્યું, પણ ઉત્તાન મતિવાળા ભીમે તો, એનો સામનો જ કરવાનું કામ

પોતાના વાચાલભાવથી આદર્યું બહુ બોલનાર વાચાલ ગણાય છે વિચાર અને સબધ વિનાનું યથેચ્છ બોલવું, એ બહુ બોલાપણામા જ ખપે છે એવી દશાના યોગે ભીમે સોમનો સામનો કર્યો તે સોમને ઉદ્દેશીને કહે છે કે–

"હે અલ્પમતિ સોમ! સમજ કે–આ જગતમા–'પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને આકાશ'–આ પાચ ભૂતોના પ્રપ ચથી અધિક કોઈ જીવ જ નથી જેમ આકાશનું કુસુમ નથી, તેમ જીવ પણ નથી આ દશામા હે સોમ! દેવાદિ હોવાની તો વાત જ કયી રીતિએ સભવે? માટે હે મુગ્ધ! પાખ-ડિઓના મુખના અતિ ચડ ઉદ્ધત નાચના આડબરો દ્વારા મુગ્રાઈને, અલ્પમતિવાળો તુ ફોગટ શા માટે તારા આત્માને કદર્થિત કરે છે?"

સોમ કેટલો સમય અને ભીમ કેટલો સમય?

આ રીતિના આ 'સોમ' અને 'ભીમ'ના પ્રસંગથી, હવે તમે વિચારી શકશો કે–આ વિશ્વમા 'સોમ' કેટલા અને 'ભીમ' કેટલા? તમારે કબૂલ જ કરવું પડશે કે–આ વિશ્વમા 'સોમ' વિરલ અને 'ભીમ' પાર વિનાના વધુ વિચારશો, તો તમે એ પણ સમજશો કે–"આપણે પોતે પણ 'સોમ' તરીકે જીવનારા અલ્પ સમય અને 'ભીમ' તરીકે જીવનારા વધુ સમય કારણ કે–સુદર વિચારો ભાગ્યે જ આવે છે, જ્યારે અસુદર વિચારો ધારાબદ્ધ રીતિએ ચાલે છે" એ દશામા 'સોમ' બનવું ઘણુ જ મુશ્કેલ છે અશુભ વિચારોને 'ભીમ' સજ્ઞા આપીએ અને શુભ વિચારોને 'સોમ' સંજ્ઞા આપીએ, તો દુનિયામા ભીમ ઘણા છે અને આપણે

પણ ભીમ તરીકે જ ઘણું જીવીએ છીએ, એમ લાગ્યા વિના નહિ રહે. સારા ગણાતા આત્માઓના અંતઃકરણમાં પણ, હિતકર અને અહિતકર વિચારોનું દ્વંદ્વયુદ્ધ ચાલુ રહે છે. અયોગ્ય આત્માઓ તો 'ભીમ'ની દશામાં જ જીવે છે—એ તો નિર્વિવાદ છે, પણ યોગ્ય આત્માઓના અંતરમાં પણ હિતકર વિચાર રૂપ 'સોમ' અને અહિતકર વિચાર રૂપ 'ભીમ'નું કારમું યુદ્ધ ચાલે જ છે. એ યુદ્ધમાં, ભાગ્યવાન આત્માઓના અંતરમાં જ સોમની જીત થાય છે, જ્યારે સામાન્ય કોટિના સારા પણ આત્માઓના અંતરમાં તો મોટે ભાગે 'ભીમ'ની જ જીત થાય છે. આ વાતને જો તમે બરાબર વિવેકપૂર્વક પ્રતિક્ષણે વિચારશો, તો તમને લાગશે કે–આપણે ઘણી વાર ભીમ તરીકે જ જીવીએ છીએ. સોમ તો બીચારો બનીને આપણા અંતરમાં સીદાય જ છે.

શરીરના ગુલામો·

સ૦ આવું પૃથક્કરણ કરીએ તો તો ભીમને ભાગવું જ પડે!

'ભીમ'ને ભગાડવાને માટે તો આપણે આ વિચારો કરીએ છીએ. અંતરમાં ચાલતા વિચારોનું પૃથક્કરણ કરવાનું નહિ શીખો, ત્યાં સુધી તમે સાચા 'સોમ' બનવાના નથી અને એ વિના ધર્મની સાચી આરાધના પણ શક્ય નથી. આવી જાતિના પૃથક્કરણથી પર બનેલા આત્માઓ તો, ધર્મની આરાધનામાં પણ વિરાધના ઘણી કરે છે. 'હું આત્મા છું અને શરીર જડ છે.'–આ વિચાર સદાને માટે જીવંત રહે, તો જ આત્મા 'સોમ' તરીકે જીવી શકે છે. આત્માને નહિ માનનારાઓ તો 'ભીમ' છે, એ વાતમાં તો વિવાદ જ નથી:

પણ આત્માને માનનારાઓમાંના પણ એ માન્યતાને જીવંત નહિ રાખનારા આત્માઓ, ઘણી વાર 'ભીમ' બની જાય છે. આત્માને નહિ માનનારાઓને 'ભીમ' બનવું એ મુશ્કેલ નથી : કારણ કે–એ બીચારાઓ શરીરના જ ગુલામ બને છે. તેઓને શરીરની સુધારણામાં જ સર્વસ્વ જણાય છે. શરીરની સુધારણાને માટે આજે અકર્ત્તવ્યોને પણ તેવાઓએ કર્ત્તવ્યો તરીકે બનાવી લીધાં છે. શરીરની સુધારણાને માટે કરાતી વાતોમાં જો ધર્મ–અધર્મની વાત સમજાવવામાં આવે, તો આજના ઘણા એવા ભીમો છે, કે જે લાલચોળ બની જાય છે અને 'વાનરે જેવી દશા સુગરીની કરી'–એવી દશા ઉપદેશકની કરવાને તૈયાર થઈ જાય છે. આવા ભીમોને આત્મકલ્યાણકારી દાન, શીલ, તપ અને ભાવ જેવા અનુપમ ધર્મના પ્રકારો સાથે લેવા–દેવા જ નથી. એવાઓનાં દાન પણ શરીરની પૂજાને માટેનાં જ, એવાઓનાં શીલ પણ શરીરની રક્ષા અને પુષ્ટિને માટેનાં જ, એવાઓનો તપ પણ શરીરના આરોગ્યના હેતુથી જ અને એવાઓના વિચારો પણ શરીરની રક્ષા આદિને માટે જરૂરી પૌદ્ગલિક વસ્તુઓને માટે જ અને એ જ એવાઓનો ભાવધર્મ.

સાધુઓએ ખ્યાલમાં રાખવું જોઈએ :

આવી દશા, આત્માને નહિ માનનારાઓની હોય–એ વાત જૂદી છે, પણ આત્માને માનવાની વાતો કરનારા પણ જો એવી જ દશાના ઉપાસકો બની જાય, તો એ કેટલું ભયંકર ગણાય? આત્માને માનવા છતાં પણ આત્મદષ્ટિએ વિચાર જ નહિ, એ 'ભીમ' પ્રત્યેની શરણાગતિ સિવાય શું છે? આત્મહિતની વિચારણામાંથી ખસેડીને, પૌદ્ગલિક વિચારો તરફ

ઘસડનારો 'ભીમ' જ છે. આત્મહિતમાં પ્રમત્ત બનેલાઓને, ખોટા અને પાપવર્ધક બચાવો કરવાનું શીખવનાર, અંતરમાં રહેલો 'ભીમ' જ છે. અંતરમાં 'સોમ'ને સ્થાનભ્રષ્ટ કરીને 'ભીમ'ને સ્થાનસ્થિત કરનારા સાધુઓ પણ ભાનભૂલા બને, તો પછી ગૃહસ્થોની તો વાત જ શી?

સ૦ સાધુઓ અને ભાનભૂલા?

સાધુઓ પણ જો સદા હિતકર વિચાર રૂપ સોમના ઉપાસક ન બન્યા રહે, તો તેઓ પણ ઘણી જ સહેલાઈથી ભાનભૂલા બની શકે છે. "સાધુઓ અને આળસુ, સાધુઓ અને કારમા પ્રમાદી, સાધુઓ અને પૌદ્‌ગલિક વસ્તુઓના શોખીન, સાધુઓ અને શરીરના પૂજારી, સાધુઓ અને જ્ઞાનના ખપી થવાના બદલે પુસ્તકો કે કબાટો આદિના સંગ્રહમાં રાચનારા, સાધુઓ અને વસ્ત્ર-પાત્ર આદિની સુંદરતાના મોહમાં ફસીને સંયમને ભૂલનારા, સાધુઓ અને નામનાની લિપ્સા માટે ઉન્માર્ગના પણ ઉપદેશકો, સાધુઓ અને આચાર્યાદિ પ્રત્યેના વિનય આદિથી બેદરકાર, સાધુઓ અને ગુરૂકુલવાસને છોડીને યથેચ્છ ભટકનારા, સાધુઓ અને વિના અધિકારે ઉપદેશક આદિ બનવાની લાલસાવાળા તથા સાધુઓ અને સેવા યોગ્ય પાસેથી પણ સેવા લઈને મદોન્મત્ત થનારા"—આ અને આવી આવી અનેક વસ્તુઓનો યોગ, સાધુઓની સાથે ન સંભવી શકે એવો છે: આમ છતાં પણ, અનંતજ્ઞાનિઓની આજ્ઞાને અનુસરતા 'વિચાર' રૂપ 'સોમ'ને સ્થાને વિપરીત વિચાર રૂપ 'ભીમ'ને સ્થાનસ્થિત કરનારા સાધુઓની સાથે, અનેક અસંભવિત એવી અયોગ્ય વસ્તુઓનો યોગ થઈ જાય છે. આવી અસંભવિત વસ્તુઓના યોગથી બચવાને માટે, સાધુ માત્રે પણ આજ્ઞાયુક્ત

વિચારને અંતરમાં સ્થાન આપી, ‘ સોમ ’ બનવાની જરૂર છે. યોગ્ય વસ્તુના યોગને પામીને, યોગ્ય વિચારના ઉપાસક બનવું, એ દશા ‘ સોમ ’ જેવી દશા છે : જ્યારે યોગ્ય વસ્તુના આલંબનને પામ્યા પછીથી પણ, અયોગ્ય વિચારના ઉપાસક બનવું, એ દશા તો ‘ ભીમ ’ના જેવી જ દશા છે. આવાં દૃષ્ટાન્તો દ્વારા જો આ રીતિએ આત્મનિરીક્ષણ કરવામાં આવે, તો ઘણું ઘણું હિત સાધી શકાય છે. પ્રભુશાસનના ઉંચા માર્ગને પામેલા મુનિઓ પણ, જો એ માર્ગને અનુસરતી વિચારણાઓના ઉપાસક નહિ બનતાં પૌદ્‌ગલિક વિચારણાઓના ઉપાસક બનશે, તો તેઓ વર્તમાન શાસનના ભીમ બનીને, પોતાના આત્માને માટે ભયંકર બનવા સાથે શાસનના ભદ્રિક આત્માઓને માટે પણ ભયંકર જ બનશે. અહિંસક હોવાનો દાવો કરનારો મુનિ, હિંસક પ્રવૃત્તિઓના વિચારમાં નિમગ્ન બનીને, એવી જ જાતિની પ્રવૃત્તિઓ અને પ્રરૂપણાઓ કરે, તો એ મુનિ, વેષધારી બની જવા સિવાય અધિક સારો શી રીતિએ રહી શકે તેમ છે ? નિંદા આદિનો વ્યસની બનેલો મુનિ, પરનાં છિદ્રો જોવામાં મશગુલ બનેલો મુનિ અને સાચી-ખોટી રીતિએ પણ પોતાની મોટાઈનું તેમજ અન્યની હલકાઈનું જ પ્રકાશન કરવામાં પ્રસન્ન થનારો મુનિ, અન્યના ગુણોને જોવાને બદલે દોષોને જોનારો બની જાય અગર તો ગુણોને પણ દોષો રૂપે જોનારો બની જાય, એ સહજ છે. પોતાના દોષોને છુપાવીને પોતાના નહિવત્ ગુણોને પણ મહાગુણો રૂપે વર્ણવવાનો [illegible]ીન બનેલો મુનિ, ‘ સોમ ’ જેવી દશાને ક્યાંથી જ [illegible] ? સોમ જેવી દશાને પામવાને માટે તો, સન્માર્ગના સાચા ઉપાસક બનવું પડશે.

સોમ કોણ બને ?

કોઈ પણ કલ્યાણકામી, પછી તે ભલે મુનિ હોય કે શ્રાવક હોય, પણ જો તે આ પ્રસંગ ઉપરથી વિચારશે, તો સમજી શકશે કે–હું સૂક્ષ્મ મતિવાળો છું કે ઉત્તાન મતિવાળો છું ? કારણ કે–સૂક્ષ્મ મતિવાળો આત્મા 'સોમ' જેવો વિચારશીલ બને છે, ત્યારે ઉત્તાન મતિવાળો આત્મા 'ભીમ' જેવો વિચારહીન બને છે. સુંદર વિચારવાળા આત્માઓ જ, તત્ત્વજ્ઞોના વિશ્વમાં વિચારશીલ મનાય છે અને અસુંદર વિચારવાળા આત્માઓ તો, વિદ્વાન હોય તો ય વિચારહીન મનાય છે. સારો વિચાર પ્રાયઃ આવે જ નહિ, એવા આત્માઓ 'ભીમ' જેવા જ ગણાવા જોઈએ. આત્મા આદિની માન્યતાથી દૂર જ ભાગનારા આત્માઓ, 'ભીમ' જેવા જ મનાવા જોઈએ. જેઓને આત્મા આદિની વાતને સાંભળતાં જ ચમકારો થાય, એવા આત્માઓને ધર્મ આદિના વાસ્તવિક વિચારો સ્વયમેવ આવે નહિ અને કોઈ ધર્મના વિચારોને સંભળાવે, તો ય રૂચિ ન થાય પણ સામનો કરવાનું જ મન થાય, આ સઘળો ય પ્રતાપ ઉત્તાનમતિતાનો છે, ક્ષુદ્રતાનો છે. હવે જે આત્માઓ આત્મા આદિને માનનારા છે, તેઓમાં પણ એવા ઘણા છે, કે જેઓને ધર્મનો વિચાર આવતો નથી. એવાઓ પણ ભીમના જેવા જ ગણાવા જોઈએ. હવે જેઓને કવચિત્ કવચિત્ સારા વિચારો આવે, પણ આવતાંની સાથે જ વિપરીત વિચારોનો જે હલ્લો થાય, એને જેઓ આધીન થઈ જાય, તેઓ પણ 'સોમ' જેવા બની શકે નહિ. 'સોમ' તો તે બને. કે જે સૂક્ષ્મ બુદ્ધિવાળો હોય અને ઉત્તાન બુદ્ધિના વિચારોને આધીન થનારો ન હોય.

મન્દિરમાં :

અહીં તો, સોમે પોતાના ઉત્તમ વિચારોને જાહેર કરીને, 'ભીમ'ને દેવના દર્શન–નમન માટે પ્રેરણા કરી, પણ જ્યારે ભીમે પોતાની ઉત્તાન મતિનું નૃત્ય આરંભ્યું અને સોમને પણ દેવના દર્શન આદિથી વંચિત કરવાનો પ્રયત્ન આરંભ્યો, ત્યારે તેની ઉપેક્ષા કરી, સોમ પોતે પોતાની શુદ્ધ બુદ્ધિના બળે, દેવના દર્શન–નમન માટે સજ્જ થયો પોતાની વાચાલતા દ્વારા ભીમે સોમને વાર્યો, તે છતાં પણ 'સોમ' તો ચંદ્ર જેમ ચંદ્રિકાવાળો હોય છે તેમ શુદ્ધ મતિ રૂપ જ્યોત્સ્નાવાળો હતો, એટલે એના ઉપર તેની કશી જ અસર થઈ નહિ. શુદ્ધ મતિ રૂપ જ્યોત્સ્નાવાળો અને જેનો અજ્ઞાન રૂપ અંધકાર અથવા તો પાપ રૂપ અંધકાર શમી ગયો છે, એવો સોમ પોતાના શુદ્ધ નિશ્ચયને વળગી રહીને શ્રી જિનભવનમાં ગયો' શ્રી જિનભવનની અંદર જઈને, તે સોમ ભુવનબન્ધવ શ્રી જિનેશ્વરદેવને નમે છે. નમે છે એટલું જ નહિ, પણ એક રૂપીઆનાં પુષ્પો લઈને ઉત્કટ કોટિની ભક્તિ દ્વારા તે શ્રી જિનેશ્વરદેવને પૂજે છે. તે ઉત્તમ ધર્મક્રિયાના પુણ્યના વશથી તે સોમ મનુષ્યપણાના આયુષ્યની સાથે બોધિબીજને ઉપાર્જે છે.

ભીમને તજો :

આ જ રીતિએ, જેઓ ઉત્તમ વિચારો કરી શકે છે, તેઓએ 'ભીમ' જેવાના વિચારોને વશ થયા વિના, પોતાની હિતસાધનામાં ઉદ્યમવંત બન્યા રહેવું જોઈએ, અને તેમ કરનારાઓ જ 'સોમ' જેવા બની શકે છે. જેમ ભીમ જેવાના રોથી બચવાનું છે, એ જ રીતિએ પોતાના આત્મામાં

પણ ઉત્પન્ન થતા 'ભીમ' વિચારોથી બચવાનું છે. એક વિચાર સારો આવતાંની સાથે અનેક વિપરીત વિચારો આવવા, એ પણ બનવાજોગ છે: પરન્તુ એ વિપરીત વિચારોના ઉપદ્રવમાં જે સ્થિર નહિ બને, તે પોતાના શુદ્ધ વિચારનો પણ અમલ નહિ કરી શકે. કેટલાક સાધુઓમાં કારમી પ્રમાદશીલતા, પ્રત્યેક ક્રિયામાં શિથિલતા, છતી શક્તિએ તપ અને સંયમ પ્રત્યે બેદરકારી, વિના ભૂખે પણ સ્વાદની ખાતર ખાવા-પીવાની લોલુપતા, નિર્દોષતા પ્રત્યે લક્ષ્યનો અભાવ અને સુંદર તથા અનુકૂળ વસ્તુઓ પ્રત્યે જ લક્ષ્ય,–આ બધું ઓતપ્રોત થયેલુ દેખાય છે, તે ભીમ વિચારોની સામે તેઓ નહિ ટકી શકવાના પ્રતાપે જ દેખાય છે એવા પણ સાધુઓ જો સોમ જેવા બનીને, ભીમ જેવા સાથીઓ અને ભીમ જેવા વિચારોની સામે ટકવા જેટલું સામર્થ્ય કેળવી લે, તો પોતાને પ્રાપ્ત થયેલ સંયમ-સુરતરૂની સાધનામાં કદી જ શિથિલ ન બને અને મળેલ સુંદરમાં સુંદર વસ્તુની સુંદરતમ આરાધના કરી શકે.

## જ્ઞાનના નામે શિથિલતા હોય?

ઘરબાર અને માતા-પિતા આદિને અથવા તો દુનિયાદારીને મેળવવા-ભોગવવા આદિની આશાને પણ તજીને દીક્ષિત થયેલા આત્માઓ, કાંઈ માંયકાંગલા નથી હોતા. પણ જો દીક્ષિત થયા બાદ પણ તેઓ ભીમ જેવા ભયંકર સાથીઓના સહવાસમાં આવી જાય છે અથવા તો ભીમ જેવા ભયંકર વિચારોના ભોગ બની જાય છે, તો એવાઓનો ભયંકર પાત થઈ જાય, એ કાંઈ આશ્ચર્યજનક બનાવ નથી. સંયમસાધક જ્ઞાનના

નામે સાધુઓ જો વિગઈ આદિના ઉપાસક બની જાય, તપો-વર્ધક જ્ઞાનના નામે સાધુઓ જો તપના વૈરી જેવા બની જાય, ક્રિયાઓમાં સુંદરમાં સુંદર સ્ફુર્તિ આણનાર જ્ઞાનના નામે સાધુ ઓ જો ક્રિયામાં શિથિલ બની જાય, નિદ્રા આદિના પરમ શત્રુ એવા જ્ઞાનના નામે સાધુઓ જો ભયંકર રીતિએ નિદ્રા આદિ પ્રમાદના ઉપાસક બની જાય, સાચી જાતિના નમ્ર બનાવનાર જ્ઞાનના યોગે પણ સાધુઓ જો અભિમાન રૂપી કારમા દાહ-જ્વરથી જ્વરિત બની જાય અને વિનય, વૈયાવચ્ચ તથા ભક્તિ આદિ ગુણોને ખીલવનાર જ્ઞાનના પ્રતાપે પણ સાધુઓ જો વિનય કરતા શરમાતા, વૈયાવચ્ચને વેઠ માનતા અને ભક્તિ આદિમા લઘુતા માનતા અગર તો કંટાળતા બની જાય, તો સમજવું જ જોઈએ કે—એ બીચારા કા તો ભીમ જેવાના દોસ્ત બન્યા છે અથવા તો ભીમ જેવા વિચારોના ગુલામ બન્યા છે.

દાભિકતા :

જે તારકોની હિતશિક્ષાથી સન્માર્ગને પામ્યા, તે જ તારકોની હિતશિક્ષા પણ જ્યારે સહન ન થાય, ત્યારે તેવા સાધુઓએ સમજવું જોઈએ કે–' ગમે તે પ્રકારે પણ અમારા ઉપર ભીમ જેવા સાથીની અગર તો ભીમ જેવા વિચારોની કારમી અસર થઈ છે ' સંસારની અસારતા, પૌદ્ગલિક લાલસાઓની ભયંકરતા અને શરીર પ્રત્યેની મમતા, વૈરાગ્ય વિરોધિની વિલાસવૃત્તિ, રસનાની પરાધીનતા, વિષયો પ્રત્યેની આસક્તિ તથા આરાધનામાં પ્રમાદ આદિની ભયંકરતા બતાવતી કડકમાં કડક દેશનાને વધાવી લેનારા અને જે કોઈ એવી ... માટે યદ્વા તદ્વા બોલે તેઓને દુર્લભબોધિ, બહુલસંસારી

આદિ તરીકે ઓળખતા અને ઓળખાવતાઓ પણ જ્યારે, પોતાની જાત વિષેની સાચી અને સ્વ-પરહિતની અપેક્ષાએ કરાએલી પણ ટીકાને ન સહી શકે, ત્યારે તો એવાઓને સાચા સ્વરૂપમાં ઓળખવા, એ પણ સામાન્ય આત્માઓને માટે અત્યન્ત મુશ્કેલ બની જાય છે : કારણ કે-હૃદયના પણ ભીમ હોવા છતાં ય, એવાઓ સામના ઝભ્ભામાં રહેનારા ભયંકર દંભિઓ હોય છે. એ દંભના પ્રતાપે, તેઓને વાસ્તવિક સ્વરૂપમાં સામાન્ય જનો ન પિછાની શકે-એ જેમ સહજ છે, તેમ એવાઓથી સ્વયં બચીને અન્યોને બચાવવાની પ્રવૃત્તિ કરનારા આત્માઓ, અમુક કાલને માટે તેઓને કજીયાખોર આદિ લાગે-એ પણ સહજ છે.

<u>દાનને અંગે :</u>

તમે પણ જો તમારી જાતને માટે વિચારશો, તો તમને પણ લાગશે કે-તમારી આજુબાજુ પણ ઘણા ભીમો ફરે છે અને તમારા અંતરમાં પણ ભીમ વિચારોનો ઓછો ઉત્પાત નથી. દાનનો વિચાર પ્રથમ તો આવશે નહિ, દાનનો વિચાર આવશે તો પ્રતિપક્ષી વિચારો આપનારા સાથીઓ પણ છે અને સાથે હૈયામાં એવા વિચારો પણ છે જ કે-" લક્ષ્મી એ જ દુનિયામાં સારી રીતિએ જીવાડનારી વસ્તુ છે. એના વિના દુનિયામાં પણ અને ધર્મસ્થાનમાં પણ ક્યાં કિંમત થાય છે ?" આવા વિચારોના પ્રતાપે, લક્ષ્મી પ્રત્યેની મમતા વધી જાય છે અને દાનના વિચાર હવામાં જ ઉડી જાય છે. એવા પણ માણસો હોય છે, કે જેઓ એમ વિચારે કે-" મારા પોઝીશન માટે આ જોઈએ અને તે જોઈએ, એટલે

પાંચ-પચાસ લાખ હોય ત્યાં સુધી તો દાનનો વિચાર કરવો એ પણ ઉચિત નથી. આપણી પાસે શું ઉભરાય છે, તે આપણે દાતાર બની જઈએ? પૂર્વના પુરૂષોની ઉદારતાનાં વર્ણનો આવે છે, પણ તેઓ પાસે લક્ષ્મી કેટલી? આપણી પાસે તો કાંઈ જ નથી. એટલી લક્ષ્મી હોય અને ઉદાર બનીએ એ શોભે. આપણી પાસે જે છે, તે તો આપણે માટે પણ ઓછી પડે તેમ છે.' આવા આવા અનેક વિચારો ઉઠે પણ છે અને એથી દાનની થયેલી ભાવના પણ પરાવર્તન પામીને કારમી કૃપણતા સ્વામિત્વને લે છે. એ જ દશા શીલ માટે, તપ માટે અને શુભ ભાવધર્મની આરાધના માટે પણ સમજી લેવા જેવી છે.

શીલને અંગે:

સર્વથા બ્રહ્મચર્યની વાત બાજૂએ રહી, પણ ચતુર્માસ આદિમાં બ્રહ્મચર્યની વાત આવે, પર્વદિવસો માટેના બ્રહ્મચર્યની વાત આવે, પરસ્ત્રીના ત્યાગની વાત આવે, ત્યારે પણ આજુબાજુ અને અંતરમાં ક્યાં ઓછો ઉત્પાત મચે છે? એવા ઉત્પાતના સમયે, શીલ માટેનું સઘળું ય સામર્થ્ય જાણે નષ્ટપ્રાયઃ થઈ ગયું હોય, એવી દશા અનુભવાય છે. "બાપ રે! શીલ તે કેમ પળાય? મહાપુરૂષોએ પણ ભોગો ક્યાં નથી ભોગવ્યા? શું આપણે ખૂબ જ આસક્ત છીએ? આસક્તિ વિના ભોગવીએ, એમાં શું? જ્ઞાનિઓએ ક્યાં સર્વથા ના પાડી છે? એ તો ભાઈ! શક્તિના પ્રમાણમાં જ કરાય!"- આવા આવા અનેકવિધ વિચારોથી શીલના સામર્થ્યનું પણ છિન્નવિછિન્નપણું થયા વિના રહેતું નથી.

તપને અંગે :

તપની વાત આવતાંની સાથે જ શરીર યાદ આવે. એ વખતે, શરીર સારૂં અને સશક્ત હોય તો પણ, માંદું અને અશક્ત લાગે. વ્યવહારની સઘળી વાતોમાં સશક્ત લાગતું શરીર, તપની આધનામાં અશક્ત જ લાગે. "શરીર હશે તો ધર્મ થશે, માટે એને તો સારૂં અને મજબૂત બનાવવું જોઈએ : તપથી તો શરીર અશક્ત બની જાય : આપણે એવું તે શું ખાઈ નાખીએ છીએ ? આપણે ભલે ઘણી વાર ખાતા હોઈએ, પણ એકાસણાવાળા ય ક્યાં ઓછું ખાય છે ? આયંબિલવાળા પણ કાંઈ સ્વાદ નથી કરતા, એવું થોડું જ છે ? ઉપવાસવાળા પારણે–ઉત્તરપારણે ક્યાં બાકી રાખે છે ? વળી શું તપ ન થાય તો કાંઈ કલ્યાણ ઓછું જ અટકી જાય છે ? ભગવાને પણ ક્યાં શક્તિ ઉપરાંત તપ કરવાનું કહ્યું છે અને શક્તિ મુજબ આપણે પણ નવકારશી ક્યાં નથી કરતા ?" –આવા આવા અનેક, શિથિલતાને આણનારા વિચારોથી, જાગેલી પણ તપની ભાવના શીર્ણ–વિશીર્ણ થઈ જાય છે.

શુભ ભાવને અંગે :

શુભ ભાવની બાબતમાં પણ એ જ દશા છે. "શુભ ભાવ ખરો, પણ આપણે ક્યાં એવા અશુભ ભાવ કરીએ છીએ ? અપરાધી હોય, આપણું બગાડવાને ઈચ્છતા હોય અને એવા એવા જે જે આપણા માટે હાનિકર હોય, એવાઓને માટે કરવાજોગ વિચારો આપણે ન કરીએ, તો આપણને કેમ ચાલે ? એવાનું તો બૂરૂં પણ ઈચ્છવું પડે. આપણું કોઈ અપમાન કરે, તો એને આપણે કેમ જ નિભાવી લઈએ ?

સંસારમાં રહેવું છે, એટલે–'થાય તેવા થઈએ તો જ ગામ વચ્ચે રહીએ ને ?' આપણે કાંઈ સાધુ છીએ, કે જેથી ગામ છોડીને ચાલ્યા જઈએ ?"–આવી આવી વિચારણાઓથી, અંતરમાં આવેલી શુભ ભાવને આરાધવાની અભિલાષા પણ, અસ્તવ્યસ્ત થયા વિના રહેતી નથી. આવી દશા ભીમ જેવા સાથીઓના પ્રતાપે અથવા તો ભીમ જેવા વિચારોના પ્રતાપે ઘણા આત્માઓની થાય છે.

દેવપૂજા, ગુરુસેવા અને ધર્માચરણ:

આ જ રીતિએ દેવપૂજા, ગુરુસેવા અને ધર્મના આચરણને મલિન કરનારા વિચારોનો પણ સામનો જેવો જોઈએ તેવો નહિ થઈ શકવાથી, દેવપૂજામાં પણ જાતપૂજા, ગુરુસેવામાં પણ સ્વનામના અને ધર્મની આચરણામાં પણ પોતાની પ્રશંસા આદિ ફગવવાની ભાવનાની ઉપાસના થાય છે. સુદેવ અને કુદેવના ભેદને તથા તેની પૂજાના હેતુને જાણવા છતાં પણ, લૌકિક અને લોકોત્તર મિથ્યાત્વ તરફ ઘસડનારા વિચારોનું શરણ સ્વીકારાય છે. સુગુરૂને અને કુગુરૂને ઓળખવા છતા તથા સુગુરૂને જ શા માટે માનવા જોઈએ–એને જાણવા છતાં પણ, લોકવ્યવહારને તાબે થઈને, કુગુરૂની પણ ઉપાસના કરવાનું મન થાય છે અને સુગુરૂની ઉપાસનામાં પણ સમજવા છતાં લોકોત્તર મિથ્યાત્વની ઉપાસના થાય છે. ધર્મની આચરણામાં પણ, વિવેક છતાંય વિષાનુષ્ઠાન, ગરલાનુષ્ઠાન અને અનનુષ્ઠાન, કે જેને ઉપકારિઓએ અસત્ અનુષ્ઠાનો તરીકે ઓળખાવેલ છે, એનું પણ આચરણ થઈ જાય છે. આ બધો ય પ્રતાપ ભીમ જેવા સાથીનો અથવા ભીમ જેવા

વિચારનો છે. દાનાદિના સમ્બન્ધમાં સર્વ શ્રાવકોની આવી દશા છે–એમ નથી, પરન્તુ આવી દશાનો અભાવ છે એમેય નથી. અત્યારની મોટા ભાગની દશા એવી છે, કે જે દશાને અંગે આ જાતિનું સૂચન કરવું, એ પણ પરમ આવશ્યક છે.

અનુત્તાનમતિ આદિ બનો :

સોમપણાને પામવાને ઇચ્છનારે અને ભીમપણાથી બચવાને ઇચ્છનારે, ઉપકારી મહાપુરૂષે વર્ણવેલા સોમના અને ભીમના સ્વરૂપને બરાબર સમજી લેવું જોઈએ. સોમને માટે ઉપકારી મહાપુરૂષે ચાર વિશેષણોનો ઉપયોગ કર્યો છે. એક તો એ કે–સોમ અનુત્તાનમતિ હતો, અર્થાત્–સૂક્ષ્મ બુદ્ધિવાળો હતો. આપણે વિચારી ગયા છીએ કે–સૂક્ષ્મમતિ આત્માઓ સુપર્યાલોચિતકારી બને છે. વિવેકપૂર્વકની વિચારણા કરીને પ્રવૃત્તિ કરનારા આત્માઓ, અહિતકર પ્રવૃત્તિથી બચી શકે છે અને હિતકર પ્રવૃત્તિમાં યોજાઈને સ્વ–પરના કલ્યાણને સાધનારા બની શકે છે. સૂક્ષ્મ મતિને ધરનારા આત્માઓ, ધર્મના નામે અધર્મના ઉપાસક બનતાં તો બચી શકે છે, પરન્તુ અધાર્મિક આચરણ કરવું પડતું હોય, તેવા સમયે પણ વિવેકશીલ હોવાના કારણે, અન્યોની જેમ પાપથી લેપાતા નથી. સોમને અક્ષુદ્ર તરીકે જણાવીને, ઉપકારી મહાપુરૂષે ફરમાવ્યું છે કે–તે પુણ્યાત્મા તુચ્છ નહિ હતો, પરન્તુ ગમ્ભીર હતો. સૂક્ષ્મમતિ બન્યા વિના ગમ્ભીરતા આવવી એ શક્ય નથી. સાચા ગમ્ભીર પણ તેઓ જ બની શકે છે, કે જેઓ અનુત્તાનમતિ હોય છે. સોમને ભદ્રક અને વિનીત તરીકે પણ ઉપકારિએ વર્ણવ્યો છે. સૂક્ષ્મ મતિ અને ગામ્ભીર્યના

સ્વામી આત્માઓમાં ભદ્રકતા અને વિનીતતા હોવી, એ તો સહજ છે. ભદ્રક આત્માઓથી પાપ નથી આચરાતું એમ નહિ, પણ તે આત્માઓમાં ઈતરોના જેવી પાપરસિકતા નથી હોતી. કેટલાક આત્માઓ, પાપ આચરતાં પૂર્વે અને પાપ આચર્યા પછીથી પણ જે જાતિની વિચારણાઓ અને પ્રવૃત્તિઓમાં મગ્ન બને છે, તે જાતિની વિચારણા અને પ્રવૃત્તિથી ભદ્રક આત્માઓ પર રહે છે. આ દુનિયામાં એવા અભદ્રક આત્માઓ ઘણા છે, કે જેઓ પાપના રસિક હોવા છતાં પણ, દુનિયામા પાપના ભીરૂ અને પાપના ત્યાગી તરીકેની નામના પૂર્વક જીવવાની તીવ્ર અભિલાષાને ધરાવે છે: એ અભિલાષાના યોગે, એવા અભદ્રક આત્માઓ, નિરંતર પાપ વિચારોમાં મગ્ન રહે છે: કારણ કે–તેમને સર્વ પ્રવૃત્તિઓમાં દમ્ભના જ ઉપાસક બન્યા રહેવું પડે છે. પાપ કરવા છતા ય પુણ્યશાલી તરીકેની નામનાને ભોગવવાને માટે, પાપને સફાઈથી આચરવાને માટેની અને આચર્યા પછી તેને છૂપાવી રાખવાને માટેની ચિન્તાથી અહોનિશ તેઓ ઘેરાએલા રહે છે. એ જાતિની મનોદશા, આત્માને સંસારમા ખૂબ જ રૂલાવનારી નિવડે એ સહજ છે. ભદ્રક આત્માઓ, એવા નિર્ધ્વંસ પરિણામવાળા બની શકતા નથી. સૂક્ષ્મ મતિને ધરનારા, ગમ્ભીર અને ભદ્રક આત્માઓમા સાચી વિનીતતા આવવી, એ ય સહજ છે. તેવા આત્માઓ, તેથી વિપરીત સ્વરૂપના ભીમ જેવા આત્માઓની જેમ, અવિનીત બની શકતા નથી આ કારણે, કલ્યાણના અર્થી આત્માઓએ ઉત્તાન મતિવાળા, ક્ષુદ્ર, અભદ્રક અને અવિનીત નહિ બનતાં, અનુત્તાન મતિવાળા, અક્ષુદ્ર, ભદ્રક અને વિનીત બનવું જોઈએ. આમ, અનુત્તાન મતિવાળા આદિ

બનેલા આત્માઓ, ધર્મને ઘણી સહેલાઈથી પામી શકે છે અને ધર્મની આરાધના પણ સુન્દર પ્રકારે કરી શકે છે. સોમ જેવા બનવાને ઇચ્છનારા આત્માઓએ, ભીમ જેવા આત્માઓની પોતાના ઉપર કશી જ અસર ન પડે, એની પણ ખાસ કાળજી રાખવી જોઇએ અને ભીમ જેવા આત્માઓના ગમે તેટલા પણ વિરોધને ગણકાર્યા વિના જ, આત્મકલ્યાણની સાધક પ્રવૃત્તિઓમાં આદરવાળા બની જવું જોઈએ.

સોમ અને ભીમ ભવાન્તરમાં:

અક્ષુદ્રતા ગુણની આવશ્યકતાના સમર્થનમાં, સોમ અને ભીમનુ આ દૃષ્ટાન્ત, પરમ ઉપકારી, આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ ફરમાવ્યુ છે. અક્ષુદ્ર સોમ છે અને ક્ષુદ્ર ભીમ છે. એક અક્ષુદ્રે અને એક ક્ષુદ્રે —એમ બન્નેએ શ્રી જિનમન્દિરને જોયુ, પણ બન્નેને વિચારો કેવા આવ્યા? અક્ષુદ્ર એવા સોમને, સુકૃત અને દુષ્કૃતના ફલ સંબંધી વિચારો આવ્યા અને એ વિચારોના પ્રતાપે દેવભક્તિ કરવાની ભાવના એના હૈયામા પ્રગટી ક્ષુદ્ર એવો ભીમ સ્વયમેવ તો સુકૃત–દુષ્કૃત સંબંધી વિચાર કરનારો બની શકયો નહિ, પરન્તુ સોમે જ્યારે હિતકર વાત કહી, ત્યારે પણ તેણે તેનો વિરોધ કર્યો. તેણે તો, જીવ હોવાની વાતનો જ ઈન્કાર કર્યો અને સોમ જેવા સૂક્ષ્મ મતિવાળાને પણ મુગ્ધ કહી દીધો: ધર્મની વાત, એ તો પાખણ્ડિઓના ભેજાનું એક પ્રચણ્ડ તાણ્ડવ છે, એવું એવું પણ બોલવાને તે ચૂકયો નહિ. વિચારો કે–અક્ષુદ્રમતિ અને ક્ષુદ્રમતિ આત્માઓ વચ્ચે, એક જ વસ્તુના દર્શનથી પણ, કેવા પરસ્પર-વિરોધી 'વિચારો ઉત્પન્ન થયા? ક્ષુદ્રતા, એ એવો દુર્ગુણ

ગાદી ઉપર રાજા તરીકે આવેલ છે, તે પોતાના ગૃહિધર્મને દીપાવવાના કાર્યમાં ઉદ્યુક્ત બને છે. દઢ સમ્યક્ત્વને ધરનાર અને વિમલ ચિત્તવાળા શ્રી વિક્રમકુમાર, શ્રી જિનમંદિરોને બંધાવવામાં, શ્રી જિનપ્રતિમાઓને ભરાવવામાં અને શ્રી જિનેશ્વરદેવોની રથયાત્રાઓ કરાવવામાં ઉદ્યુક્ત બન્યા અને મુનિજનોના સેવનમાં આસક્ત બન્યા. આ પ્રમાણેની ગૃહિધર્મની આરાધનામાં જ ઉદ્યુક્ત બનેલા તેમનું રાજ્ય સિદાતું ન હતું, પણ એવા ધર્માત્મા રાજાના પ્રતાપે પૃથ્વીવલય સુખમય બન્યું હતું. એ જ કારણે, એનું વર્ણન કરતા પણ, પરમ ઉપકારી બૃહદ્વૃત્તિકાર આચાર્યભગવાન ફરમાવે છે કે–"ચંદ્રમાની માફક સંપૂર્ણ કળાઓને તથા પ્રતિપૂર્ણ મંડલને ધરનાર અને દુરિત રૂપ અંધકારના પ્રસારને હણી નાખનાર 'વિક્રમકુમાર' નામના રાજા, કુવલયને સુખથી કલિત કરે છે." આવા ધર્માત્મા રાજાના રાજ્યમાં સામાન્ય રીતિએ કોઈ જ દુઃખી ન હોય, એ વાત નિર્વિવાદ છે આવા રાજાઓ, રાજ્ય ઉપર પણ ભોગાવલિ કર્મના ઉદયથી જ રહે છે. આવા રાજાઓ રાજ્યને પણ ધર્મમય બનાવવાને માટે જ પ્રયત્નશીલ હોય છે. રાજ્ય પણ એવી રીતિએ કરે છે, કે જેથી તે તેઓનું ચારિત્રમોહનીય ક્ષયોપશમ પામવામાં બાધા રૂપ ન નિવડે. સુશ્રાવક માત્રે, પોતાની કોઈ પણ પ્રવૃત્તિ ચારિત્રની પ્રાપ્તિમાં બાધક ન થાય પણ સહાયક થાય, એવી જ રીતિએ વર્તવાની કાળજી રાખવી જોઇએ. જેઓ એવી દશાને નથી છવી શકતા, તેઓ પોતાના ધર્મનું પાલન યથાસ્થિત રીતિએ કરનારા નથી હોતા, એ નિર્વિવાદ છે પોતાના શ્રાવકપણાને બાધ ન આવે-એ રીતિએ રાજ્ય

કરતા અને શ્રાવકપણાને દીપાવે–એવી સઘળી ય ક્રિયાઓને શુદ્ધપણે આચરવાને માટે ઉદ્યમશીલ બનેલા શ્રી વિક્રમ રાજાનું, કોઇ સમયે ચારિત્રમોહનીય ક્ષયોપશમને પામ્યું. કોઈ એક દિવસે, પોતાના પુત્ર ઉપર સ્થાપન કરી છે મહારાજ્યની ધુરા જેમણે એવા તે શ્રી વિક્રમ રાજાએ પણ, આચાર્યભગવાન શ્રીમદ્ અકલંકસૂરીશ્વરજી મહારાજાની પાસે પ્રવ્રજ્યાને અંગીકાર કરી. દીક્ષાને અંગીકાર કર્યા પછી અક્ષુદ્ર, ગંભીર અને સૂક્ષ્મ મતિવાળા એવા તે રાજર્ષિ, ઘણા શ્રુતને ભણીને અને વિધિપૂર્વક કાલધર્મને પામીને, દેવલોકમાં પહોચ્યા અને ક્રમે કરીને મોક્ષને પણ પામશે. આ પ્રમાણેની કથાને કહ્યા પછીથી, બૃહદ્ વૃત્તિકાર આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજા, ભવ્ય જીવોને ઉદ્દેશીને પ્રેરણા આપતાં ફરમાવે છે કે–

"આ પ્રમાણે ગંભીર ગુણવાળા આત્માના મહાન વૈભવને અને ઉત્તાન મતિવાળા આત્માના મહાન સંસારને સાંભળીને, શ્રદ્ધા રૂપ ધનવાળા અને એના પ્રતાપે સમાધિમય દશાને ભોગવતા હે શ્રાદ્ધજનો! સદાને માટે સમાહિત બન્યા થકા, તમે અક્ષુદ્રતાને ધારણ કરો!"

[ ૧૯ ]

<u>મૂલકાર પરમર્ષિએ ફરમાવેલું ઉદાહરણ</u>:

ધર્મરત્નના અર્થી જનોને ઉપદેશ આપવાને માટે પ્રવર્તમાન થએલા પરમ ઉપકારી, આચાર્યભગવાન શ્રીમત્ શાન્તિસૂરીશ્વરજી મહારાજ, શ્રી ધર્મરત્ન પ્રકરણ નામના આ ગ્રન્થમાં ફરમાવી ગયા કે–તુચ્છ વિભવવાળા આત્માઓને માટે જેમ ચિન્તામણિ રત્ન સુલભ નથી, તેમ ગુણવિભવથી વર્જિત એવા પંચેન્દ્રિય પ્રાણિઓને માટે પણ

ધર્મરત્ન સુલભ નથી. પ્રાસાદના અર્થિઓ, પહેલાં શલ્યોનો-ઉદ્ધાર અને પીઠબન્ધ આદિને વિષે આદરવાળા બને છેઃ કારણ કે-શલ્યોદ્ધાર અને પીઠબન્ધ આદિને વિષે બેદરકાર રહેનારાઓ, વિશિષ્ટ એવા પ્રાસાદને પ્રાપ્ત કરી શકતા નથી. આ પ્રમાણે પ્રાસાદના દૃષ્ટાન્તને રજૂ કરીને, શાસ્ત્રકાર પરમર્ષિએ ફરમાવ્યુ કે-ધર્મના અર્થી આત્માઓએ પણ, પ્રથમ અક્ષુદ્રતા આદિ ગુણોના ઉપાર્જનને વિષે પ્રયત્નશીલ બનવું જોઈએ : કારણ કે-વિશિષ્ટ ધર્મસિદ્ધિ તેને આધીન છે. ધર્મના અર્થી આત્માઓ, વિશિષ્ટ ધર્મસિદ્ધિને પામવાને માટે ઉત્સુક હોય, તે સ્વાભાવિક છે; પરન્તુ વિશિષ્ટ ધર્મસિદ્ધિની પ્રાપ્તિ, ગુણસંપન્ન બન્યા વિના થતી નથી : આ વસ્તુને જાણનારા ઉપકારી મહાપુરૂષો, ધર્મરત્નના અર્થી જનોને, પહેલાં તો અક્ષુદ્રતા આદિ ગુણોને પ્રાપ્ત કરવાનો ઉપદેશ આપે, તે સ્વાભાવિક છે. ગુણોપાર્જનને માટે ઉદ્યમશીલ બનવાનો ઉપદેશ આપનારા આ ઉપકારી મહાપુરૂષે, ધર્મરત્નના અર્થી જનોને, અક્ષુદ્રતા આદિ એકવીસ ગુણોના સ્વરૂપ આદિનો ખ્યાલ આવે તેમ જ તે તે ગુણોના ઉપાર્જનમાં સફલતા પ્રાપ્ત થાય, એ વિગેરે હેતુથી ગુણિના વર્ણન દ્વારા અક્ષુદ્રતા આદિ એકવીસ ગુણોનું વર્ણન કર્યું છે. ગુણિના વર્ણન દ્વારા ગુણનું વર્ણન કરવામાં પ્રવૃત્ત બનેલા શાસ્ત્રકાર પરમર્ષિએ, એકવીસ ગુણો પૈકીના પહેલા અક્ષુદ્રતા ગુણને અંગે જે ફરમાવ્યુ છે, તે પણ આપણે જોઈ આવ્યા અને બૃહદ્‌વૃત્તિકાર આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહા-.. . પોતાની વૃત્તિમાં ક્ષુદ્ર તરીકે ભીમને તથા અક્ષુદ્ર તરીકે સોમને રજૂ કરી, ભીમ અને સોમની જે કથા આલેખી

છે, તે પણ આપણે જોઈ આવ્યા. બૃહદ્વૃત્તિકાર આચાર્ય-ભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ, ક્ષુદ્રતાના ત્યાગ અને અક્ષુદ્રતાના સ્વીકાર સંબંધી સમર્થન કરતાં જેમ ભીમ અને સોમની કથા ફરમાવી છે, તેમ મૂલકાર પરમર્ષિ આચાર્યભગવાન શ્રીમત્ શાન્તિસૂરીશ્વરજી મહારાજાએ પણ, પોતાની રચેલી વૃત્તિમાં એક ઉદાહરણ રજૂ કર્યું છે. એ ઉદાહરણ છે-ક્ષીરકદંબક નામના એક પાઠકનું અને તે પાઠકના ત્રણ બુદ્ધિમાન વિદ્યાર્થિઓનું. પરમ ઉપકારી, કલિકાલ-સર્વજ્ઞ, આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ રચેલા શ્રી ત્રિષષ્ઠિ-શલાકા-પુરૂષ-ચરિત્ર નામના મહાકાવ્યના સાતમા પર્વના બીજા સર્ગમાં પણ એનું વર્ણન આવે છે. શ્રી રાવણે પ્રસંગ પામીને શ્રી નારદજીને એવો પ્રશ્ન પૂછયો હતો કે-" આ પશુવધાત્મક યજ્ઞો કયારથી શરૂ થયા ? " આ પ્રશ્નનો ઉત્તર આપતાં શ્રી નારદજીએ જે હકીકત રજૂ કરી, તેમાં અહીં ઉદાહરણ તરીકે રજૂ થએલ કથાવૃત્તાન્ત આવે છે. જો કે-એ વર્ણનમાં અને અહીં મૂલકાર પરમર્ષિએ જે વર્ણન કર્યું છે, તેમાં કેટલોક તફાવત છે : પરન્તુ કથાસાહિત્યને અંગે એમ હોવું, એ કોઈ અસ્વાભાવિક વસ્તુ નથી. પ્રાચીન પુરૂષોની કથાઓમાં વિવિધ વર્ણનો મળી આવે અને એથી એક લખનારે એક વસ્તુને એક રૂપમાં રજૂ કરી હોય અને બીજા લખનારે બીજા રૂપમાં એ જ વસ્તુ આલેખી હોય, એવું બને : પણ એ કોઈ તાત્ત્વિક ભેદ ગણાય નહિ. આશય અને તેના વિવેચન આદિમાં વિરોધ ન આવવો જોઈએ. કથા દ્વારા પ્રતિપાદન કરાતી વસ્તુ આજ્ઞાવિરૂદ્ધ ન હોય-તેનો ખ્યાલ રાખવો જોઈએ અને શ્રી

જિનાજ્ઞાને અનુસરનારા મહાપુરૂષોએ કરેલા પ્રતિપાદનમાં શ્રી જિનાજ્ઞાથી વિપરીત વસ્તુ ન જ આવે, એ શંકા વિનાની વાત છે.

સુપિતા અને સુપાઠક બનવાને માટે

ક્ષીરકદંબક નામના પાઠક અને એ પાઠકના ત્રણ વિદ્યાર્થિઓનું આ ઉદાહરણ, જેમ અક્ષુદ્રતા ગુણની મહત્તાનું સૂચક છે, તેમ માતા-પિતા આદિ વડિલો અને શિક્ષણદાતા પાઠકો આદિને માટે પણ આદર્શ સમાન છે 'પિતા અને પાઠક આદિમા, પુત્ર અને વિદ્યાર્થી આદિને માટે, કેવા પ્રકારની હિતચિન્તા હોવી જોઈએ ?'–એ વસ્તુ, આ ઉદાહરણ દ્વારા, ઘણા જ સુન્દર પ્રકારે સમજી શકાય તેમ છે આવા ઉદાહરણોને આંખ સામે રાખીને, જો પિતાઓ અને પાઠકો, પુત્રો અને વિદ્યાર્થિઓના હિતની સાધનામા પ્રવૃત્ત બને, તો કુપિતાઓ અને કુપાઠકોના યોગે જે અનર્થ ઉત્પન્ન થવા પામે છે, તે અટકી ગયા વિના રહે નહિ. સાચા પિતા અને સાચા પાઠકની, એ પણ એક કામના અવશ્ય હોવી જોઈએ કે–'અમારો પુત્ર અગર તો અમારો વિદ્યાર્થી અધોગામી ન બને, પરન્તુ ઉર્ધ્વગામી બને.' જે પિતા અને જે પાઠકમા આ કામના હોય છે, તે પિતા અને તે પાઠક, પોતાનો પુત્ર અગર વિદ્યાર્થી પરલોકને બગાડનારા અકાર્યોમા પ્રવૃત્ત થતા બચી જાય એની કાળજી રાખે છે અને એ રીતિએ તેઓ પોતાના પુત્ર અગર વિદ્યાર્થિના આ લોકને પણ સુધારનારા બની શકે છે પરલોકના હિતની સાચી ચિન્તા, માત્ર પર લોકને જ સુધારનારી બને છે–એમ નથી. પરલોકના હિતની

સાચી ચિન્તા તો, આ લોકને પણ સુધારનારી નિવડે છે: કારણ કે-પરલોકનું હિત, આ લોકમાં સુન્દર આચાર-વિચારને ધરનારા બન્યા વિના, સાધી શકાતું નથી. પરલોકના હિતની સાચી ચિન્તા, જ્યારે આ રીતિએ ઉભય લોકને સુધારનારી નિવડે છે, ત્યારે કેવળ આ લોકની ચિન્તા, પ્રાયઃ ઉભય લોકને બગાડનારી નિવડે છે. પરલોકને ભૂલીને આ લોકમાં નિન્દ્ય કર્મોની આચરણા આદિમાં પ્રવૃત્ત થએલા આત્માઓ; પોતાના પરલોકના હિતને તો બગાડે જ છે: પરન્તુ આ લોકના હિતને પણ બગાડે છે. જો કે-વિવેકહીન આત્માઓને આ વાત સમજાતી નથી અને તેથી તેઓ પરલોકના હિતની ચિન્તાનો વિરોધ કરે છે: પરન્તુ વિવેકહીન આત્માઓ કયી સારી વસ્તુનો વિરોધ કરવાને ચૂકે છે? એટલે તેવા વિવેકહીનોની દયા ચિન્તવી, કલ્યાણના અર્થી આત્માઓએ તો, પરલોકના હિતની સાચી ચિન્તા અવશ્ય કરવી જોઈએ. જે પિતા અગર તો જે પાઠકમાં-'પોતાનો પુત્ર અગર તો પોતાનો વિદ્યાર્થી અધોગામી ન બને પણ ઉર્ધ્વગામી બને'-એવી કામના હોય છે, તે પિતા અગર તે પાઠક, જેમ પોતાના પુત્ર કે પોતાના વિદ્યાર્થિના આ લોકને પણ સુધારનારા બની શકે છે, તેમ એ વાત પણ સુનિશ્ચિત જ છે કે-એ જાતિની કામનાથી રહિત અને એથી વિપરીત કામનાથી સહિત એવા પિતા અગર તો પાઠક, પોતાના પુત્ર કે પોતાના વિદ્યાર્થિના ઉભય લોકના હિતનો ઘાત કરનારા નિવડે છે. એવાઓ સુપિતા અગર તો સુપાઠક તરીકે વર્ણવવાને લાયક રહેતા નથી, પણ કુપિતા કે કુપાઠકની ગણનામાં જ તેવાઓની ગણત્રી થાય છે. આ વસ્તુને દરેકે દરેક

પિતાએ અને દરેકે દરેક પાઠકે ખાસ સમજી લેવી જોઈએ: કારણ કે—એમાં જ પોતાનું તથા પોતાનાં આશ્રિતોનું હિત સમાએલું છે. પુત્ર કે વિદ્યાર્થિના વાસ્તવિક કલ્યાણની કામનાથી પર એવા પિતા અગર તો પાઠક, કલ્યાણકાંક્ષી પુત્ર કે વિદ્યાર્થી માટે પરિહરવા યોગ્ય ગણાય, તે પણ સ્વાભાવિક જ છે. 'કુ' માત્રનો ત્યાગ અને 'સુ' માત્રનો સ્વીકાર, એ દષ્ટિબિન્દુને કેળવ્યા વિના કલ્યાણ નથી. શક્ય હોય તો 'કુ'ને 'સુ' બનાવવાનો પ્રયત્ન અવશ્ય કરવો, પરન્તુ 'કુ' સ્વયં 'કુ' રહેવાનો જ આગ્રહ સેવે અને આશ્રિત આદિને પણ 'કુ' બનાવવાને જ ઈચ્છે, તો આશ્રિતોને તેઓનો દુઃખિત હૃદયે પણ પરિત્યાગ કરવો પડે અને એ જાતિનો પરિત્યાગ પણ કલ્યાણકારી જ ગણાય,—આ વાતમાં વિવેકી બુદ્ધિમાનોને શંકા હોય જ નહિ.

<u>ક્ષીરકદંબક પાઠક:</u>

હવે આપણે ઉદાહરણ જોઈએ અને એમાં વચ્ચે વચ્ચે થોડી પ્રાસંગિક વાતો કરી લેવાનું રાખીએ.

'શક્તિમતી' નામની એક નગરી હતી. 'ચેદી' નામના દેશમાં તે આવેલી હતી અને એ દેશને માટે એ નગરી અલંકારભૂત હતી. એ નગરીમાં ક્ષીરકદંબક નામનો એક બ્રાહ્મણ પાઠક વસતો હતો. એ પાઠક સ્વભાવથી જ પાપભીરૂ હતો, સરલ હતો, સ્વચ્છ હૃદયને ધરનારો હતો અને વેદ તથા વેદાન્તનાં તત્ત્વોમાં કુશલ હતો. સ્વભાવથી પાપની ભીરૂતા અને સરલતા સાથે હૃદયની સ્વચ્છતા, એ ઉત્તમ આત્માઓની ઉત્તમતાને પ્રગટ કરનાર છે. પાપથી

ડરવાનો સ્વભાવ, એ એક એવો ગુણ છે, કે જે ગુણ અનેક ગુણોને પમાડ્યા વિના રહેતો નથી. પાપથી ડરનારો સરલ અને સ્વચ્છ હૃદયનો હોવો, એ સહજ છે. કર્મોના ક્ષયને સાધવાને માટે વીરતા અને ધીરતાની આવશ્યકતા છે, પરન્તુ સાચી વીરતા અને સાચી ધીરતાને પામવાને માટે, પાપ ભીરૂતાની ય પરમ આવશ્યકતા છે. પાપની ભીરૂતાથી પર વારેલા માણસો, પોતાના સામર્થ્યને અને બીજી સામગ્રીને સ્વ-પરના હિતને બાધા પહોંચાડવામાં કામે લગાડે છે, જ્યારે પાપભીરૂ આત્માઓ પોતાના અલ્પ પણ સામર્થ્ય આદિને સ્વ-પરહિતકારક બનાવી શકે છે. જેનામાં પાપનો ડર નથી, તેનામાં માણસાઈ નથી-એમ કહીએ તો ય ચાલી શકે: કારણ કે-પાપથી નહિ ડરનારો આત્મા, અવસરે ઘોર પાપકર્મ કરતાં પણ ક્ષોભ પામતો નથી. પાપથી નહિ ડર નારનો વિશ્વાસ રાખનારાઓને, વિશ્વાસઘાતનો અનુભવ ન થાય, તો તે તેમનું ભાગ્ય જ ગણાય. પાપથી નહિ ડરનારો અને અર્થ તથા કામની રસિકતાથી પીડાતો આત્મા, સ્વાર્થ-વિવશ બનીને, અવસર આવ્યે સ્વજનોના સંહારને આચરતાં પણ અચકાતો નથી, ત્યાં ઈતરો માટે તો પૂછવું જ શું ? પાપથી નહિ ડરનારો જ્યારે આવો કારમો હોય છે, ત્યારે પાપથી ડરનારો કોઈ સુન્દર યોગને પામીને, સ્વ-પરનો પરમ ઉપકારક પણ બની શકે છે. પાપથી ડરનારો કદાચ તેવો ન પણ બને, તો ય પાપથી નહિ ડરનારા આત્માઓના જેવો અપકારક તો તે બનતો જ નથી. પાપથી અભીરૂ આત્માનુ હૃદય સરલ અને સ્વચ્છ હોય, એ પણ શકય નથી. સરલ અને સ્વચ્છ હૃદયને ધરનારા તો તેઓ જ હોય છે, કે જેઓ પાપભીરૂ હોય છે.

પર્વતક, નારદ અને વસુ :

સ્વભાવથી જ પાપભીરૂ અને સરલ તથા સ્વચ્છ હૃદયને ધરનાર તેમ જ વેદ અને વેદાન્તનાં તત્ત્વોમાં કુશળ એવા ક્ષીરકદંબક નામના તે બ્રાહ્મણ પાઠકની પાસે, અનેક વિદ્યાર્થિઓ અભ્યાસ કરતા હતા; જેમાં પર્વતક, નારદ અને વસુ એ ત્રણ મુખ્ય હતા. પર્વતક તે ક્ષીરકદંબક પાઠકનો પોતાનો જ પુત્ર હતો, જ્યારે નારદ સ્થાનાન્તરથી આવેલ હતો. સ્થાનાન્તરથી આવેલ નારદને તે પાઠક પોતાના ધર્મપુત્ર રૂપે માનતા હતા. ત્રીજો જે વસુ હતો, તે તો રાજપુત્ર હતો. ક્ષીરકદંબક નામના તે પાઠકની પાસે ભણતા અનેક વિદ્યાર્થિઓમાં આ પર્વતક, નારદ અને વસુ મહામતિવાળા ગણાતા હતા.

સાધુઓની ગોચરી :

હવે કોઈ એક દિવસે બન્યું એવું કે-ક્ષીરકદંબક નામના તે પાઠકને ઘેર, ગોચરીને માટે ફરતા બે સાધુઓ આવી પહોંચ્યા. આ બે સાધુઓમાં એક સાધુ તો સાતિશય હતા. પરન્તુ અત્રે એક એ વાત પણ ધ્યાનમાં લેવા જેવી છે કે-જે સાધુઓ માટે એકલા વિહાર કરવાની આજ્ઞા નથી, તે સાધુઓને ગોચરી માટે પણ એકલા ફરવાની આજ્ઞા નથી. સાધુઓએ ગોચરી માટે ભ્રમણ કરતાં અનેક વસ્તુઓ જોવાની હોય છે અને બેંતાલીસ દોષોથી રહિત ભિક્ષા લાવવાની હોય છે. સાધુઓ જો રસના લોલુપી બને, તો તેઓ 'ગ્રહણ કરાતી ભિક્ષા, સદોષ છે કે નિર્દોષ છે'-એ જોવાનું ભૂલી

જાય અને રસનાના સળવળાટને તાબે થઈને, આજ્ઞાના વિઘાતક બને, એ સ્વભાવિક છે. રસના લોલુપ બનેલા અને આજ્ઞાને ભૂલેલા એવા આત્માઓ, પોતાની ભિક્ષાને ગોચરી નહિ રહેવા દેતાં ગદ્ધાચરી બનાવી દે અને એ રીતિએ સ્વયં ધર્મભ્રષ્ટ બનીને, ઈતરોને પણ ધર્મભ્રષ્ટ બનવાનું નિમિત્ત પૂરૂ પાડે, એમાં આશ્ચર્ય પામવા જેવું કઈ જ નથી. વિધિપૂર્વક ભિક્ષાને ગ્રહણ કરનારા મુનિવરોના યોગે, દાતારની દાતૃભાવના ખીલે છે પણ કરમાતી નથી; જ્યારે પોતાની ગોચરીને ગદ્ધાચરી બનાવી દેનારાઓ, સામાન્ય દાતારોની દાતૃભાવનાને કરમાવી દેનારા બની જાય છે. સાધુ નિર્દોષ ભિક્ષા લઈ જાય, છતાં દાતારને તો એમ જ થાય કે-'મહાત્મા પધાર્યા, ઘણું ઘણું પણ લીધું એવું કે જાણે કાંઈ જ લીધું નહિ.' એથી દાતારની દાતૃભાવના ખીલે છે અને-'મારે ઘેર ફરીથી મહાત્માઓ ક્યારે પધારે અને ક્યારે હું એમને વહોરાવું?"- એવી વૃત્તિ વિકાસ પામે છે. ગોચરી માટે ભ્રમણ કરતા સાધુઓએ, ગમે તે કારણે ભિક્ષા ન મળે તોય મુંઝાવાનું હોય જ નહિ. સાચા સાધુઓ તો, એ જ ભાવનામાં રમનારા હોય કે-'મળે તો સંયમની પુષ્ટિ છે અને ન મળે તો તપની વૃદ્ધિ છે.' મળે તો ય લાભ છે અને ન મળે તોય લાભ છે. આવી ઉમદા વૃત્તિ, સાચા જૈન સાધુઓ સિવાય બીજે મળવી મુશ્કેલ છે.

આ ઉપરથી એ વાત પણ સમજી શકાય તેમ છે કે- સાધુઓએ જે આહાર કરવાનો છે, તે પણ સંયમની પુષ્ટિના જ એક હેતુથી કરવાનો છે. સંયમપુષ્ટિથી વિપરીત એવો એક પણ હેતુ ન હોવો જોઈએ, એનો મુનિપણાની રક્ષાના

અર્થી સાધુઓએ, ખાસ ખ્યાલ રાખવાનો છે. રસનાની આધીનતાથી પ્રેરાઈને જેઓ આહારાદિ કરે છે, તેઓ સંયમ પુષ્ટિના ફલને પામવાને બદલે, સંયમવિઘાતના ફલને પામે છે. સંયમપુષ્ટિના નામે પણ દોષો લેવા પ્રત્યેની બેકાળજી ન આવી જાય, એ ય સંભાળવા જેવું છે. આ તો સાધુઓની વાત થઈ, પણ ગૃહસ્થોએ જે ભિક્ષા દેવાની છે, તે પણ યથાવિધિ દેવાની છે સુશ્રાવકોએ ભિક્ષાદાનના વિધિથી પણ સુપરિચિત બનીને, તેના ય પાલક બનવું જોઈએ સાધુઓને જે સંયમપુષ્ટિકારક ભિક્ષા દેવાય, તેમા પણ ઇરાદો પૌદ્ગલિક વૃત્તિથી દૂષિત બનેલો નહિ હોવો જોઈએ સુશ્રાવકોએ સુધાદાયી બનવું જોઈએ કારણ કે–મુનિઓને દેવાતા દાનમાં સ્વ–પરનિસ્તાર સિવાયની કોઈ જ ભાવના નહિ હોવી જોઈએ.

સ૦ સાધુઓને જ મુધાદાયી અને મુધાજીવી કહેલા છે ને?

બરાબર છે, પણ એનો અર્થ એ નથી કે–કોઈ પણ વાસ્તવિક અપેક્ષા રાખીને ગૃહસ્થો માટે સુધાદાયિપણું જણાવી શકાય જ નહિ સુશ્રાવકોએ સાધુઓને દાન દેવામાં કોઈ પણ પ્રકારનો પૌદ્ગલિક આશય ન આવી જાય, એવા સુધાદાયી બનવાને માટેની કાળજી અવશ્ય રાખવી જોઈએ. સાધુઓને જે દાન દો, તે એવી ભાવનાપૂર્વક દો, કે જેથી સંયમ સુલભ બને. સંયમ પ્રત્યે સાચા આદર વિના, સાધુઓને યથાવિધિ દાન દઈ શકાય–એ શક્ય નથી સંયમના અર્થિપણા વિના, સાચા પણ સાધુઓ પ્રત્યે, સાચો પૂજ્યભાવ પ્રગટે જ શાનો? સંયમના અર્થિપણાથી હીન અને અસંયમમા શ્રેય માનનારો જો સાધુઓને દાન દેતો હોય, તો માનો કે–એમા કોઈ ...ક હેતુ રહેલો છે. સાધુઓ, એ ઉત્તમ કોટિના સુપાત્રો

છે, પણ સાધુઓની સુપાત્રતા તેઓના જ હૈયામાં જચી શકે છે, કે જેઓ સંયમના અર્થી છે. પોતે સંયમી ન હોવા બદલ જેને લેશ પણ ખેદ નથી અને પોતાના અસંયમ બદલ જેને આનંદ છે, તે સાધુઓની ભક્તિ ગમે તેટલી કરતો હોય, તો ય તે સાધુઓનો ભક્ત તો નથી જ. આથી સાધુઓએ જેમ– 'મળે તો સંયમપુષ્ટિ અને ન મળે તો તપોવૃદ્ધિ'–એ ભાવના રાખવાની છે, તેમ ભિક્ષા દેનારાઓએ પણ, ભિક્ષાદાનમાં સ્વ-પરનિસ્તારની જ ભાવના રાખવાની છે. આ વસ્તુને સમજી, તમારે પણ જો કોઈ પણ પ્રકારનો પૌદ્ગલિક ઈરાદો રાખતા હો, તો તેનો ત્યાગ કરવાનો છે અને તેવો પાપ-ઈરાદો આવી ન જાય તેની કાળજીવાળા બનવાનું છે. એ વિના, ભક્તિ કરવા છતાં ય, ભક્તિના વાસ્તવિક ફલને પામી શકશો નહિ અને પૌદ્ગલિક રસિકતાથી ડૂબી જશો.

<u>મુનિવરો વચ્ચે થએલી વાત:</u>

અહીં તો, ગોચરી માટે ફરતું તે મુનિયુગલ, ક્ષીરકદમ્બક નામના તે પાઠકના ઘરમાં પેઠું. એ વખતે પાઠકપુત્ર પર્વતક, સ્થાનાન્તરથી આવેલ નારદ અને રાજપુત્ર વસુ–એ ત્રણેયને જોઈને, ગોચરી માટે આવેલા તે બે મુનિવરોમાંના એક મુનિવર, કે જે અતિશયસંપન્ન હતા, તેમણે પોતાની સાથેના મુનિવરને કહ્યું કે–" આ ત્રણ છોકરાઓ પૈકીના બે છોકરાઓ અધોગામી થશે અને એક છોકરો ઉર્ધ્વગામી થશે."

સાતિશયજ્ઞાની મુનિવરે ઉચ્ચારેલી આ વાત ક્ષીરકદમ્બક નામના તે પાઠકના સાંભળવામાં આવી. ક્ષીરકદમ્બક તે વખતે જેમ મુનિવરોની સમક્ષ નહિ હતા, તેમ દૂર પણ નહિ હતા.

મુનિવરો વચ્ચે જે સ્થાને આ વાત થઇ, તે સ્થાનેથી આંખોથી ન દેખાય એમ રહેલા, એટલે કે-કોઇક જાતિના પડદામાં રહેલા ક્ષીરકદમ્બકે એ વાતને સાંભળી અને એ વાતને સાંભળતાં તેમને ખૂબ જ ક્ષોભ થયો.

સ૦ પડદામાં કેમ રહ્યા હશે ?

જાણી-જોઇને પડદામાં રહેલા, એમ નહિ. પાસેની ઓરડીમાં હોય, તો ય એમ કહી શકાય. મુનિવરોના આગમનની ખબર ન હોય અગર ખાસ કારણે આવી શકાય તેમ ન હોય, એથી ત્યાં ન આવ્યા હોય, એ ય શક્ય છે.

સ૦ વાત તો સાંભળી

બરાબર છે, પણ મુનિવરોએ ઘરમાં પેસતાં જ પર્વતક આદિ ત્રણને જોયા હોય અને તરત જ વાત થઇ હોય, એ શક્ય નથી? વળી એવાં પણ કારણો હોઈ શકે છે કે-જે વખતે તરતમાં મુનિવરો સમક્ષ આવી શકાય એવી સ્થિતિ ન હોય. મૂળ વાત એટલી જ છે કે-આ વાત થઈ તે વેળાએ તે ક્ષીરકદમ્બક પાઠક રૂબરૂ હાજર નહિ હતા, પણ એવી જગ્યાએ હતા કે જ્યાં રહેલા તે મુનિવરોને જોઈ શકે નહિ, છતાં જે બોલાય તે સાંભળી શકે.

<u>મુનિવરોની નામના :</u>

ગોચરી માટે આવેલા બે મુનિવરોમાંથી એક અતિશયસંપન્ન મુનિવરે જે વાત સાથેના મુનિવરને કહી, તેને સાંભળીને સ્વભાવથી જ પાપભીરૂ એવા તે ક્ષીરકદંમ્બક પાઠક વિચાર કરે છે કે-

"આ મહાભાગ મુનિઓ શ્રી વીતરાગમાર્ગના અનુ-

ગામી છે અને વીતરાગમાર્ગના અનુગામી મુનિઓ અન્યથા બોલનારા હોતા નથી."

વિચાર કરો કે-શ્રી વીતરાગમાર્ગના અનુગામી મુનિઓની આ નામના કેવી સુન્દર છે? પણ આવી નામના શ્રી વીતરામાર્ગના અનુગામી મુનિઓની ન હોય, તો હોય પણ બીજા કોની? શ્રી વીતરાગમાર્ગના અનુગામી મુનિઓ તો જગતની હરેક ઉત્તમ નામનાને યોગ્ય ગણાઈ શકે. શ્રી જૈન મુનિઓની સરસાઈ કરનારા, આ વિશ્વમાં અન્ય કોઈ ત્યાગિઓ હતા ય નહિ, છે પણ નહિ અને હશે પણ નહિ. જૈન મુનિ બનનારાઓ જો પોતાની જોખમદારીને સમજી જાય અને તેના પાલનમાં મન-વચન-કાયાથી ઉદ્યુક્ત બની જાય, તો તેઓ પોતાના આત્માના ઉદ્ધારક બનવા સાથે, જગતના ઉદ્ધારક પણ બની શકે છે. જૈન મુનિપણું જ એવું છે કે-જેમાં હિંસા, અસત્ય, ચૌર્ય, અબ્રહ્મ અને પરિગ્રહનો ત્યાગ ત્રિવિધે ત્રિવિધે થાય છે; એવા મહાત્માઓનું જીવન જ સ્વ-પરના શ્રેય માટે હોય છે. જૈન મુનિપણાની ચર્યા, એવી તો સુન્દર છે કે-વિવેકી માત્રને તે પાપથી બચાવનારી અને ધર્મની પ્રાપક બને છે. સાચા મુનિઓના પરિચયમાં આવનારો, જો તે વ્યુદ્ગ્રાહિત ન હોય તો, સુંદર છાયા લઈને જ જાય. મુનિઓ જો સાચે જ મુનિઓ હોય, તો યોગ્ય એવા વિરોધિને પણ, તેઓ પ્રભુશાસનનો સાચો પૂજારી બનાવી શકે છે. આવા સ્વ-પરશ્રેયમાં રત એવા મુનિઓની નામના સત્યવાદી તરીકેની હોય, એમાં આશ્ચર્ય પણ શું છે?

પરીક્ષા કરવાનો નિર્ણય :

"શ્રી વીતરાગમાર્ગના અનુગામી મહાભાગ મુનિઓ

અસત્યવાદી નથી હોતા ”–આટલો જ વિચાર કરીને, તે ક્ષીરકદમ્બક પાઠક નથી અટક્યા. તે વિચાર કરે છે કે–“ જ્યારે મુનિઓનું કથન સત્ય જ છે, તો પછી એ નક્કી કરવું જોઈએ કે–“ આ ત્રણમાં અધોગામી કોણ છે અને ઉર્ધ્વગામી કોણ છે ? ” આ પ્રમાણે વિચાર કરતા તે ક્ષીરકદમ્બક, વળી વિચારે છે કે–“ રાજકુમારનું તો અધોગામિપણું સંભવે છે, પણ બાકીના બેમા કોણ અધોગામી હશે ? પર્વતક અને નારદ એ બેમાંથી પણ એક અધોગામી તો છે જ, પણ અધોગમન પામવા જોગા પાપને આચરનાર એ બેમાંથી કોણ છે, એનો મારે નિર્ણય કરવો જોઈએ અને એ માટે એ બેઉની મારે પરીક્ષા કરવી જોઈએ એ બેઉની પરીક્ષા કર્યા પછી, જે યોગ્ય હશે તે હું આચરીશ. ” આમ વિચાર કરતા તે પાઠકને, સ્મૃતિઓનું કથન યાદ આવે છે. એટલે તે વિચારે છે કે–સ્મૃતિઓમાં પણ કહેવાય છે કે–“ બાપોએ કરેલું પાપ બત્તાને, શિષ્યનું પાપ ગુરૂને, ગમ્ને કરેલું પાપ રાજાને અને રાજાનું પાપ પુરોહિતને લાગે છે ”

આ રીતિએ વિચાર કરીને–‘પોતે શિષ્યના પાપથી ઉગરવાને માટે શું કરવું’–એનો નિર્ણય કરવાનું મુલતવી રાખી, પહેલાં તો તે પાઠકે પર્વતક અને નારદ–એ બેમાં કોણ અધોગામી છે, એનો નિર્ણય કરવાનો નિશ્ચય કર્યો અને એ જાણવાને માટે એ બેઉની પરીક્ષા કરવાનો નિર્ણય કર્યો.

<u>શ્રી નારદજીની સૂક્ષ્મ મતિ :</u>

હવે, કયી રીતિએ પોતાના પુત્ર પર્વતકની અને ધર્મપુત્ર નારદની તે ક્ષીરકદમ્બક પાઠક પરીક્ષા કરે છે, તે જુઓ.

તે પાઠકે એક કૃત્રિમ બકરો બનાવ્યો, કે જે લાક્ષારસથી પ્રતિપૂર્ણ કરેલો હતો. લાક્ષારસથી પ્રતિપૂર્ણ એવો એ કૃત્રિમ બકરો, તે પાઠકે, કૃષ્ણ–ચતુર્દશીની રાત્રિએ નારદને આપ્યો અને કહ્યું કે–

"મેં આ બકરાને મંત્રોદ્વારા મૂઢ ચેતનાવાળો કર્યો છે: આમ છતાં પણ, જ્યાં કોઈ ન જૂએ ત્યાં જઈને તું આને હણ. કોઈને પણ આ વાત તારે કહેવી નહિ: કારણ કે–આમાં એવો જ કલ્પ છે."

શ્રી નારદજીએ પણ, તરત જ ગુરૂની આજ્ઞાને માથે ચઢાવી અને–'જેનું વચન લંઘન કરવા લાયક ન હોય એવા ગુરૂ છે.'–આ પ્રમાણે વિચાર કરતા તે એક શૂન્ય શેરીમાં ગયા. શૂન્ય શેરીમાં ગયા બાદ–'અહીં કોઈ જૂએ છે કે નહિ?'–એનો નિર્ણય કરવાને માટે, શ્રી નારદજીએ આજુ-બાજુ જોવા માંડ્યું. એ પ્રમાણે આજુબાજુ અને ઉપર–નીચે જોતાં, તેમણે તારામંડલને જોયું. તારામંડલને જોતાંની સાથે જ–'અરે! અહીં તો હું દેખાઉં છું.'–આ પ્રમાણે સંભ્રાત થએલા શ્રી નારદજી, ત્યાંથી ચાલ્યા અને યક્ષના મંદિરમાં પેઠા.

યક્ષના મન્દિરમાં પેઠા તો ખરા, પણ ત્યાં ય શ્રી નારદજીને એ જ વિચાર આવ્યો કે–'અહીં પણ આ યક્ષ મને દેખે છે.' આથી, તેઓ ત્યાંથી પણ પાછા નીકળ્યા અને એક શૂન્ય ઘરમાં ગયા.

શૂન્ય ઘરમાં ગયા બાદ પણ, શ્રી નારદજી, એ જોવાને અને વિચારવાને થોભ્યા કે–'અહીં પણ મને કોઈ જૂએ છે કે નહિ?' આ પ્રમાણે જોતા અને વિચાર કરતા શ્રી નારદજીને એવો વિચાર આવ્યો કે–"અહીં પણ પાંચ લોકપાલો અને

દિવ્યજ્ઞાનિઓ તો મને જૂએ જ છે: કારણ કે-તેઓ કોઈ પણ સ્થળે ન જૂએ એવું નથી."

આનું જ નામ સૂક્ષ્મ બુદ્ધિ. આવી જાતિની વિચારણા, તુચ્છ બુદ્ધિના ધણીઓને આવતી જ નથી. તુચ્છ બુદ્ધિના ધણીઓ દિવ્યજ્ઞાનિઓને માને, એ વાત શક્ય જ નથી. એવાઓ તો, દિવ્યજ્ઞાનિઓનું અસ્તિત્વ હોવાની શ્રદ્ધા કર નારાઓને, અંધશ્રદ્ધાલુ માનનારા હોય છે સૂક્ષ્મ બુદ્ધિથી હીન આત્માઓ જો શ્રદ્ધાહીન બને, તો દિવ્યજ્ઞાનિઓની હયાતિ સમજાવનારી યુક્તિઓ, એમના હૃદયમા જચે નહિ, એ સહજ છે. એવાઓ તો, વર્તમાનના તરંગીઓ પ્રત્યેની શ્રદ્ધામાં સુશ્રદ્ધાળુ બને અને પોતાની જાતને સાચા શ્રદ્ધાળુ મનાવે, એટલે એવા આત્માઓમા, આવી સુંદર વિચારણા જાગૃત થવી, એ જ શક્ય નથી.

શ્રી નારદજી તો શ્રદ્ધાળુ હોવા સાથે સમજદાર પણ હતા. તેઓ દિવ્યજ્ઞાનિઓની હયાતિને માનવાનો ઈનકાર કરે, એવા શ્રદ્ધાહીન પણ નહિ હતા અને દિવ્યજ્ઞાનિઓની હયાતિને ન સમજી શકે, એવા બુદ્ધિહીન પણ નહિ હતા. આથી, એમણે માન્યુ કે-'તેઓ ન દેખે એવું કોઈ સ્થાન જ નથી.' આ જાતિની સમજણથી, શ્રી નારદજી વિચારે છે કે-

"જે કારણથી અતિશયજ્ઞાનિઓ આદિ ન જોઈ શકે એવું કોઈ પણ સ્થાન નથી, તે કારણથી એ વાત નિશ્ચિત છે કે-મારે આ બકરો હણવા યોગ્ય નથી."

આવો નિર્ણય કરવા છતા પણ, તેમના અંતરમાં એવો પ્રશ્ન ઉદ્ભવે છે કે-"જો આમ જ છે, તો પછી ગુરુનો એવો આદેશ શા માટે?" આ પ્રશ્નનું સમાધાન કરતાં પણ, તે

વિચારે છે કે—" જરૂર, આવા પ્રકારનો ગુરૂનો આદેશ કોઈ કારણસર હોવો જોઈએ : કારણ કે—ગુરૂ આવું કરે નહિ, એટલે કે—ગુરૂનો એવો બકરાને મારવાનો આદેશ હોય નહિ."

એક પરિણત આત્મા જેવો ગુરૂ—આજ્ઞાનો વિચાર કરે, એવી જાતિનો આ વિચાર છે. આવો વિચાર, ક્ષુદ્ર આત્માઓને માટે શક્ય નથી. ક્ષુદ્ર આત્માઓ, આવા અવસરે કાં તો પર્વતકની માફક કરે અને કાં તો ગુરૂ તરફ અસદ્‌ભાવને કરનારા બને. ખરેખર, સૂક્ષ્મ મતિ એ આત્માના હિતને માટે કામધેનુ છે. આમ છતાં પણ, સઘળા જ આત્માઓ સૂક્ષ્મ મતિવાળા હોય એ શક્ય નથી. સૂક્ષ્મ મતિથી રહિત એવા આત્માઓ પણ, પાપથી નથી બચી શકતા—એમ નથી. શ્રદ્ધા, એ પણ ઘણાં ઘણાં પાપોથી બચાવનારી છે; પણ એ જેના—તેના ઉપરની ન હોવી જોઇએ. સુયોગ્ય પ્રત્યે શ્રદ્ધા કેળવીને પણ તરી શકાય છે, પરન્તુ સૂક્ષ્મ મતિવાળા આત્માઓની તો બલિહારી જ છે. શ્રી નારદજીને, સૂક્ષ્મ બુદ્ધિના પ્રતાપે, યોગ્ય વિચારો આવ્યા અને એના યોગે તેમણે નિશ્ચય કર્યો કે—" ગુરૂએ જો કે આદેશ તો બકરાને મારવાનો કર્યો છે, પરન્તુ એ આદેશ એવી રીતિએ કર્યો છે, કે જેથી એમ સમજાય કે—ગુરૂનો આદેશ આ બકરાને મારવાનો નથી. ગુરૂનો આવો આદેશ કોઈ કારણવિશેષથી જ હોવો જોઈએ, માટે આ બકરો મારા માટે મારવા યોગ્ય નથી."

આવો નિશ્ચય કરીને, શ્રી નારદજી ખૂબ જ હર્ષને પામ્યા અને એથી તેમનું મુખકમળ વિકસિત બની ગયું. પ્રકૃષ્ટ હર્ષના યોગે વિકસિત બનેલા શ્રી નારદજી, ગુરૂની સમીપે આવી પહોંચ્યા અને પોતે જે રૂ આચર્યું હતું, તે પોતાનું ચરિત્ર

તેમણે ગુરૂની આગળ નિવેદિત કર્યું.

પર્વતકની પરીક્ષા :

શ્રી નારદજીના ચરિત્રને સાંભળીને, ઉપાધ્યાય શ્રી ક્ષીરકદંબકે વિચાર્યું કે–“ આ નારદ તો ખરે જ સૂક્ષ્મ મતિવાળો છે. સૂક્ષ્મ મતિવાળો હોવાના કારણે, આ નારદ દુર્ગતિમાં જવાની તૈયારી કરે, એ શક્ય નથી : તો પછી શું મારો પુત્ર કુગતિમાં જશે ? ”

અથવા તો, તેની પણ પરીક્ષા કરૂ. આવો નિશ્ચય કરીને, તે પાઠકે પોતાના પુત્ર પર્વતકને પણ, શ્રી નારદજીની જેમ લાક્ષારસથી પ્રતિપૂર્ણ એવો કૃત્રિમ બકરો સમર્પ્યો અને શ્રી નારદજીને જે પ્રકારે કહીને હણવાની આજ્ઞા ફરમાવી હતી, તે જ પ્રકારે કહીને તેને પણ તે બકરાને હણવાની આજ્ઞા ફરમાવી. પોતાના પિતા અને પાઠક એવા શ્રી ક્ષીરકદમ્બકની એ આજ્ઞાને માથે ચઢાવીને, પર્વતક ત્યાંથી નીકળ્યો અને એક શૂન્ય શેરીમાં આવી પહોંચ્યો. એણે પણ ત્યા જોયું અને વિચાર્યું કે–‘ અહીં કોઈ મને જૂએ છે કે નહિ ?’ પરન્તુ તે ક્ષુદ્ર બુદ્ધિવાળો હોવાના કારણે, તેણે નિશ્ચય કર્યો કે– ‘ અહીં કોઈ મને દેખતું નથી.’ એવો નિશ્ચય કરીને, તેણે તે બકરાનો ત્યા જ વધ કર્યો.

બકરાનું વ્યાપાદન કરીને તે ઘેર આવ્યો અને હાથ-પગના શૌચ માટે માતા પાસે પાણી માગ્યુ. આથી ઉપાધ્યાયે પૂછ્યું કે–‘ રે ! આ શું ?’

આ પ્રશ્નના ઉત્તરમાં, પર્વતકે કહ્યું કે–‘ તે બકરાના મા રૂધિરનો સંચય ઘણો હતો, એટલે રૂધિરના તે સંચયથી મારૂં અંગ વિલિપ્ત બન્યું છે.’

પર્વતકના આ ઉત્તરથી, ઉપાધ્યાયે નિશ્ચય કર્યો કે– ' આ છોકરો કૃત્રિમ બકરાને મારીને જ આવ્યો છે. ' છતાં જાણે વધુ પરીક્ષા કરતા હોય, તેમ તેમણે પર્વતકને પ્રશ્ન કર્યો કે–" તેં એ બકરાને કયાં વ્યાપાદિત કર્યો અને કેવી રીતિએ કોઈથી પણ તું ન દેખાયો ? "

આ પ્રશ્નના ઉત્તરમાં, તે પર્વતક પણ કહે છે કે–" એક શૂન્ય શેરી, કે જે અંધકારથી વ્યાપ્ત હતી તેમ જ લોકોના સંચારથી રહિત હતી, ત્યાં જઈને મેં બકરાને માર્યો છે : અને એ કારણથી કોઈના દ્વારા હું દેખાયો નથી. "

તેના આવા ઉત્તરથી, ફેર ઉપાધ્યાયે તેને પૂછ્યું કે– " ઉપર રહેલાં નક્ષત્રો દ્વારા તું કેવી રીતિએ ન દેખાયો ? પાંચ લોકપાલો દ્વારા, દિવ્યજ્ઞાનિઓ દ્વારા અને પોતાની પાંચ ઇન્દ્રિયો દ્વારા પણ તું કેવી રીતિએ ન દેખાયો ? "

પર્વતક સૂક્ષ્મ બુદ્ધિવાળો નહિ હોવા છતાં પણ, જો શ્રદ્ધાળુ હૃદયવાળો પણ હોત, તો પોતાના પિતા અને ઉપાધ્યાયના આ પ્રશ્નોથી તે કંપી ઉઠ્યો હોત, તેની આંખોમાંથી અશ્રુની ધારાઓ વહી નીકળી હોત અને તે પગમાં પડીને ગદ્‌ગદ્ સ્વરે બોલ્યો હોત કે–' હે પૂજ્ય પિતા અને પૂજ્ય પાઠક ! ખેદની વાત છે કે–આવી જાતિનો વાસ્તવિક વિચાર, મારા જેવા તુચ્છ બુદ્ધિવાળાને આવ્યો નહિ. આપ કૃપાલુના ગંભીર આશયને સમજવામાં, ક્ષુદ્ર એવો હું નિષ્ફળ નિવડ્યો અને એથી મારા હાથે આ ઘણું જ ભયંકર પાપ થવા પામ્યું છે. હવે તો, આ પાપની શુદ્ધિને માટે, હે કૃપાળો ! મને પ્રાયશ્ચિત્ત આપીને શુદ્ધ કરો. પુનઃ હું વિચારશીલ બનીશ અને આવું પાપ નહિ આચરૂં. ' પણ ક્ષુદ્ર મતિવાળો પર્વતક

તો, એવી ઉમદા શ્રદ્ધાથી પણ પરવારી બેઠેલો હતો, એટલે તેણે તો ઊલટું સામે કહ્યું કે-"અમે જ્યારે એટલું પણ જાણતા નથી, તો પછી આપ જ એ કહો કે-આપે શું કામ મને મોકલ્યો હતો ?"

પર્વતકના આવા અવિચારી અને ઉદ્ધત ઉત્તરને સાભળીને, ઉપાધ્યાયે વિચાર્યું કે-"અહો ! અનુકમ્પા વિનાનો આ પર્વતક, પાપકર્મમા પ્રવર્તમાન થતા શકા પામે એવો નથી, એટલે એ વાત નિશ્ચિત જ છે કે-આ પર્વતક નરક ગામી થશે, પણ હું હવે આ પાપના ઉપલેપથી કેવી રીતિએ મૂકાઈશ ?'

પાઠક મુનિવરોની સમીપે

ઉપાધ્યાયે પર્વતકને જે પ્રશ્નો પૂછયા હતા, તે પણ એવી જાતિના હતા કે-કાઇકેય લાયકાત ધરનાર આત્માને, પોતાની ભૂલનો ખ્યાલ આવ્યા વિના રહે નહિ. પરન્તુ અધોગામી થનાર પર્વતકમા એટલી ય લાયકાત નહિ હતી, એટલે એને સુધારવાનો પ્રયત્ન કરવાનો ઉપાધ્યાયને વિચાર પણ ન આવે, એ સહજ છે હવે ઉપાધ્યાયને તો, પોતાની જ ચિન્તા પીડવા લાગી 'પાપના ઉપલેપથી હું કેવી રીતે મૂકાઈશ ?'-એવી ચિન્તામા તત્પર બનેલા ઉપાધ્યાયે, ઘણા જ કષ્ટે કરીને પણ જેમ-તેમ રાત્રિને પૂરી કરી ઘણા દુ ખ સાથે મુશીબતથી રાત્રિને પૂર્ણ કરીને, પ્રભાત સમયે તે જ મુનિઓની શેષણા કરતા તે ઉપાધ્યાય, ઉદ્યાને પહોચ્યા ત્યા મુનિઓને 'ને, તે ઉપાધ્યાયે વદન કર્યું.

આપણે જોઈ ગયા છીએ કે-આ ઉપાધ્યાય ક્ષીરકદમ્બક વથી જ પાપભીરૂ હતા તેમ જ સરલ અને સ્વચ્છ

હૃદયને ધરનારા હતા : આ જાતિની યોગ્યતાને ધરનારા તે, પાપથી ન કંપે અને પાપનિવારણનો ઉપાય શોધવાને ન નીકળે, એ શક્ય જ નથી. પાપથી ડરનારાઓ, પ્રસંગને પામીને તો, પાપનિવારણના ઉપાયને જાણવાને માટે તત્પર બન્યા વિના રહી શકતા જ નથી. પાપથી ડરનારો, પાપના સ્વરૂપ આદિને જાણવા પ્રત્યે તેમ જ પાપથી બચવાને માટે આદરવા જોગા ઉપાયોને આદરવા પ્રત્યે બેદરકાર હોય, એ બને જ કેમ ? અને પાપથી બચવાને ઈચ્છનારે, સદ્‌ગુરૂઓનુ, શરણ શોધવું જોઈએ, એ પણ સ્પષ્ટ છે.

હવે મુનિવરોની પાસે આવેલા અને વન્દન કરી ચૂકેલા તે ક્ષીરકદમ્બક પાઠક પૂછે છે કે–" હે ભગવન્ ! ઘરના કુટુમ્બમાં જો કોઈ પણ માણસ દુર્નયમાં પ્રવર્તે છે, તો ઘરનો સ્વામી બંધાય છે યા નહિ ?"

આ પ્રશ્નના ઉત્તરમાં સાધુઓએ સામે જ પ્રશ્ન કરતાં કહ્યું કે–" જો કોઈ અગ્નિથી સળગતા ઘાસના પૂળાને હાથ વડે ધારણ કરે છે, તો શું તે દાઝે છે કે નથી દાઝતો ?"

આ પ્રશ્નાત્મક કથનનો પ્રત્યુત્તર આપતાં, તે બ્રાહ્મણ પાઠકે કહ્યું કે–" જે સળગતા ઘાસના પૂળાને હાથ દ્વારા ધારણ કરે છે, તે દાઝે છે."

આ પ્રમાણે સાંભળીને, સાધુઓએ પણ કહ્યું કે–" જેવી રીતિએ અગ્નિથી સળગતા તૃણના પૂળાને જે હાથ દ્વારા ધારણ કરે છે તે દાઝે છે, એ પ્રમાણે ઘરનો નાથ પણ કુટુમ્બના અન્યાયપ્રવર્તનથી બંધાય છે."

આ પ્રકારના મુનિવરના વચનને સાંભળીને, તે બ્રાહ્મણે કહ્યું કે–" હે ભગવન્ ! ત્યારે તે કયી રીતિએ મૂકાય ?"

આ પ્રશ્નના ઉત્તરમાં, મુનિવરે પણ એ જ કહ્યું કે– "સળગતા પૂળાનો પરિત્યાગ કરનાર પુરૂષ જેમ નથી દાઝતો, એ પ્રમાણે પાપકારી પુરૂષને મૂકતો ઘરનો નાથ પણ મૂકાય છે."

આ પ્રમાણે સાંભળીને, સંવેગથી ભાવિત થયેલા તે 'ક્ષીરકદમ્બક' પાઠક, તે જ મુનિઓની પાસે પ્રવ્રજિત થયા અને સુગતિના સાધક બન્યા.

સાચાં માબાપ અને સાચા શિક્ષક બનો :

આવા પિતા અને આવા પાઠકની હયાતિ, વિશ્વમાં સદાને માટે વિદ્યમાન હોય, તો વિશ્વ કેટલું સદાચારી બન્યું રહે? માતા–પિતા પણ સંતાનના, અરે પોતાના પણ આત્મહિતને ભૂલે, ત્યાં શું અનર્થ ન થાય? આજે કેટલા એવા છે, કે જે પોતાના અને પોતાનાં સંતાનોના આત્મહિતની ચિંતામાં જાગૃત રહે? પોતાનો વિદ્યાર્થી દુર્ગતિગામી ન બની જાય, એની ચિંતા કરનારો શિક્ષક આજે શોધ્યો પણ જડે તેમ છે? કેવલ પગારની ચિંતા સિવાય બીજી ચિંતા જ જેને ન હોય, તે શિક્ષક એ શું શિક્ષક છે? આ બધા પ્રશ્નોને વિચારીને, તમે જો મા–બાપ હો તો સાચાં મા–બાપ બનવાનો અને શિક્ષક હો તો સાચા શિક્ષક બનવાનો સજ્જડ ઉદ્યમ આરંભો, એ જ કલ્યાણકારી છે.

વસુની શિકારરસિકતા :

આ રીતિએ પાઠકે દીક્ષા લેવાથી, એમની લેખશાલા ભાંગી પડી અને શ્રી નારદજી પોતાના સ્થાને ચાલી ગયા.

આ પછી, અવસરને પામીને, પર્વતકે ઉપાધ્યાયપદ ગ્રહણ કર્યું અને 'વસુ' રાજપદને પામ્યો.

રાજગાદી ઉપર આવેલો 'વસુ' પ્રસિદ્ધિને પામ્યો, પરંતુ તે શિકારમાં લંપટ હતો. એ કારણથી એ રોજ રોજ શિકા-

રને કરે છે. આ શિકાર, એટલે મતની મોજ માટે નિરપરાધી પ્રાણિઓનો વિનાશ. આવી અકારણે કરાતી પણ નિરપરાધી પ્રાણિઓની હિંસા, એ તો રાજાઓનો ધર્મ છે-એવું કહે-નારાઓ પણ, મિથ્યામતિઓમાં મહર્ષિઓ તરીકે પૂજાય છે. એવા મહર્ષિઓ બીચારા, ઘોર મિથ્યાત્વના ઉદયે જાણે એમ જ માનતા હોય છે કે-રાજાને એવી હિંસાત્મક મોજ કર-વાનો પણ પરવાનો જ હોવો જોઈએ અને એવી હિંસા કરવા છતાં જાણે એની તો સદ્ગતિ જ થવાની છે. ગાઢ મિથ્યાત્વથી રીબાતા હોવા છતાં પણ મહર્ષિ બની બેઠેલા એવાઓએ, એવાં એવાં પણ શાસ્ત્રો રચી નાખ્યાં છે, કે જે પ્રત્યેક પાપને, એકયા બીજી રીતિએ ધર્મ તરીકે વર્ણવતાં હોય. મિથ્યાદૃષ્ટિ જગતના એવા નાચને પણ, મિથ્યાત્વની મંદતાવાળા જ વખોડી શકે છે. જેઓ મિથ્યાત્વમાં પણ સમ્યક્પણાની કલ્પના કરવામાં પોતાનું મધ્યસ્થપણું માન-નારા હોય, તેઓ તો એમ કહેવાને પણ તૈયાર હોય છે કે-'તેઓ તેમની દૃષ્ટિએ સાચા હોઈ શકે છે ને? ભલે આપણને એ ખોટું લાગતું હોય, છતાં ય આપણને એમને ખોટા કહેવાનો અધિકાર શો છે?' આવાઓ, એવા ઉન્માર્ગના પ્રચારમાં પણ નિમિત્તભૂત બનીને, સંસારમાં રૂલી જાય છે. ખરેખર, દુનિયામાં કોઈ એવો અધર્મ નથી, કે જેને કુદેવો અને કુગુરૂઓ તથા કુશાસ્ત્રો તરફથી કોઈ ને કોઈ પ્રકારે ધર્મની મ્હોરછાપ ન મળી હોય! આ જ કારણે, અનેક રાજાઓ શિકાર જેવા ભયંકર પાપકારી અને ઉભય-લોકવિરૂદ્ધ એવા વ્યસનના, ખૂબ જ નિર્ભિકપણે શોખીન બની ગયેલા હતા અને હોય છે. 'વસુ' રાજા પણ, એ ભયંકર પાપવ્યસનનો

સત્યવાદિપણાથી, રાજાનું સિંહાસન આકાશમાં રહે છે.'

શ્રી નારદજીનું આગમન :

આવા પ્રકારનો ચાલતો પ્રવાદ, કોઈ પણ રીતિએ શ્રી નારદજીના જાણવામાં આવ્યો અને એથી શ્રી નારદજી કૌતુકથી એ સ્થિતિને જોવાને આવ્યા. રાજાના સત્યવાદિપણાથી સિંહાસન આકાશમાં રહે છે, એવું સાંભળીને તેને જાતે જોવાની ઇચ્છા થવી, એ કોઈ વિશેષ વાત નથી. વળી, શ્રી નારદજી એક તો કૌતુકપ્રિય હતા અને બીજું વસુના સહાધ્યાયી પણ હતા, એટલે તેમને એવો વૃત્તાન્ત સાંભળતાં આશ્ચર્ય ઉપજે અને જોવાનું મન થાય, એ તો વધુ સ્વભાવિક છે. આ રીતિએ આવેલા શ્રી નારદજીનું પર્વતકે, પર્વતકની માતા એટલે ક્ષીરકદમ્બક પાઠકની પત્નીએ અને વસુ રાજાએ પણ સન્માન કર્યું તેમ જ સૌએ શ્રી નારદજીને રોકાવાનો આગ્રહ કર્યો સૌના સ્નેહને વશ થઈને, શ્રી નારદજી પણ ત્યાં જ સુખપૂર્વક રહેવા લાગ્યા.

પર્વતક સાથે મતભેદ .

હવે, કોઈ એક દિવસે, પર્વતક–"अजैर्यष्टव्यम्" આ પ્રકારના વેદવાકયની વિદ્યાર્થિઓ સમક્ષ વ્યાખ્યા કરી રહેલ છે અને તે સમયે ત્યાં શ્રી નારદજી હાજર છે. એ વેદવાકયની વ્યાખ્યા કરતાં પર્વતકે કહ્યું કે–"અજો દ્વારા એટલે બકરાઓ દ્વ 'यष्टव्यम्' એટલે યાગની ક્રિયા કરવા યોગ્ય છે."

પર્વતકે કરેલી આ વ્યાખ્યા ખોટી હતી: એટલે એવી વ્યાખ્યા જ્યારે પર્વતકે કરી, ત્યારે ત્યાં ને ત્યાં જ શ્રી નારદજીએ કહ્યું કે–"હે ભાઈ! એ વાકયની આ પ્રમાણેની

વ્યાખ્યા ન કરાય : કારણ કે-ધર્મને માટે કરાતી યાગક્રિયા બકરાઓ દ્વારા કરવી, એ ઉચિત નથી."

શ્રી નારદજીના આ પ્રકારના કથનને સાંભળતાંની સાથે જ, પર્વતક ગુસ્સામાં આવી ગયો. તમે જાણો છો કે-શ્રી નારદજી જેમ અક્ષુદ્રમતિ છે તેમ પર્વતક ક્ષુદ્રમતિ છે અને ક્ષુદ્ર મતિવાળાઓને આવી વાત સાંભળતાં ગુસ્સો ન આવે, એ તો બને જ કેમ ? શ્રી નારદજીના સાચા પણ કથનથી ઉકળી ઉઠેલો પર્વતક કહે છે કે-" જો આ પ્રમાણે વ્યાખ્યા ન કરાય, તો તું કહે કે-કેવી રીતિએ વ્યાખ્યા કરાય ? "

આ પ્રકારે તોછડી રીતિએ વાત કરતા એવા પણ પર્વતકને ઉદ્દેશીને, શ્રી નારદજીએ તો પોતાના સુંદર સ્વભાવ પ્રમાણે શાંતિથી તેનો ઉત્તર શ્રી ઉપાધ્યાયના નામે જ આપતાં કહ્યું કે-" આપણા પૂજ્ય ઉપાધ્યાયે 'अजाः'ની વ્યાખ્યા કરતાં 'સાત વર્ષની જુની ડાંગર' એવો અર્થ અહીં ફરમાવ્યો હતો : કારણ કે-તે વાવવા છતાં પણ ઉગતી નથી. આપણા પૂજ્ય ઉપાધ્યાયે આ પ્રમાણે વ્યાખ્યા કરેલી હોવાથી, તે જ આપણને પણ પ્રમાણ રૂપ ગણાય."

સૂક્ષ્મમતિ અને ઉત્તાનમતિ આત્માઓની વચ્ચે કેટલું અંતર હોય છે, તે આ ઉપરથી પણ ખૂબ જ સ્પષ્ટ થાય છે. એક ઉત્તાનમતિ જ્યારે સાચી વાતને સાંભળવા જેટલી પણ ધીરજને નથી ધરતો, ત્યારે ઉત્તમ બુદ્ધિવાળો આત્મા પોતાની સાચી વાતને પણ ગુરૂના નામે કહે છે.

આ પ્રકારે શ્રી નારદજીએ ગુરૂના નામે કહેલી વાતને પણ, ઉત્તાનમતિપણાથી પર્વતક સાંભળતો નથી. એના હૈયામાં તો એ જ વિચાર ઘોળાયા કરે છે કે-' વિદ્યાર્થિઓની મધ્યમાં

હુ લઘુ થઈશ ’ એવા વિચારથી મહા અભિમાનપૂર્વક એ પર્વતકે શ્રી નારદજી પ્રતિ કહ્યુ કે–“ અરે! માગથી પણ તું પડિત છો? ઉપાધ્યાયે શુ તને જ તત્ત્વ કહ્યુ છે? આ વાતમા જો તુ હા કહેવાની ધૃષ્ટતા કરતો હો, તો હુ ‘પણ’ કરવાને તૈયાર છુ કે–આપણા બેમા આ વિષયની અંદર જે અસત્યવાદી ઠરે, તેનો દ ડ જીભ છેદવાનો હો અને આ વિષયમા પ્રમાણ તરીકે આપણે સત્યવાદી એવા વસુ રાજાને નીમીએ ”

તદ્દન જુદી વાતના પક્ષમા પડીને પણ પર્વતકે જ્યારે આવી વાત વિલક્ષણ રૂપે જાહેર કરી, ત્યારે શ્રી નારદજી જેવાને પણ એ વાતને સ્વીકારવી પડે એ સહજ છે.

દુનિયામા દુરાગ્રહી આત્માઓ કેવા હોય છે, એ સમ જવાને માટે આ પર્વતકને યાદ રાખવા જેવો છે આવા માણુસોની સામે ઉભા રહેવાનો પ્રસગ ન આવે, એ જ સારૂ છે: અન્યથા, એવા માણુસોની સામે આવેલા સજ્જનોને પણ ઘણી ઘણી આપત્તિઓ વેઠવી પડે છે

પર્વતકની સ્પષ્ટ દેખાતી ભૂલને શ્રી નારદજીએ મધુર શબ્દોમા પણ કહી, એ જ તેમનો ગૂન્હો! એનાથી એ તપ્યો ત્યારે તેને શાત કરવાને માટે શ્રી નારદજીએ ઉપાધ્યાયના કથ નનુ પ્રમાણ રજૂ કર્યું પોતાના પૂજ્ય પિતા અને પાઠકે કરેલી વ્યાખ્યા શ્રી નારદજીએ જણાવી, તે છતા પણ પર્વતક શમ્યો નહિ શમ્યો નહિ એટલુ જ નહિ, પણ ઊલટો અકળાઈને જીભના છેદ સ બધી ‘ પણ ’ કરવા સુધીની હદે પહોચ્યો આવા નિગ્રહમા પડવાની ઈચ્છા ન હોય, છતા પણ હવે શ્રી નારદજીને એમા પડયા વિના ચાલે તેમ ન હતુ. એ કારણે, શ્રી નારદજીએ પણ, એના લાબા કથન સામે પણ માત્ર

એટલું જ કહ્યું કે-'એ પ્રમાણે હો.'

માતા અને પુત્ર :

'શ્રી નારદજીની સાથે પોતાના પુત્ર પર્વતકે જીહ્વા-છેદનું 'પણ' કર્યું છે.'-આ વૃત્તાન્ત પર્વતકની માતાએ જાણ્યો. એ વૃત્તાન્તથી સારી રીતિએ જાણ બનેલી તેણીએ પર્વતકને કહ્યું કે-" હે પુત્ર! સ્નેહના વશથી નારદ તારી પાસે આવેલો છે, તેથી તેની સાથે કલહ કરવો એ ઉચિત નથી."

પોતાની માતાની આ વાતને સાંભળીને, તે પર્વતક કહે છે કે-" હે માતા! હું નારદ સાથે કલહ કરતો નથી, કિંતુ આ નારદ છાત્રોની મંડલીની મધ્યમાં મારા વર્ણિત અર્થને દૂષિત કરે છે."

પોતાના પુત્રના આ કથનને સાંભળીને, માતાએ પૂછ્યું કે-" કેવી રીતિએ નારદ તારા કથનને દૂષિત કરે છે?"

આ પ્રશ્નના ઉત્તરમાં, પર્વતકે, બનેલો સઘળો ય બનાવ પોતાની માતા આગળ વર્ણવ્યો. પોતાના પુત્ર પર્વતકે કરેલી એ વાતને સાંભળી લીધા બાદ, પર્વતકને તેની માતાએ કહ્યું કે-" હે વત્સ! તારા પિતાએ મારી સમક્ષ પણ નારદ કહે છે એ જ પ્રમાણે વ્યાખ્યાત કરેલ છે, એટલે નારદે જે વાત કરી, એમાં નારદનો દોષ કયો?"

પોતાની માતાના મુખથી આ વાતને સાંભળતાં, પર્વતકને આઘાત જરૂર પહોંચ્યો; પણ એ આઘાત, પોતાની ભૂલ થઈ -એ માટેનો નહિ હતો. એ આઘાત તો, પોતાની જીભ છેદવાના ભયથી ઉત્પન્ન થયેલો હતો.

પર્વતકમાં જો પાપભીરૂતા હોત, તો અહીં તેની જૂદી જ દશા થાત. માનો કે-શ્રી નારદજીએ વિદ્યાર્થિઓની હાજ-

રીમાં ભૂલ બતાવી તેથી તે રોષાયમાન થયો હતો અને રોષમાં તેણે નહિ બોલવા જેવું બોલીને, નહિ કરવા જેવું ' પણ ' પણ કર્યું હતું, પરન્તુ હવે તો તે શાન્તિથી વિચારી શકતો હતો અને થઈ ગયેલી ભૂલને પશ્ચાત્તાપ પૂર્વક સુધારી શકતો હતો. પણ એનામાં પાપભીરુતા નહિ હતી. પોતાની જીભ છેદાવાની-એમ જાણીને જ તેને આઘાત થયો હતો અને એથી જ તેણે પોતાની માતાને કહ્યું કે-" હે માતા ! જો એ પ્રમાણે જ વાત છે, એટલે કે-નારદે કરેલો અર્થ જ સાચો છે, તો મારી જીભ ગઈ એમ જ તારે સમજવાનું છેઃ કારણ કે-રાજા વસુ પણ સત્યવાદી છે, એટલે એ પણ પિતાજીના કહ્યા મુજબ જ કહેશે. "

માતાની મોહમગ્નતા :

પોતાના પુત્રના આવા કથનને સાંભળવાથી, મોહમગ્ન માતા પણ મુંઝાણી મોહમગ્ન માતાને પુત્રસ્નેહે મુંઝવી. સ્નેહરાગ પણ એક ભયંકર પાપ છે. સ્નેહવશ બનેલા આત્માઓ, સ્નેહપાત્રનું પણ કારમું અહિત કરનારા બની જાય છે. સ્નેહવશ આત્મા પોતાનું તો બગાડે જ છે, પણ જેના ઉપર તે સ્નેહ કરે છે, તેનું પણ અવસરે કારમું અહિત કરનાર બને છે. સ્નેહવશ આત્મા, સ્નેહપાત્રના દોષોને ગુણો તરીકે જોનારો બની જાય છે. સ્નેહવશ આત્માઓને મોટે ભાગે સ્નેહિના દોષ દેખાતા નથી અને ન હોય એવા પણ ગુણો એની દૃષ્ટિમાં આવે છે. કદાચ દોષ જણાઈ જાય, તો પણ એ દોષના નાશનો પ્રયત્ન કરવાને બદલે, સ્નેહિના દોષનો કારમું પાપ કરીને પણ બચાવ કરવાને માટે, એ સજ્જ થાય છે.

એવી દશા, પર્વતકની સમજુ પણ માતાની થઈ. પુત્રના સ્નેહથી મોહિત થયેલી માતા, પોતાના પુત્રને જીહ્‌વાછેદની આપત્તિમાંથી કેમ ઉગારવો, એનો વિચાર કરવા લાગી. પોતાના પુત્રને એ, સાચી વાતને સ્વીકારી લઈને અનર્થને અટકાવવાની સલાહ આપી શકી નહિ, પરન્તુ તે તો એ જ વિચાર કરવા લાગી કે–" મારા પુત્રની ખોટી પણ વાત હવે સાચી ઠરે શી રીતિએ ?" આમ કરવામાં, તે પોતાના પતિનો પણ દ્રોહ કરી રહેલ છે, એનો ય તેને ખ્યાલ રહ્યો નહિ.

પોતાના પુત્રે કરેલા ખોટા પણ અર્થને સાચો કેમ ઠરાવવો,–એની ચિન્તામાં પડેલી તેણીને એક ઉપાય જડયો. પૂર્વે રાજાએ તેણીને એક વચન આપ્યુ હતું અને તેણીએ રાજાનું તે વચન રાજાની પાસે જ અનામત રાખી મૂકયું હતું. અત્યારે તેણીને એ વચન યાદ આવ્યુ, અગર તો કહો કે–તેણીએ તે વચનને યાદ કર્યું. રાજાના એ વચનને સ્મૃતિમાં લાવીને, તેણીએ રાજાની પાસે પણ ખોટો અર્થ કહેવડાવવાનો નિર્ણય કર્યો. એવા નિર્ણયથી, તેણી પૂર્વપ્રતિપન્ન વરને પ્રાર્થવાને માટે, રાજા વસુની પાસે જવાને તૈયાર થઈ.

સ્નેહવશ આત્માઓ કેવાં કેવાં પાપોને આચરે છે, એ વાત પણ તમે આ ઉપરથી વિચારી શકશો. જે રાજા સત્યવાદી છે, તેને પણ વરનો ઉપયોગ કરીને અસત્યવાદી બનાવવાના વિચારમાં, પર્વતકની માતા લીન બને છે. દીકરો અસત્ય બોલ્યો, પોતે પણ દીકરાને બચાવવાને માટે અસત્યના પક્ષમાં બેઠી અને રાજાને પણ તેના વરદાનનો દુરૂપયોગ કરીને અસત્યવાદી બનાવવાને માટે તૈયાર થઈ–આ બધો ય પ્રતાપ, સ્નેહરાગનો જ હતો. સ્નેહરાગની વિષમતાથી જો

પર્વતકની માતા વિવશ ન બની હોત, તો વસુ અને પર્વતકનો જે ઈતિહાસ લખાયો છે, તેના કરતાં કોઈ જૂદો જ ઈતિહાસ લખાયો હોત : પણ એ ઉભયની ભવિતવ્યતા જ વિષમ હતી, એથી સામગ્રી પણ એવી જ મળી છે : અન્યથા, સમજદાર આત્મા, હિતકર માર્ગોને અખત્યાર કરવાને બદલે, આવા ભયંકર માર્ગને અખત્યાર કરે, એ કેમ જ બને ?

રાજાને ત્યાં પર્વતકની માતા

જ્યારે દુષ્ટ ઈરાદાથી પર્વતકની માતા 'વસુ' રાજા પાસે પહોંચી, ત્યારે 'વસુ' રાજાને ખબર ન હતી કે–'માતા મારી પાસે અસત્ય-ભાષણ કરાવવા આવેલ છે' આથી પાઠકને પિતા તુલ્ય અને પાઠકની પત્નીને માતા તુલ્ય માનનારા તે વસુ રાજાએ, પોતાને આંગણે આવેલ માતાનું અભ્યુત્થાન કરવા દ્વારા સન્માન કર્યું. પછી ઉભે ઉભે જ પ્રણામ પૂર્વક 'વસુ' રાજાએ માતાને આવવાનું કારણ પૂછ્યું.

તેણીએ પણ આવી રીતિએ એકાંતમાં આવવાનું પ્રયોજન પ્રદર્શિત કરતાં કહ્યું કે–" હે પુત્ર ! જો પૂર્વપ્રતિપન્ન વર તારા સ્મરણમાં હોય, તો હું એ વરને માગું !"

આ પ્રશ્નના ઉત્તરમાં ભક્ત હૃદયવાળા રાજાએ કહ્યું કે–" હે માતા ! મેં આપેલા વરને હું સારી રીતિએ યાદ કરું છું. હે માતા ! આપ મને એ વરના ઋણથી મુક્ત કરો અને આપને જે રૂચે તે માગો."

આ પ્રમાણે રાજાએ કહ્યે છતે, માતાએ સઘળોએ વ્યતિકર જણાવ્યો. સઘળા ય વ્યતિકરને જણાવ્યા બાદ, તેણીએ કે–" સર્વ પ્રકારે તારા ભાઈની જીભને તું બચાવ."

માતાની એ પ્રકારની માગણીનો, રાજા વસુ એકદમ

સ્વીકાર કરે, એ શકય નથી: પણ તેની ય સ્થિતિ કફોડી છે. પોતે વરદાન દ્વારા બંધાએલો છે, માગણી કરનાર માતા તુલ્ય ગુરૂપત્ની છે અને માગણી પણ પોતાના સહાધ્યાયી જ નહિ પણ ગુરૂપુત્રની જીભ છેદાતી અટકે એ માટેની છે. વળી માગણી કરનાર, ધાર્યું કરાવવાને માટે, ગમે તેમ બોલીને પણ ક્ષોભ પમાડે એવી છે. આમ છતાં પણ રાજા જો ધારત તો બચી શકત, પણ ભૂંડી ભવિતવ્યતાએ તેને ભૂલાવ્યો. પરિણામે રાજાએ–'એ પ્રમાણે હો.'–એમ કહીને ગુરૂપત્ની રૂપ માતાન માગણીનો સ્વીકાર કર્યો અને રાજાએ એ પ્રમાણે સ્વીકાર કર્યે છતે જ પર્વતકની માતા પોતાન। સ્થાને ગઈ. પોતાના સ્થાને જઇને, તેણીએ પોતાના પુત્ર પર્વતકને ધીરજ આપી.

સ્નેહરાગની ભયંકરતા :

આ પ્રમાણે કરી શકવાથી ખૂશ થવું, એ સ્નેહવશ આત્માનો સ્વભાવ બની જાય છે. સ્નેહવશ આત્માઓ આવી પ્રવૃત્તિના ભયંકર પરિણામને જોઇ શકતા નથી. જો ભયંકર પરિણામને જોવાની શક્તિ સ્નેહવશ આત્માઓમાં રહી શકતી હોત, તો તો તેઓ દ્વારા કારમાં પાપો આચરાત જ નહિ સ્નેહવશ આત્માઓ પણ, કામવશ આત્માઓની માફક અંધ બની જાય છે. જો કે–કામની અંધતા જૂદી જાતિની હોય છે, તો પણ સ્નેહની અંધતા પણ સામાન્ય કોટિની નથી હોતી. દૃષ્ટિરાગની અંધતાનો નાશ કરવાને માટે જેટલી સાધનસામગ્રી જોઈએ, તેટલી સાધનસામગ્રી કામરાગ અને સ્નેહરાગની અંધતાનો નાશ કરવાને માટે નથી જોઈતી, તો પણ કામરાગી અને સ્નેહરાગી પણ, મોટે ભાગે કામરાગ અને સ્નેહરાગની

અંધતાનો નાશ કરવામાં નિષ્ફળ નિવડે છે. જેઓ વાસ્તવિક કોટિના વિવેકને ધરાવતા હોય, તેઓ જ કામરાગ અને સ્નેહ-રાગની સામગ્રીના સહવાસમાં વસવા છતાં પણ, કમળપત્રની માફક નિર્લેપ રહી શકે છે. બાકીનાઓ તો, એ બે રાગોની અંધતામાં પણ અટવાયા જ કરે છે.

સ્નેહરાગની અંધતામાં અટવાતી પર્વતકની માતા, રાજાએ પોતાની વાતને સ્વીકારવાથી ખૂશ બની અને પોતાના પુત્રને એ રીતિએ ધીરજ આપી શકવાથી સંતોષ પામી. શ્રી નારદજી જેવા સત્યવાદિની જીભ જાય તેનું દુઃખ તે માતાને નહોતું, પણ પોતાના અસત્યવાદી પણ પુત્રની જીભ ન જ છેદાવી જોઇએ—એવી એની માન્યતા હતી. આવી માન્યતા કારમા મોહ સિવાય શક્ય નથી, પણ જગતની ગતિ-શીલતા જ આ અને આવી જાતિના રાગ આદિથી જ છે, ત્યાં થાય પણ શું ? જગતની ભવભ્રમણ રૂપ કૂચ અનાદિથી ચાલુ છે અને અનંતકાળ સુધી ચાલુ જ રહેવાની છે. વિરલ આત્માઓ જ, એ ભ્રમણનાં કારણોથી બચીને અને એ ભ્રમ-ણને ટાળવાના સાધનોને સેવીને, આત્માની સાચી ઉન્નતિયે સાધી શકે છે.

રાજાનો અસત્યવાદ-

આ જાતિની વ્યવસ્થિત યોજનાથી પર્વતક નિશ્ચિન્ત હતો અને શ્રી નારદજી પણ પોતાના સત્યના પ્રતાપે સુનિશ્ચિન્ત હતા. આ પછીથી, બીજે દિવસે વસુ રાજાએ રાજસભા ભરી. એ રાજસભામાં ચારે વર્ણના પ્રધાન પુરૂષોએ હાજરી આપી હતી. ચારે વર્ણના પ્રધાન પુરૂષોથી પરિવૃત્ત બનેલી રાજ-

સભામાં, હર્ષપૂર્વક, પર્વતક અને નારદ બન્ને પહોંચ્યા અને બન્ને જણાએ પોતાનો વ્યતિકર સભા સમક્ષ રાજાને કહી સંભળાવ્યો.

આ પ્રમાણે જણાવીને, ન્યાયની આશા રાખતા બન્ને ઉભા. વ્યવહારમાં બે ય ન્યાય માગનારા કહેવાય છે, પણ હમેશાં ખોટો તો અન્યાયની આશામાં જ રમતો હોય છે. પર્વતક પણ અન્યાયની જ આશામાં હતો, જ્યારે શ્રી નારદજી તો સત્ય ન્યાયની જ આશામાં હતા.

આ સ્થાને બન્ને ય આનંદમા હતા: કારણ કે-શ્રી નારદજી એમ માનતા હતા કે-'હું સાચો છું અને રાજા સત્યવાદી છે.' જ્યારે પર્વતક માનતો હતો કે-'ભલે હું ખોટો હોઉં, પણ રાજા પાસે પૂરતી લાગવગ પહોંચી ગઈ છે, એટલે મને હરકત આવવાની જ નથી.'

આ કામ ઘણું વિકટ છે, એમ સભામાં હાજર રહેલા પ્રધાન લોકોને પણ લાગ્યુ છે અને એથી તેઓએ પણ રાજાને ઉદ્દેશીને કહ્યું કે-"હે દેવ! આપ છઠ્ઠા લોકપાલ છો; સત્યવાદિપણાના ગુણથી આપ ગગનના આંગણામાં ગયા થકા રહો છો, એટલે કે-આકાશમાં અધ્દર રહો છો; અને વળી આ બન્નેયના આપ ગુરુભાઈ છો: તે કારણથી, સાથે ઉત્પન્ન થયેલા યમલ અગ્નિમાં જેમ સમચિત્ત રહે, તેમ સમચિત્તવાળા બન્યા થકા, આ પદને યથાસ્થિતપણે પ્રતિપાદન કરો. વળી, સત્યવાદી અગ્નિનું સ્તમ્ભન કરે છે: ત્રાજવામાં તુલિત થાય છે: અમ્બુના પાનમાં શુદ્ધિને પામે છે: રાક્ષસ, સિંહ, અહિ, ભૂત અને પ્રબલ શત્રુએ કરેલા ભયને સારી રીતિએ નિરૂદ્ધ કરી શકે છે: સર્વ લોકમાં માન્ય થાય છે: પરલોકમાં

સુગતિને ભજવાવાળો થાય છે: અને સૌભાગ્યયુક્ત થાય છે. સત્યવાદી કયું કલ્યાણ નથી પામતો ? અર્થાત્–સત્યવાદી સઘળા જ કલ્યાણોને પામે છે. તે કારણથી, હે વિભો ! આપ સત્ય બોલો."

આ પ્રકારે પ્રધાન લોકોએ કહેવા છતાં પણ, ભવિતવ્યતા ભૂંડી હોવાના કારણે, રાજાએ પણ ભવિતવ્યતાના વશે કરીને કહ્યું કે–"આ ઉપાધ્યયના પુત્ર પર્વતક જે કહે છે તે જ સાચું છે."

અસત્યવાદનું પરિણામ

આ કારમા અસત્યને કહેતાંની સાથે જ, અર્થાત્–રાજા એવું અસત્ય બોલ્યા તે પછી તરત જ, કુપિત થયેલી ભુવનદેવતાએ રાજાને અધોમુખ કરી નાખ્યો. અધોમુખ કરીને શિલા અને સિંહાસન સાથે તેને જમીન ઉપર પટક્યો. એ રીતિએ પટકાયેલો 'વસુ' રાજા, મરીને નરક પૃથ્વીમાં ગયો.

આવા પ્રત્યક્ષ પરિણામના દર્શનથી લોકો પણ સમજી ગયા કે–આ પર્વતકે જ રાજા પાસે ખોટી સાક્ષી ભરાવી. આ પ્રમાણે જાણી ગયેલા લોકે, પર્વતકને ખૂબ જ નિંદ્યો અને નગરીમાંથી કાઢી મૂક્યો. લોકે પર્વતકની જ્યારે એવી દશા કરી, ત્યારે શ્રી નારદજીને સત્યવાદી માનીને પૂજ્યા આ રીતિએ અસત્યવાદી રાજા બૂરી હાલતે મૂઓ અને નરકે ગયો, પર્વતક ભયંકર તિરસ્કારને પામીને નગરીથી બહિષ્કૃત થયો અને સત્યવાદી શ્રી નારદજી પૂજિત બનીને પોતાના સ્થાને પહોંચ્યા.

ઉપનય·

આટલું કથાનક જણાવીને, આ પ્રકરણરત્નના મૂલ

પ્રણેતા આચાર્યભગવાન શ્રીમત્ શાંતિસૂરીશ્વરજી મહારાજા, પોતાની રચેલી આ વૃત્તિમાં ફરમાવે છે કે-બાકીનું કથાનક ગ્રન્થાન્તરથી જાણી લેવું. આ પ્રમાણે શેષ કથાનક ગ્રન્થાન્તરથી જાણી લેવાનું કહ્યા પછીથી, કથાનકના ફલિતાર્થને સમજાવતાં પણ એ ઉપકારી મહાપુરૂષ ફરમાવે છે કે-" આ કથાનકમાં આપણે જોયું કે-સૂક્ષ્મ બુદ્ધિવાળા નારદે બકરાનો વધ ન કર્યો અને ક્ષુદ્ર બુદ્ધિવાળા પર્વતકે બકરાનો વધ કર્યો. સૂક્ષ્મબુદ્ધિમાન હોવાના કારણે શ્રી નારદજી સ્વ-પરના ઉપકારી થયા અને ક્ષુદ્રબુદ્ધિ હોવાના કારણે પર્વતક સ્વ-પરનાઅનર્થમાં હેતુભૂત થયો. આ કથાનો આ ઉપનય છે."

<u>ક્ષુદ્રતાને તજો</u>:

પરમ ઉપકારી આચાર્યભગવાન શ્રીમત્ શાન્તિસૂરીશ્વરજી મહારાજાએ ફરમાવેલું આ ઉદાહરણ અને પરમ ઉપકારી, આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ ફરમાવેલી ભીમ અને સોમની કથા, કે જેને આપણે પહેલાં જોઈ આવ્યા, આ બે ય દૃષ્ટાન્તોને જાણ્યા પછી તો સહેલાઈથી સમજી શકાય એમ છે કે-સૂક્ષ્મ બુદ્ધિની કેટલી જરૂર છે તથા ઉત્તાન બુદ્ધિ કેટલું નુકશાન કરે છે? આ સમજ્યા પછી તો, આ મળેલા માનવજીવન આદિને સફલ કરવાને માટે જરૂરી જે ધર્મ, તેને પામવાને માટે અગંભીર મટીને ગંભીર બનવાની ઘણી જ જરૂર છે, એ વાતનો તમારા દિલમાં સજ્જડ નિશ્ચય થઈ જવો જોઈએ. ક્ષુદ્ર આત્માઓ વ્યવહારમાં પણ ભયંકર નિવડે, એમાં તો આશ્ચર્ય જ શું છે? આથી, પ્રત્યેક ધર્મના અર્થિએ, હૃદયમાં ભરાઈ બેઠેલી ક્ષુદ્રતાના નાશને માટે ખૂબ જ પ્રયત્નશીલ બનવાની જરૂર છે.

જેઓ ક્ષુદ્રતાનો નાશ કરીને ગંભીરતાના ધારક બને છે, તેઓ ધર્મની પ્રાપ્તિ પણ સહેલાઈથી કરી શકે છે અને ધર્મની આરાધના પણ ઘણી જ સહેલાઈથી અને સારામાં સારી રીતિએ કરી શકે છે. ધર્મબુદ્ધિથી પણ ધર્મનો વિઘાત થવો–એ સંભવિત છે એ કારણે સૂક્ષ્મ બુદ્ધિથી ધર્મને જાણવાને માટે પ્રયત્નશીલ બનવું જોઈએ 'અમે તો અમુક કાર્ય ધર્મ સમજીને ધર્મની બુદ્ધિએ કર્યું : પછી એમાં જોવાનુ શું?'–એવુ બોલનાર અને એ મુજબ વર્તનારાઓ, ક્યાં અને ક્યારે ધર્મવિઘાતને, પામે, એ કહી શકાય નહિ. આથી, ધર્મની આચારણા કરનારાઓએ સૂક્ષ્મ મતિથી વિચાર કરનારા પણ બનવું, એ પરમ આવશ્યક છે. જે આત્માઓ, આ વસ્તુને સમજીને, ધર્મને સૂક્ષ્મ બુદ્ધિએ જાણવાને માટે તથા આચરવાને માટે પ્રયત્નશીલ બને છે, તે આત્માઓ ધર્મવિઘાતથી બચીને, પરમ કલ્યાણને ભજનાર બની શકે છે સૌ કોઈ એવા બનો, એ જ એક શુભાભિલાષા.

श्री धर्मरत्न प्रकरणम्
द्वितीय भाग समाप्त।